યુગધર્મ ગ્રન્થમાળા ૨.

# કાળા પાણીની કથા

પ્રત ૨૧૦૦ સંવત ૧૯૭૯

કાચું પૂંઠું રૂા. ૧-૪-૦

પાકું પૂંઠું રૂા. ૧-૮-૦

યુગધર્મ કાર્યાલય,

અમદાવાદ.

# પ્રસ્તાવના



આ પુસ્તક યુગધર્મ ગ્રન્થમાળાનું બીજું પુસ્તક છે. તેમાં 'દુનિયા પરના દોજખ'માંથી જીવતા પાછા ફરેલા બારીન્દ્રકુમાર ઘોષ, ભાઈ પરમાનંદ, ઉલ્લાસકરદત્ત અને ઉપેન્દ્રનાથ બન્દ્યોપાધ્યાયની આત્મકહાણીઓ તેમના પોતાના જ શબ્દોમાં રજુ કરવામાં આવીછે. આજે જેલનો ભય આપણામાંથી ઘણેખરે અંશે નીકળી ગયો છે અને સત્યાગ્રહ કરતાં કદાચ કેસરિયાં કરવાં પડે અને જીવનું જોખમ ખેડવું પડે તો તેને માટે પણ આપણા સૈનિકો તૈયાર થતા જાય છે. પરંતુ આજથી લગભગ બે દસકા ઉપર જ્યારે જેલ જવું એ ભારે નામોશીભર્યું લેખાતું, અને બધું કામ ગુપ્ત રાખવું એ જ કળા ગણાતી તે વખતે બંગાળ અને પંજાબના જે તરૂણોએ જેલનો માર્ગ ખુલ્લો કરી આપ્યો તેમનાં નામ આપણી સ્વતંત્રતાના ઇતિહાસમાં અમર થઈ રહેશે. તેમની આ કથાઓ નાટક કે નવલકથાના મનોરંજક કિસ્સાઓ નથી પણ એ દરેક કથા ઉત્કટ દેશપ્રેમીઓના આત્મભોગ અને તપશ્ચર્યાની કરૂણ કહાણી છે. હિંદી સરકાર રાજદ્વારી કેદીઓ પ્રત્યે કેવી ડંખીલી વલણ રાખતી આવી છે અને રાખે છે તેનાં એ જીવતાંજાગતાં દૃષ્ટાન્તો છે. હસતાં હસતાં મરતાં શીખવું એ અઘરૂં છે, પણ ડગલે ડગલે રીબાઈ રીબાઈને મરવું અને છતાંય અંતરના ઉત્સાહ અને નિશ્ચયને અડગ રાખવા એ તો એથીયે અઘરૂં છે. આ પુસ્તકમાંની આપવીતી કથાઓ આપણા એ કઠણમાં કઠણ આદર્શને કેળવવામાં ઉપયોગી થાય એ આ પુસ્તક પ્રકટ કરવાનો અમારો ઉદ્દેશ છે.

બારીન્દ્ર વિગેરેની "કાળાપાણીની કથા" એ તેમના જીવનનું માત્ર એક એક પ્રકરણ છે. કોઈ પુસ્તકનું વચમાંથી ગમે તે એક પ્રકરણ વાંચવાથી પૂરો મર્મ ન સમજાય, એટલા માટે એ ભાઇઓનાં જુદાં જીવનચરિત્રો આપી, સંક્ષિપ્તમાં તેમના જીવનના બીજાં પ્રકરણોનો કંઈક ખ્યાલ આપવાનો અમે પ્રયત્ન કર્યો છે. અમને આશા છે કે એ જીવનચરિત્રો—જે તેમના પોતાના આત્મવૃત્તાન્તમાંથી જ તારવવામાં આવ્યાં છે—તેમના જીવનની ગતિ, લક્ષ અને સાધના વિગેરે સમજાવવામાં કાંઇક ઉપયોગી નીવડશે.

અનુવાદ કરવા માટે ભાઈ નટવરલાલ વીમાવાળા અને ભાઈ રમણલાલ દેસાઈ અને જીવનચરિત્રો લખવા માટે ભાઇ ભીમજીભાઇ પરીખ ( સુશીલ ) ના અમે આભારી છીએ.

વૈશાખ વદ ૯ ને
બુધવાર,
સંવત ૧૯૭૯.
અમદાવાદ.

પ્રકાશક

# અનુક્રમણિકા

## જીવનકથા



## કથા





# બીજાં પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| ખેડાની લડત | પૃષ્ટ | ૫૭૬ | ૧—૮—૦ |
| રાષ્ટ્રગીત | ,, | ૩૦૮ | ૦—૧૨—૦ |
| કારાવાસની કહાણી | ,, | ૧૮૮ | ૦—૧૨—૦ |
| આટલું તો જાણજો | ,, | ૧૨૪ | ૦—૬—૦ |
| મુક્તધારા | ,, | ૧૨૨ | ૦—૬—૦ |
| મુકુલ | ,, | ૧૭૬ | ૦—૮—૦ |
| બોરીઆની લડત | ,, | ૫૬ | ૦—૩—૦ |
| કાયદા સામે થવાની ફરજ | ,, | ૧૬ | ૦—૧—૦ |
| અસહકાર | ,, | ૮૮૦ | ૨—૮—૦ |

ભદ્ર પાસે, અમદાવાદ. } વ્યવસ્થાપક, યુગધર્મ કાર્યાલય.



બારીન્દ્રકુમાર ઘોષ

# બારીન્દ્રકુમાર ઘોષ



અંગ્રેજોના દેશમાં જન્મેલો અને અંગ્રેજી રીતરિવાજોની વચ્ચે ઉછરેલો એક યુવક જો એક ન્હાના ગામમાં ન્હાની હૉટલ માંડી બે પૈસે કે એક આને ન્હાના પ્યાલા પીરસતો હોય તો આપણને પ્રથમ દૃષ્ટિએ કેવી નવાઈ લાગે ! જેનો એક ભાઈ રાજારજવાડાની અમલદારી ભોગવતો હોય, જેનો બીજો ભાઇ એક સારામાં સારી કૉલેજનો અંગ્રેજી-અધ્યાપક હોય અને જેનો ત્રીજો ભાઇ સારા દેશમાં પૂજાતો હોય તેવા એક ૧૭-૧૮ વર્ષના તરૂણને એક તૂટી-ફૂટી અને અર્ધ અંધારી કોટડીમાં પડેલો જોઇએ ત્યારે આપણને એમજ થાય કે આ છોકરો કેટલો ગયો ચંચળવૃત્તિનો અને મનમોજી હોવો જોઇએ !

બારીન્દ્રકુમારના રંગીલા જીવનમાં એ પ્રકારની ચંચળતા અને તરંગવૃત્તિની ખાસ ભાત પડેલી છે. જો તે ધારત તો કોઈ રજવાડાની કે સરકારની પાંચપચીસ રૂપીઆની નોકરીમાં ક્યારનોય જોડાઇ ગયો હોત. પણ મૂળથી જ તેને કોઇની આંગળી

પકડી ચાલવાની ટેવ ન્હોતી, પછડાવાનું જોખમ વ્હોરીને પણ તે ઉડવાનું જ પસંદ કરતો. જીવનની શરૂઆતમાં તેણે થોડી જમીન ખરીદી ખેડુત તરીકે સ્વતંત્ર જીવન ગુજારવાનો સંકલ્પ કર્યો. પણ તેમાં તેને કોઇએ અનુકૂળતા ન કરી આપી. આખરે કોઇ પાસેથી મદદ ન મેળવવાનો નિશ્ચય કરી પટણામાં આવી રહ્યો અને ત્યાં હોટેલ માંડી જીવનનો નિર્વાહ કરવા માંડયો. પરંતુ બાળવયથી જ કાવ્યો રચવામાં અને નવલકથાઓ ગૂંથવામાં ટેવાયેલો, ગરીબોને માટે ઠેકઠેકાણેથી ઉઘરાણું કરી ફંડ એકઠાં કરવાના સ્વભાવવાળો, ગામડાના મવાલી ખેડુઓ અને મજુરોને એકઠા કરી ડંડાબાજી ખેલવાના રસવાળો અને પહેરવેશમાં તથા પદ્ધતિમાં કવિવર રવીંદ્રબાબુનું આબેહૂબ અનુકરણ કરવાવાળો તરૂણ, હોટેલમાં કે દુકાનદારીમાં બે પૈસાનો નફો કરે એવી આશા રાખવી વ્યર્થ છે. કંઇ નહિ તો ૮૦૦–૯૦૦ રૂપીઆનું પાણી કરી તે પોતાના મ્હોટાભાઇ અરવિન્દઘોષ પાસે વડોદરામાં પાછો આવ્યો અને ત્યાં સુખચેનમાં રહી સંગીત, શિકાર તથા કાવ્યવિનોદમાં દિવસો ગાળવા લાગ્યો. ગમે તેમ થાય તોપણ કોઇની પાસે હાથ ન લંબાવવાનો દઢ નિશ્ચય કરીને જ તે પહેલવહેલો ઘરની બહાર નીકળ્યો હતો, પણ ધંધામાં ખોટ જવાથી કચવાતે મને પણ તેને વડોદરે જ આવવું પડયું આ વાત તેને દિલમાં કાંટાની જેમ ખૂંચતી હતી, પરંતુ જ્યાં સુધી બીજો કોઈ માર્ગ ન સૂઝે ત્યાંસુધી વડોદરામાં પડયા રહેવા સિવાય બીજો ઉપાય જ ન્હોતો.

એવામાં એક ગુપ્તસમિતિના ત્રણ પ્રતિષ્ઠિત ગૃહસ્થો સાથે તેને ઓળખાણ થઇ. આ સમિતિનો ઉદ્દેશ હિંદુસ્થાનમાં "રામરાજ્ય" સ્થાપવાનો હતો, અને તેમાં એક દેશી રજવાડાનો રાજા પણ હતો. તેનું મુખ્ય મથક પૂનામાં અથવા તો તેની આસપાસ હતું. બારીન્દ્રે એક હાથમાં તલવાર અને બીજા હાથમાં ગીતા લઈ, આજીવન દેશસેવા કરવાની ત્યાં દીક્ષા લીધી. પછી તે બંગાળમાં આવ્યો.

અહીં પણ એવી જ જાતની બે-ત્રણ ગુપ્ત સમિતિઓનો તેને પરિચય થયો. આ સમિતિઓ કોઇ બદમાશ કે નવરા માણસોની બનેલી ન્હોતી. તેમાં સારા સારા બૅરિસ્ટરો, જમીનદારો અને વિદ્વાનો પણ જોડાયેલા હતા. એક સમિતિની માસિક આવક રૂા. ૨૫૦ ની લગભગ હતી, બીજી એક સમિતિના પ્રમુખ તરીકે એક બૅરિસ્ટર કામ કરતા હતા અને તેમાં દારૂગોળા, સૈનિકો અને પૈસા એકઠા કરવાનું કામ બરાબર પદ્ધતિસર ચાલતું હતું. એક અંગ્રેજબાઈ પણ એ સમિતિની સલાહકાર અને મદદગાર હતી. ત્રીજી એક સમિતિને જાપાનવાળા કાઉન્ટ ઓકાકુરાનો ટેકો હતો. આ બધી વ્યવસ્થા જોવાથી બારીન્દ્રને ખાત્રી થઇ કે બંગાળનો મ્હોટો અને મુખ્ય ભાગ તો કોઇ એક મ્હોટી આસમાની-સુલતાની માટે તૈયાર થઇને જ બેઠો છે, હવે માત્ર થોડા ઘણા નૌજુવાનો અને વિદ્યાર્થીઓને મેળવી શકાય તો કિલ્લો સર કરતાં વાર ન લાગે. બારીન્દ્ર જેવા ઉદ્યોગી અને બેપરવા તરૂણને માટે એ કંઇ બહુ અશક્ય કામ ન્હોતું. આ વખતે તેની ઉમ્મર લગભગ ૨૨ વર્ષની હતી. બરાબર એક વર્ષ પર્યંત તે આ કામમાં મચ્યો રહ્યો. ઠેરઠેર ભમીને તેણે પોતાથી બની શકે તેટલા નવા માણસો ભરતી કર્યા, સરકાર સામે અપ્રીતિ ફેલાવવામાં મણા ન રાખી. છતાં એ બધાનો હિસાબ કરતાં આખરે જમા પાસામાં તો પ્રાયઃ શૂન્ય જેવું જ લાગ્યું. તેને થયું કે માત્ર શક્તિની સાધના આ મહાભારત કામ પાર પાડવા બસ નથી. શક્તિની સાથે ધર્મ અને જ્ઞાન પણ જોઇએ. તે નિરાશ થઈ ઈ. સ. ૧૯૦૩ માં પાછો વડોદરે આવ્યો, અને કોઇ સિદ્ધ-પુરૂષની શોધ કરવા લાગ્યો.

બારીન્દ્રને એમ એકાએક શી રીતે સુઝી આવ્યું એ પ્રશ્નનો જવાબ તેના બાળજીવનમાંથી મળી શકે છે. બારીન્દ્રનો પિતા એક સીવીલ સર્જન હતો, અને તે અંગ્રેજી રીતભાતનો સૌથી મ્હોટો

ખેરખાં હતો. તે પોતાના પુત્રો અને પુત્રીઓને ગળથુથીમાંથી જ અંગ્રેજી રહેણીકરણીના સંસ્કાર પાડવા ખાસ વિલાયત જઇ રહ્યો હતો. બારીન્દ્રનો જન્મ પણ વિલાયતમાં જ થયો હતો એ વાત ઉપર કહેવાઇ ગઈ છે. પ્રારંભના બાર વર્ષ બારીન્દ્રે લગભગ અંગ્રેજી આચારવિચારની સીધી અસર નીચે ગાળ્યા. તે પછી તેના પિતા ગુજરી ગયા અને બારીન્દ્ર તેના માતામહ ( માના બાપ ) શ્રી રાજનારાયણ બસુના સંસર્ગમાં આવ્યો. રાજનારાયણ બાબુ બહુ જ ધાર્મિક અને પવિત્ર જીવન ગુજારનારા પુરૂષ હતા. લોકો તેમને ઋષિ તરીકે પૂજતા. દેવઘર તરફ તીર્થયાત્રાએ આવનારાં બંગાળનાં નર–નારીઓ જયાં સુધી એ ઋષિપુરૂષનાં દર્શન ન કરે ત્યાં સુધી તેમની યાત્રા અપૂર્ણ જ લેખાતી. રાજનારાયણ અંગ્રેજી સુધારાના મ્હોટામાં મ્હોટા વિરોધી હતા. અંગ્રેજી રાજ્ય અને રાજપ્રપંચ વિષે તેમની રગેરગમાં અપ્રીતિ ભરી હતી. બારીન્દ્ર બરાબર ૧૮ વર્ષની ઉંમર થતાં સુધી—એટલે કે પૂરા ૭ વર્ષ તેમની સાથે રહ્યો અને આર્ય આચારવિચાર તેમજ પૂર્વના ધર્મદર્શન વિષે કેટલાક ઉપયુક્ત સંસ્કારો પ્રાપ્ત કર્યા. આ રીતે બારીન્દ્રના બાળજીવનમાં પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિની અસર કંઇક અવ્યક્ત અથવા આછી આછી રહી ગઇ, પરંતુ એ બન્ને અસરોની સાથે શ્રી સખારામ ગણેશ દેઉસ્કરના શિક્ષણ અને ઉપદેશનો રંગ ન ચડયો હોત તો તેનું જીવન આટલું ઝોલે ચડત કે નહીં એ કહેવું મુશ્કેલ છે. સખારામ ગણેશ દેઉસ્કરનું નામ ગુજરાતમાં બહુ જાણીતું નથી. અને સરકારે તેમનું “ દેશેર કથા ” નામનું બંગાળી તેમજ હિંદી અનુવાદનું પુસ્તક જપ્ત ન કર્યું હોત તો તેમનું નામ આટલું જાણીતું થાત કે નહીં એ પણ શંકા છે. સખારામ ગણેશ મૂળ તો એક દક્ષિણી વિદ્વાન હતા, પણ ઘણો લાંબો વખત કલકત્તામાં રહેવાથી બંગાળી એ તેમની માતૃભાષા બની હતી. આખો દિવસ ગલીએ ગલીએ ફર્યા કરવું, સરકારી રીપોર્ટ, સરકારી ખરીતાઓ અને સરકારી રાજ-

પ્રપંચોનો અભ્યાસ કરવો અને હિંદુસ્થાનને કેવી કેવી જાતના અન્યાયો થયા છે અને થાય છે તેની ખાતાવાર નોંધ કરવી એ તેમનો જીવનોદ્દેશ હતો. "દેશેર કથા" માં તેમણે અંગ્રેજી અમલના ગેરફાયદા આંકડા અને પ્રામાણિક પૂરાવા આપી સિદ્ધ કર્યા છે. બારીન્દ્રના તેઓ શિક્ષક હતા. દેશની દુર્દશાનું જ્ઞાન અને સ્વદેશને સ્વતંત્ર કરવાના ઉમળકા બારીન્દ્રે શ્રીયુત સખારામ ગણેશ પાસેથીજ મેળવ્યા હતા. ટુંકામાં ધર્મસંસ્કાર એ ગોસાઈનો વારસો, શક્તિ અને વ્યગ્રતા એ પિતાનો વારસો અને દેશનું દર્દ એ શિક્ષક સખારામનો વારસો: આ ત્રણ વારસાનું એકીકરણ એ બારીન્દ્રનું જીવનરહસ્ય. એક વર્ષ પર્યંત કલકત્તામાં કામ કર્યા પછી બારીન્દ્રને શક્તિની સાથે ધર્મની સાધના આવશ્યક લાગી, ધર્મનીતિ વિનાની રાજનીતિ તેને ફોગટ જણાઇ.

નર્મદા કિનારે ચાંદોદમાં બ્રહ્માનંદ નામના એક સિદ્ધ યોગી વસે છે એમ તેણે પ્રથમ સાંભળ્યું હતું, પણ જ્યારે તે ચાંદોદ આવ્યો ત્યારે બ્રહ્માનંદજી તો સ્વર્ગવાસ પામ્યા હતા, અને તેમને બદલે તેમના શિષ્ય કેશવાનંદજી આશ્રમનો કારભાર ચલાવતા હતા. બારીન્દ્રે એક બે દિવસ તેમની પાસે રહી કસોટી કરી; પણ તેમાં તેને સંતોષ ન થયો. ત્યાંથી પાછા ફરતા તેને વિષ્ણુ ભાસ્કર લેલે નામના એક દક્ષિણી ગૃહસ્થનો પરિચય થયો. બારીન્દ્રે પોતેજ કહ્યું છે કે આ ગૃહસ્થ એક સાચા સાધુ અને સાધક હતા. પણ હાથમાં આવેલો પારસમણિ પત્થર સમજી બારીન્દ્રે તે વખતે ફેંકી દીધો. શ્રીયુત લેલેની બારીન્દ્ર ઉપર એવી નિર્મળ પ્રીતિ હતી કે બારીન્દ્ર જ્યારે બોમ્બકાંડનો બ્રહ્મા બની બળવાની તૈયારી પૂર જોસથી કરી રહ્યો હતો તે વખતે લેલેએ ખાસ કલકત્તે જઈ, તે કેવું જોખમ ખેડી રહ્યો હતો અને અશુદ્ધ મન રાખી દેશસેવા કરવા જતાં કેટલી કઠણ કસોટી થાય છે તે વિષે શાંતિથી ઉપદેશ આપ્યો હતો. પણ બારીન્દ્રને ગળે તે ન ઉતર્યો. તેણે તે વખતે કહેલું કે–"હું ગમે તે પ્રકારનું જોખમ

ખેડવા તૈયાર થયો છું, બહુબહુ તો મને ફાંસીને લાકડે લટકાવવ.માં આવશે ! એ સિવાય સરકાર વિશેષ શું કરી શકે તેમ છે ?"

લેલેએ તેનો જવાબ આપ્યો:—"ફાંસી કરતાં પણ વિશેષ દુઃખ વેઠવાં પડશે !"+

મહાશય લેલે પુનઃ તેને ચાંદોદ લઇ ગયા. તે વખતે ત્યાં સાકરીઆ બાવા નામના એક ત્યાગી પુરૂષ આશ્રમ બાંધી રહ્યા હતા. આ ત્યાગી પુરૂષે ૧૮૫૭ ના બળવા વખતે ઝાંસીની મહારાણી સાથે રહી અંગ્રેજ સૈન્ય સામે યુદ્ધ કર્યું હતું. છેવટે મહારાણી સ્વર્ગવાસ પામ્યાં એટલે પોતાને હાથે તેમનો પવિત્ર દેહ અગ્નિ-ચિતામાં પધરાવી પોતે સંન્યાસ લઇ લીધો. તેઓ ખાંધે સાકરની ભરેલી એક ઝોળી રાખતા અને તેમાંથી મુઠી ભરીને હરકોઇને સાકર આપતા. બારીન્દ્રે તેમની પાસે દીક્ષામંત્રની યાચના કરી, પણ તે વેળા કોઇ સારૂં મુહૂર્ત ન લાધવાથી થોડા દિવસ રાહ જોવાનું કહ્યું. બારીન્દ્રની પ્રકૃતિ કોઇ જાતનો વિલંબ સહન કરી શકે તેમ નહોતી. બહુ આગ્રહ કરવાથી બાવાજીએ બીજે દિવસે "ૐ હ્રીં ક્રીં" વિગેરેનો એક શક્તિમંત્ર આપ્યો. તેની સાથે માછલી, માંસ અને કાંદા વિગેરે ઉત્તેજક પદાર્થોનો આહાર ન કરવાની સલાહ આપી. થોડા દિવસ સુધી બારીન્દ્રે ધ્યાન, તપ, જપ વિગેરે ચાલુ રાખ્યું પણ તેનું ચંચળ મન એ શુષ્ક જેવી ભાસતી પ્રવૃત્તિમાં પૂરેપૂરૂં ન ખૂંપ્યું. રાજદ્વારી પ્રવૃત્તિ હરેક પળે તેને લોભાવતી હતી. કાંતો માતા દુર્ગાનું સ્મરણ કરતાં ફાંસીને લાકડે લટકવું અને કાંતો દેશને સ્વતંત્ર કરી સુખવૈભવનો રસ લૂંટવો એ તેના ઉછળતા અભિલાષ હતા.

---

+ બારીન્દ્રે બાર વર્ષ આંદામાનમાં વીતાવ્યા પછી પોતાની જે આપવીતી લખી છે તેમાં લેલેની એ ભવિષ્યવાણીને અક્ષરશઃ સત્ય ઠરાવી લેલેનો લાભ નહીં લેવા બદલ પશ્ચાતાપ દર્શાવ્યો છે.

સિદ્ધપુરૂષની કૃપા અને આધ્યાત્મિકબળ પ્રાપ્ત કરવાની ભાવના, સ્મશાનવૈરાગ્યની જેમ તેના હૃદયને સ્પર્શ કરતી ન કરતી એકદમ સરી ગઇ !

સુરતની કોંગ્રેસમાં જઈ આવ્યા પછી તેણે ગુપ્તસમિતિઓમાં પૂર જોસથી ઝૂકાવ્યું. ખરૂં જોતાં તો તેણે આ કોંગ્રેસમાં જે ઉગ્ર મતભેદ, ફાટફુટ, નિંદા, ઇર્ષા અને ભય વિગેરે જોયાં તેથી તો તેના સ્થાને બીજો કોઇ હોય તો નિરાશ બની લમણે હાથ દઇ રાજકીય ક્ષેત્રમાંથી એકદમ નાસીજ છૂટે. પણ બારીન્દ્ર વિચિત્ર પ્રકૃતિનો કર્મવીર હતો.

મહારાષ્ટ્રમાંથી સેંકડો મરણીઆ માણસોની આશા રાખેલી ત્યાંથી તેને એક પણ માણસ ગુપ્તસમિતિ માટે ન મળ્યો ! આટલું છતાં બારીન્દ્રે આશા ન મૂકી, શક્તિ અને સાધનનો હિસાબ ન કર્યો. રવીન્દ્રબાબુએ કહ્યું છે તેમ "ભલે તારા માર્ગમાં ઘોર અંધકાર વ્યાપ્યો હોય, તારી સાથે ભલે કોઇ સહચારી ન હોય તો પણ તું એકલો જજે ! " તે એકલો એક સો જેવો બંગાળને સ્વતંત્ર કરવા બોંબયુગનો બ્રહ્મા બની નીકળી પડયો ! સુરતમાં ફરીથી તેને મહાશય લેલેનો સમાગમ થયેલો તે વખતે બારીન્દ્રે લેલેને ચોખ્ખું સમજાવી દીધું કે:-" મને ભગવાન વિના હજી થોડા દિવસ ચાલ્યું જશે, પણ નાણાં અને દારૂગોળા વિના નહીં ચાલે. છતાં ભગવાન પોતેજ જો મારા બોંબના કારખાનાના મિસ્ત્રી તરીકે કામ કરવા અને બંગાળ બેંકની તિજોરી મારે ત્યાં ઠલવવા ખુશી હોય તો એ ભગવાન સામે મારે જરાયે વાંધો નથી." બારીન્દ્ર આ વખતે સ્વદેશ સિવાય બીજા કોઇ ભગવાનને ઓળખતો ન્હોતો. માતૃભૂમિ એજ તેનો ધર્મ, એજ તેનો જપ, એજ તેની સાધના ! તેણે પોતેજ કહ્યું છે કે " દેશોદ્ધાર એ મારૂં સાધ્ય હતું, ભગવાન એ તો મારે મન સાધન માત્ર ! "

સુરતથી સીધા કલકત્તે આવી તેણે બોંબ બનાવવાની તૈયારીઓ કરવા માંડી. જ્યાં જ્યાં પોતાનો અવાજ પહોંચી શકતો હોય, જ્યાં જ્યાં પોતાની લાગવગ ચાલી શકતી હોય ત્યાં ત્યાં અનુશીલન સમિતિ, આત્મોન્નતિ સમિતિ, સુહૃદ સમિતિ જેવી સંસ્થાઓ સ્થાપી બંગાળને નવેસર ઢંઢોળવાનું શરૂ કર્યું. વિદ્યાર્થીઓ અને નૌજુવાનો સંખ્યાબંધ ખેંચાઇ આવવા લાગ્યા. પણ તેમના નિભાવ અને ખર્ચ માટે જે નાણાં જોઇએ તે કયાંથી લાવવાં? બારીન્દ્રને પગલે પગલે નાણાંની અગવડ નડવા લાગી. તે પૈસાદારો અને આગેવાનોના આંગણે જઇ નાણાંની ભિક્ષા માગવા લાગ્યો. પણ જ્યાં જાય ત્યાં તેને માત્ર એકજ સલાહ મળતી હતી કે "કંઇક કામ કરી બતાવો." બારીન્દ્ર ઘણુંય સમજાવે કે "ભાઇ, શરૂઆતમાં નાણાં જોઇએ, ખર્ચ નભાવવા અને બોંબનો મસાલો સંઘરવા સારૂં ફંડ જોઇએ; કામનો સંતોષ તો એ પછીની વાત છે." પણ કોઇ માણસ એ વાત માનવા તૈયાર ન્હોતું. તેઓ સ્પષ્ટ શબ્દોમાં કહેતા કે "તમે ભલે નાણાં લઇ જાઓ, પણ ત્રણ દિવસમાં અમુક ગોરા અમલદારોનાં ખૂન થઇ જવાં જોઇએ." એક ગૃહસ્થે એકવાર સર બેમફિલ્ડ ફૂલરનું હરકોઇ પ્રકારે કાટલું કાઢવા બારીન્દ્રને એક હજાર રૂપીઆ આપેલા. બારીન્દ્ર અને તેના સાથીઓ ફૂલર સાહેબની પાછળ કેટલાય દિવસ સુધી ભૂખ્યા ને તરસ્યા, થાકયા ને પાકયા રખડયા, છતાં જોઇએ તેવો લાગ ન મળવાથી વીલે મ્હોડે પાછા ફર્યા. પેલા ગૃહસ્થે મુદતસર કામ ન થયું એટલે પોતાના હજાર રૂપીઆ માટે ચાંપતી ઉઘરાણી કરવા માંડી. આખરે બારીન્દ્રને તે રૂપીઆ પાઇએ પાઇ ભરી આપવા પડયા. ફૂલર સાહેબની પાછળ રખડવામાં જે ખર્ચ થયો અને જે હાડમારી વેઠવી પડી એ નફાના ભાગીદાર બારીન્દ્ર અને તેના સાથીઓ. બારીન્દ્ર કહે છે કે–"અમને એક હજાર રૂપીઆ આપી ખૂન કરાવવા માગનાર ગૃહસ્થ આજે બંગાળમાં પ્રતિષ્ઠિત પુરૂષ ગણાય છે." પણ આપણને અત્યારે તે વાતની સાથે કશો સંબંધ નથી. તાત્પર્ય એ છે કે નાણાં મેળવવા માટે લોકોને અશકય

કાર્ય કરી આપવાનાં વચનો આપવાં પડતાં, પાંચ દસ રૂપીઆ આપનાર આગેવાન પણ અમુક અમલદારના આટલી મુદતમાં રામ રમી જ જવા જોઇએ એવો આગ્રહ કરતા. આ વચનો પાળવાની ઉતાવળને લીધે બારીન્દ્રના સાથીઓ વ્યવસ્થિત રીતે અને શાંતિથી કામ ન કરી શકયા. તેમને અધૂરી તૈયારીઓ સાથે ધડાકો કરવો પડયો. પરિણામે સૌને એકાએક પકડાવું પડયું. આ બાબતનો અફસોસ બારીન્દ્રને હજી પણ સાલે છે. તે કહે છે કે જો આ દુર્ભાગી દેશ અમારા કામનું મહત્વ સમજતો હોત, થોડી ઘણી શાંતિ રાખી અમને અમારી તૈયારીઓ સંપૂર્ણ કરવાની તક આપી હોત તો અમારી આટલી બધી દુર્દશા ન થાત."

ગમે તેમ કરીને પણ નાણું આપનાર ગૃહસ્થોને સંતોષ થાય એવી જાતનું કંઇક કરી બતાવવું જોઇએ, એવો વિચાર કરી બારીન્દ્રે મુઝફ્ફરપુરમાં ખુદીરામ બોઝ અને બીજા એક તરૂણને બોંબ આપી રવાના કર્યા. બીજે કે ત્રીજે દિવસે બારીન્દ્રે 'એમ્પાયર' પત્રમાં એ બોંબના ભડાકાના સમાચાર વાંચ્યા અને વર્તમાનપત્રના તે ભાગ ઉપર આસમાની રંગની લીંટી ખેંચી. એંપાયરમાં જે હેવાલ પ્રકટ થયો હતો તેમાં અંતે સાફ શબ્દોમાં લખ્યું હતું કે–"આ બોંબ કયાંથી આવેલો હોવો જોઇએ એ વિષે પોલિસને સંપૂર્ણ માહિતી મળી ચૂકી છે અને થોડા જ દિવસમાં એ કાવતરૂં ખુલ્લું પડી જશે." બારીન્દ્રે તે ઇસારો વાંચ્યો. તે જો ધારત તો તે જ વખતે બોંબનો બધો સામાન આડોઅવળો કરી શકત; પણ પોતાની શક્તિ અને કુનેહ ઉપરના અંધવિશ્વાસને લીધે તે સાવધ ન બની શકયો. જુવાનીનો મદ અને અસંયમ આ વખતે તેનામાં સોળે કળાએ પ્રકાશતો હતો. એ મદમાં ને મદમાં જ, આ મુઝફ્ફરપુરનો પ્રસંગ બન્યો તે પહેલાં જ 'યુગાન્તર'માં જાહેર રીતે પ્રજાને તેણે જણાવી દીધું કે–"આજ સુધી જે કામ માત્ર કલમ અને

વાણીથી ચાલતું તે કામ હવે અમે ખુલ્લી રીતે કરી બતાવવા બ્હાર પડયા છીએ. " સરકાર, યુગાન્તરની એકેએક લીટી બરાબર વાંચતી હોવાથી તેમના એ અસંયમવાળા ખુલાસાનું શું પરિણામ આવશે તેનો વિચાર કરવા જેટલી પણ ધીરજ તેમનામાં રહી ન્હોતી.

આખરે પોલિસનો દરોડો પડયો અને માણિકતલ્લા બાગમાં રહેનારા બધા યુવકો સપડાયા. એક સાર્જન્ટે પેલા આસમાની લીટી-વાળા 'એંપાયર' પત્ર તરફ બારીન્દ્રનું ધ્યાન ખેંચતાં પ્રશ્ન કર્યો કે:-" A very interesting news. Isn't it ?" (બહુ મજેદાર સમાચાર, ખરૂં ને ?) બારીન્દ્રે જવાબ આપ્યો-" Oh ! very !"-( ખરેખર, ભારે ! ) બારીન્દ્ર કહે છે કે-" હસવું અને હાણુ એ બન્નેનો જો મને કોઇવાર ભેટો થયો હોય તો જીંદગીમાં આ પહેલી જ વાર ! " પોલિસે ખોળી ખોળીને જડતી લેવા માંડી. આગલી રાત્રે જે હથીઆરો બારીંદ્રે ભોંયમાં દાટી દીધા હતા તે પણ, ધૂળના તાજા ટેકરા ખસેડી પોલિસે હાથ કર્યા. પોતાની બધી મહેનત ઉપર આમ પાણી ફરતું જોઇ બારીંદ્રનું હૈયું ભરાઇ આવ્યું. તેને થયું કે આટઆટલા દિવસની તનતોડ મહેનત અને ઉજાગરાનું આ પરિણામ ! એક તો આ રીતે તે અંતરમાં બળીજળી રહ્યો હતો ત્યાંતો બીજી તરફ ન્હાની ઉમરના થોડા વિદ્યાર્થીઓને પોલિસ પજવી રહી હતી. આ દૃશ્ય બારીન્દ્રથી ન જોયું ગયું. તે એક પોલિસ અમલદાર પાસે જઇ તાડૂકી ઉઠયો:—" એ નિર્દોષ માણસોને ન પજવો. હું પોતે આ બધા તંત્રને માટે જવાબદાર છું; એ લોકો સાવ નિર્દોષ છે. " પેલા અમલદારે " Noble fellow ! "—( ખાનદાન બચ્ચો ! ) કહી બારીન્દ્રની પ્રશંસા કરવા સિવાય બીજો કંઇ જ ઉત્તર ન આપ્યો. બારીન્દ્ર કહે છે કે " તેની એ પ્રશંસા પણ મને તો કાનમાં ખીલા ભોંકાતા હોય તેવી લાગી ! "

એકે એકે આખી બળવાખોર ટોળી પકડાઈ, કેટલાક નિર્દોષો પણ તેમાં સંડોવાયા. બારીન્દ્રને નિર્દોષ માણસોની સતામણી અસહ્ય થઇ પડી. તેણે જેલમાં પોતાના સઘળા સાથીઓ સાથે મસલત કરી નિર્દોષોને બચાવવા માટે જેટલું સાચેસાચું કહી દેવાની જરૂર પડે તેટલું અદાલતમાં કહી દેવું એવો ઠરાવ કર્યો. "આપણે હવે મૃત્યુના મ્હોંમાંથી બચી શકીએ તેમ નથી. તો પછી અંગ્રેજના રાજ્યમાં કેદમાં સડીસડીને અથવા તો ફાંસીના લાકડે ઝૂલતાં ઝૂલતાં શી રીતે મરી શકાય છે એ પાઠ આપણા દેશબન્ધુઓને શીખવી દેવામાં આપણે શા માટે કાયરતા બતાવવી!" બારીન્દ્રના એ મર્દાનગીવાળા ઉદ્ગાર સાંભળી તેના બીજા સાથીઓ જરૂર પૂરતી વાત કહી દેવા તૈયાર થયા.

બારીન્દ્ર કહે છે કે પકડાયા પછી જો તુરત જ નાસી છૂટવાનું તેણે મનમાં ધાર્યું હોત તો તેને એકવાર બહુ સરસ તક મળી હતી. આ પ્રસંગ અને તે સમયની તેની મનોદશા બારીન્દ્રના પોતાના શબ્દોમાં જ સાંભળવા જેવી છેઃ—

"એક દિવસે મને લાલબજારમાંથી ડીટેક્ટીવખાતામાં રવાના કરવામાં આવ્યો. મારી સાથે પહેરેગીર તરીકે એક સાર્જન્ટ બચ્ચો હતો. બચ્ચો એટલા માટે કહું છું કે તેની ઉમર ૧૬ કે ૧૭ વર્ષથી ભાગ્યે જ અધિક હશે. એક તો બાળક અને તેમાં વળી હાથમાં એક ભરેલી પિસ્તોલ. તે મારી આગળ આગળ ચાલતો હતો અને હું તેની પાછળ પાછળ. આ બચ્ચાજી પાસેથી નાસી છૂટવું એ મને રમતવાત હતી. કદાચ તે મારા ઉપર ગોળી છોડત, પણ તે વાગત કે કેમ તે તો ભગવાન્ જાણે. છતાં હું ન નાસ્યો. હું એટલો બધો નિરાશ થયો હતો કે હવે તો જે કાંઇ પ્રાપ્ત થાય તે આંખો મીંચીને પીજ જવું એમ મેં નક્કી કર્યું હતું. સાર્જન્ટે મને ટ્રામમાં

બેસવાનું સૂચન કર્યું. હું તેની સાથે ટ્રામમાં ચઢી બેઠો. એ વખતે કેટલાય બબુઓ, કેટલાય ચશ્માધારીઓ અમારી આસપાસ હરતા-ફરતા હતા. પણ "આ બારીન્દ્રને આજે કેદી તરીકે પકડી લઇ જવામાં આવે છે" એવો કોઇને વિચારસરખો પણ ન આવ્યો! કદાચ મને ઓળખે અને દિલમાં દાઝે તો પણ તેઓ શું કરી શકે તેમ હતું ? હિંદુસ્થાન એ કંઈ આયર્લાંડ નથી તેમ રશીઆ પણ નથી! મને એ વખતે ખાત્રી થઇ કે આંખો બંધ કરીને અમે ઘણી તૈયારીઓ કરી, પણ પહેલી તૈયારી લોકોને જાગૃત કરવાની જે કરવી જોઇએ તે તો અમે ભૂલી જ ગયા! જે દેશની સ્વતંત્રતા મેળવવા ખાતર અમે આટઆટલી તૈયારીઓ કરી, આટઆટલાં બલિદાન આપ્યાં, આટઆટલાં વ્રત લીધાં તે દેશને અમારા રહેવાથી કે પકડાવાથી કંઈ જ લાગણી થતી જોવાતી ન્હોતી! મને લાગ્યું કે જ્યાં સુધી પ્રજા અમને ફાંસીના લાકડે ચઢતા અને મરતા નહીં જુએ ત્યાં સુધી મરણથી ડરી ડરી નાસનારી આ પ્રજા મરતાં નહીં શીખે. એકવાર હિંદુસ્થાનને મૃત્યુનો પાઠ ભણાવવા ખાતર પણ મારે મરવા તૈયાર થવું જોઇએ અને એટલા જ માટે નાસી છૂટવાની અપૂર્વ તક મળવા છતાં એ સાર્જન્ટબચ્ચાની પાછળ પાછળ હું દોરાયો......"

પણ જેમ જેમ વખત વીતતો ગયો, મુકદ્દમો લંબાતો ગયો અને જેલનાં દુઃખોનો કડવો અનુભવ વધતો ગયો તેમ તેમ બારીન્દ્રનો ઉભરો શમતો ગયો. તેણે અલિપુર જેલ તોડી, અને બની શકે તો સૌને સાથે લઇ નાસી છૂટવાની તૈયારીઓ કરવા માંડી. અદાલતમાં જે મિત્રો અનાયાસે બારીન્દ્રને મળતા તેમજ જેલમાં જેઓ મળવા આવતા તેમને સમજાવી, પૈસા તથા રીવોલ્વરોનો સંઘરો કરવા માંડયો. ધીમે ધીમે પાંચ-સાત રીવોલ્વરો જેલમાં એકઠી થઈ. સાધારણ વોર્ડરોનાં તો મ્હોં અને આંખકાન બારીન્દ્રે પૈસાથી બંધ કરી દીધાં હતાં, એટલે એ લોકો જોયું નજોયું કરવા તથા

સાંભળ્યું ન સાંભળ્યું કરવા તૈયાર હતા. પણ આ રીવૉલ્વરો સંતાડવી ક્યાં એ મુખ્ય પ્રશ્ન થઇ પડ્યો. વિચાર કરતાં બારીન્દ્રને એક રસ્તો સૂઝી આવ્યો. જે માટીના ઓટલા ઉપર કેદીઓને સુવાડવાની વ્યવસ્થા હતી તે ઓટલામાંથી ચાર–પાંચ ઈંટો ખેરવી તેની અંદર રીવૉલ્વરો છૂપાવી દીધી. બારીન્દ્રે એ વાત પોતાની ટોળીમાં પણ બનતા સુધી ખાનગી જ રાખી. દરમિયાન જેલના તાળાની ચાવીઓ તૈયાર કરાવવા તાળાના ઉપલા ભાગ ઉપર મીણુ દબાવી તેને મળતી ચાવીઓ તૈયાર કરવાની ફરમાશ પોતાના દોસ્તોને તેણે આપી દીધી. અને કોઇ એક અનુકૂળ રાત્રે પાયખાના તરફની દિવાલ ઉપર ચડી નાસી છૂટવું, અને નીચે કૂદતાની સાથે જ આગળથી તૈયાર રાખેલી મૉટરમાં ચડી કોઇ જંગલ કે કાબુલ જેવા દેશમાં ચાલ્યા જવું એવી બધી ગોઠવણ ચાલતી હતી તેટલામાં કનૈયાલાલ દત્તે, નરેંદ્ર ગોસ્વામીનું પિસ્તોલ છોડી ખૂન કર્યું અને બારીન્દ્રની બધી તૈયારીઓ ધૂળમાં મળી ગઇ. બારીન્દ્ર કહે છે કે બીજા કેટલાય નિર્દોષ માણસોને નાહક સતાવનાર આ નરેંદ્ર ગોસ્વામીનો ઘાટ ઘડવાની જરૂર તો હતી જ, પણ તે કામ જેલબ્હાર–અર્થાત્ અદાલતમાં જતાં કે આવતાં થઇ ગયું હોત તો વધારે સારૂં હતું. બારીન્દ્રના મનના આ વિચાર તેના સાથીઓ શી રીતે સમજી શકે ? બારીન્દ્ર પોતેજ કહે છે કે "જો હું મૂળથી આપખુદ ન હોત અને મેં બધાની સાથે મળીને નાસવાની યોજના કરી હોત તો આવું ઉંધુચતું ન થાત.

બારીન્દ્રને તેમજ બીજાઓને લગભગ એક વર્ષ સુધી તપાસ દરમિયાન જેલમાં રહેવું પડયું. જેલનાં દુઃખોને હળવાં કરવાં અથવા તો તે દુઃખોમાંથી પણ મજા લૂંટવાના કેટલાક અવનવા માર્ગ તેમણે શોધી કાઢયા. પણ એક વર્ષ પૂરૂં થતાં એ મિત્રસમાજ સરખો મેળાવડો

વિસર્જન થયો અને બારીન્દ્રને આજીવન દેશનિકાલની સજા થઇ કાળાપાણી તરફ ચાલીનીકળવું પડયું. એ કાળાપાણીની કથા બરાબર સમજી શકાય તે માટેજ બારીન્દ્રની પ્રકૃતિ અને પ્રવૃત્તિનો સંક્ષિપ્ત હેવાલ અત્રે આપ્યો છે.

પણ આજનો બારીન્દ્ર અને બાર વર્ષ ઉપરનો બારીન્દ્ર હવે એક નથી. કાળાપાણીથી પાછો ફરનાર બારીન્દ્ર પોતાના મ્હોટા ભાઇ બાબુ અરવિંદ ઘોષ પાસે રહી યોગસાધના સાધી રહ્યો છે. પ્રથમ જે ધર્મ અને સાધનાની વાતો તેને નીરસ અને નિરર્થક લાગતી તેમાં હવે તે રસ અને સાર્થકતા જોઇ શકે છે. પરમાત્માની આ સુંદર સૃષ્ટિમાં કોઈ પણ ઘટના સાવ નિરર્થક નથી હોતી. બારીન્દ્રના દુઃખ, ક્લેશ, કષ્ટ આજે સફળ થયાં છે તે ધીમે ધીમે મનુષ્યત્વમાંથી દેવત્વ પ્રકટાવતો જાય છે. **न हि कल्याणकृत् कश्चित् दुर्गतिं तात गच्छति।**



# શ્રી ઉપેન્દ્રનાથ બન્ધોપાધ્યાય



'યુગાન્તર' પત્ર અને તેનાં પરાક્રમો વિષે તો ઘણા વાંચનારાઓ પરિચિત હશે. બંગાળના તરુણ વિદ્યાર્થીઓ અને નવયુવકોની જવાંમર્દીને જગાડી મેદાનમાં બોલાવી, માથું આપવાની હાકલ પાડનાર, પ્રજા ઉપર અણુઘટતું દમાણ લાવનાર અમલદારોને છડેચોક " જહાચિઠ્ઠિ " મોકલનાર, આ યુગાન્તર પત્ર, મરવા છતાંય સરકારી દફતરોમાં અને દેશના ઇતિહાસમાં અમર થઇ ગયું છે. કલકત્તાના એક વડા ન્યાયાધિકારીએ કહેલું કે " યુગાન્તર ખરીદનારાઓનાં ટોળેટોળાં માર્ગમાં એટલાં બધાં ઉભરાઇ નીકળે છે કે રાહદારીઓને ચાલવું મુશ્કેલ થઇ પડે છે ! "

અને ' યુગાન્તર કાર્યાલય ' એ છાપાની કે છાપખાનાની જ ઓફીસ માત્ર ન્હોતી. દેશભક્તિની ધગશથી ભરેલા અનેક જુવાનીઆ રોજ અહીં એકત્ર થતા, બળવાના બંધારણો વિષે વિચારો કરતા, અને ક્યારે કોના કેવી રીતે ધાટ ઘડવા તેની મંત્રણા ચલાવતા. " યુગાન્તર કાર્યાલય " જો કે એક ન્હાના ઓરડાથી લગીરેય મ્હોટું

ન્હોતું, એના સરંજામમાં કાગળના થોડા થોકડા અને એક કે બે ભાંગીતૂટી પેટીઓ સિવાય કંઇ જ સામગ્રી ન્હોતી, તો પણ બંગાળના જુવાનીઆઓ માટે તે એક ગવર્નમેંટ હાઉસની બરોબરી કરતું. દેશમાંથી ફિરંગીઓને ઉચાળા ભરાવ્યા પછી સ્વરાજ્યની પહેલી સભા આ યુગાન્તર કાર્યાલયમાં જ ભરાવાની એવો તેમને વિશ્વાસ થઇ ગયો હતો.

આ યુગાન્તર મંદિરમાં પેલી છિન્નવિચ્છિન્ન ગાદડી ઉપર, પેલા ન્હાના સરખા બાજોઠ પાસે, હાથમાં કલમ લઇ, માત્ર ધોતીઆભેર કોણ બેઠું છે? તે અત્યારે યુગાન્તરને માટે લખાણ લખવાની ચિન્તામાં છે, એટલે જરા ગંભીર લાગે છે, પણ જ્યારે તે પોતાની કલમ બાજોઠપર મૂકી તમારી સાથે વાત કરશે ત્યારે તમારી મકદૂર નથી કે તમે તેનાં માર્મિક વચનો, કટાક્ષો અને મીઠી મશ્કરીઓ સાંભળી ખડખડાટ હસી પડયા વિના રહી શકો. એનું શરીર કેવું ઘડાએલું છે? તેણે ઘાટઘાટનાં પાણી પીધાં છે. તે બાવાઓની જમાત ભેગો બાવો બનીને રખડયો છે, તેણે દિવસોના દિવસો સુધી માત્ર મુઠ્ઠીભર અનાજ ખાઈ ઝાડની છાંયા નીચે પડ્યા રહેવાની કષ્ટસાધના સાધી છે. યુગાન્તરના સંપાદકો એક પછી એક સરકારી મહેમાન થવાથી હવે સંપાદનનો બધો બોજો એ ભાઇ ઉપર આવી પડયો છે. તે બાબુ અરવિંદઘોષનાં ચરણ પાસે બંદેમાતરમ્ ઑફીસમાં થોડો વખત રહી રાજનીતિની તાલીમ પણ લઇ આવ્યો છે. તેનું નામ ઉપેન્દ્રનાથ બન્દોપાધ્યાય, ફ્રેંચ તાબાનું ચંદ્રનગર એ તેનું જન્મસ્થાન છે. તેનું વય લગભગ ૨૬ વર્ષનું હશે.

નિશાળમાં તેણે તોફાની વિદ્યાર્થી તરીકે ખૂબ નામના મેળવી હતી. ઘણીવાર તે છેક છેલ્લા બાંકડા ઉપર ઉભો ઉભો, શિક્ષક ન જાણે તેમ વિદ્યાર્થીઓની અને શિક્ષકની મજાક ઉડાવતો. નિશાળની સરસ્વતી સાથે જો કે તેને મૂળથી જ અણબનાવ હતો, છતાં કલ્પ-

નાદેવી અને લેખનકળા તેની ઉપર પ્રસન્ન હતાં. ાશાળામાં બેસી ભણવાને બદલે તે એઠો એઠો કવિતાનું કારખાનું જ ચલાવ્યાં કરતો. પણ તે સ્થિતિ વધારે વખત ન ટકી. "પ્રવેશક પરીક્ષા" (Entrance Examination) માં તે ઉંચે નંબરે પાસ થયો એટલું જ નહીં, પણ એફ. એ.માં તો તે રૂા. ૨૦ની માસિક સ્કૉલરશીપ મેળવવાનો અધિકારી થયો. તે ફ્રેંચભાષા અને બાઇબલમાં બહુ પાવરધો ગણાતો. ત્રણ વર્ષ તેણે મેડીકલ કૉલેજમાં ગાળ્યા, પણ આખરે તબિયત સારી ન રહેવાથી તેને ઘેર પાછા ફરવું પડ્યું.

હિંદુસ્થાનમાં અંગ્રેજ સરકારની શાળામાં ભણેલો જુવાન નોકરી સિવાય બીજું શું શોધે? ઉપેંદ્રનેયે નોકરીની માયા વળગી. તેણે નિશાળમાં પંતુજીની નોકરી સ્વીકારી પણ તેની રગેરગમાં વ્યાપેલી જુવાનીની ઉદ્દામતા તેને એક ઠેકાણે ઠરવા દે તેમ ન્હોતી. ઉપેંદ્ર જેવા જુવાનો જો હિંદ જેવા અભાગી, પરતંત્ર દેશમાં જન્મવાને બદલે કોઇ સ્વતંત્ર દેશમાં જન્મ્યા હોય તો આજે કોઇ લશ્કરીખાતાને કે કાફલાને શોભાવતા હોય. જુવાનીનો જોસ, જુવાનીની સાહસિકતા અને જુવાનીની ઉદ્દામતાનો લાભ સ્વતંત્ર દેશની સરકારોને આજે ન મળતો હોય તો તેની સંસ્કૃતિ અને કળા તો શું, પણ તેનું જીવન પણ ક્યારનુંય ભૂંસાઇ ગયું હોત. પરન્તુ હિંદુસ્થાનની સ્થિતિ આજે જૂદી છે. ઉપેંદ્ર જેવા યુવકોની શક્તિ અને સાહસિકતા કવેળાયે કમાર્ગે ખર્ચાઇ. તેની દેશભક્તિ ગાંડપણમાં ગણાઈ. તે પોતે જ્યારે આંદામાનમાં હતો ત્યારે પ્રથમ સમાગમે દરેક નવા રાજકીય કેદીને પૂછતો કે:-"તમારા વંશમાં પૂર્વે કોઇને ગાંડપણ વળગ્યું હતું કે સરકારની સામે થવાનું આ ગાંડપણ તમને જ પહેલવહેલું વળગ્યું?" તેના આ પ્રશ્નમાં માત્ર વિનોદ નથી, દિલનું દર્દ પણ છે.

નિશાળમાં પંતુજી તરીકે આખી જીંદગી ગાળવામાં તેને સંતોષ ન થયો. તે પોતાના એક મિત્ર સાથે છાનોમાનો ઘરની

બ્હાર નીકળી પડ્યો. હિમાલયની તળેટીમાં–માયાવતીમાં થોડા મહિના રહી દ્વૈત–અદ્વૈતનો અભ્યાસ કર્યો; ત્યાંથી પછી ઉદાસી સંપ્રદાયના સાધુઓ ભેગા મળી જઇ નેપાળ સુધીની પગરસ્તે સફર કરી. નર્મદા કિનારે અમરકંટકના ભીષણ જંગલમાં કોઇ સિદ્ધ પુરૂષની શોધમાં પણ ખૂબ રખડપટ્ટી કરી. નર્મદાના કિનારા ઉપરના વનમાં એકવાર રખડતાં વાઘનો ભેટો થઇ જાય એમ તેને લાગ્યું. આ વિષે તે કહે છે કેઃ–" જો અમારા નસીબમાં કાળાપાણીની હવા ખાવાનું લખાએલું છે એમ તે વખતે હું જાણતો હોત તો એ નર્મદાના કિનારે વાઘની જ રાહ જોતો હું બેસી રહેત." પણ ભાવિ કેમ મિથ્યા થાય? ગાઢાં અરણ્યોમાંથી સહિસલામત આવનાર ઉપેંદ્ર, માત્ર દ્વૈતઅદ્વૈતમાં જ મસ્ત રહેનાર ધર્મરત્ન ઉપેંદ્ર, દેશ દેશના આચારવિચારનો અભ્યાસક ઉપેંદ્ર, આખરે સરકારી શાંતિ અને વ્યવસ્થાના તંત્રનો ભોગ થઇ પડ્યો અને જીવનનાં કિંમતીમાં કિંમતી બાર વર્ષ તેને લગભગ નિર્જનવાસમાં વ્યર્થ ગુમાવવાં પડ્યાં!

પણ તે આ તોફાની ટોળામાં શી રીતે તણાઇ આવ્યો? આવા ભણેલાગણેલા અને કાબેલ માણસને એટલો પણ વિચાર ન આવ્યો કે " જો આ કાવતરામાં પકડાઇ જઇશું તો શા હાલ થશે?" ઉપેંદ્રની જુવાની તેનો માત્ર એક જ જવાબ આપે છેઃ–" અંગ્રેજો જો હિંદીઓને કાળા અને જંગલી કહી તિરસ્કારતાં ન હોત, બંગાળના બે ભાગ કરતાં પહેલાં બંગાળી પ્રજાની મર્મવેદના સાંભળવાની સરકારે ધીરજ રાખી હોત, તો અમારા જીવનમાં તોફાનની આંધી એકાએક ન ચડી આવત, ગુપ્તસમિતિઓ અને બળવાખોર ટોળાની જડ મજબૂત ન બનત. તે વખતે સરકારી નોકરશાહી જાણે પગલે ને પગલે અમારૂં અપમાન કરતી હોય, અમારા મનુષ્યત્વને નાહક છંછેડતી હોય એમ અમને લાગતું, અને તેથી જ અમારી ગમે તેવી ક્ષીણ શક્તિને પણ એકત્ર કરી અંગ્રેજોની દુર્જય શક્તિ

સામે શિંગડાં માંડવાનો અમે પ્રયત્ન કર્યો. મરવું તો કોઇને ન ગમે, પરંતુ તે વખતે દિવસ ઉગે એવાં ઉધાંચતાં થતાં હતાં કે આખા દેશમાં આવેગ અને ઉશ્કેરણીનું મહાપૂર ફરી વળ્યું. હિંદુસ્તાનની ખોવાએલી સ્વાધીનતા અમને હાથ–વેંતમાં હોય એમ લાગ્યું. અને તેથી દેશોદ્ધારનો આવો અમૂલ્ય અવસર નિરર્થક ન જાય તે માટે હું પણ મારૂં બિછાનું અને દોરીલોટો લઇ એ ટોળીમાં શામિલ થઇ ગયો." જુવાની અને આંતરપ્રેરણા પાસે વાણીઆશાહી હિસાબનું જોર નથી ચાલતું. વર્ષો તેને આજકાલ જેવાં લાગે છે. પાંચ–પચીસ વર્ષની સાધના તે આજકાલમાં પૂરી કરવા તલસે છે. સ્વદેશની સ્વતંત્રતા સિદ્ધ કરવાના મનોહર સ્વપ્નમાં ઉપેંદ્ર તે વખતે મસ્ત હતો.

તેની પ્રકૃતિમાં ધાર્મિકતા ભરી હતી; પણ બંગાળના વાતાવરણમાં શક્તિપૂજાના જે સંસ્કારો ઉડયા કરે છે તેનાથી તે સાવ નિર્લેપ શી રીતે રહી શકે ? બંગાળમાં એક વખત બૌદ્ધધર્મ બહુ બળવાન હતો અને બંગાળની અત્યારની સામાન્ય પ્રકૃતિમાં બૌદ્ધ અને શાક્ત સંસ્કારનું સુંદર મિશ્રણ થએલું જોવામાં આવે છે, એમ કેટલાક વિદ્વાનો માને છે. અક્રોધથી ક્રોધને જીતવાની અને અહિંસાથી હિંસાને જીતવાની વાતો બંગાળી હૃદય સ્હેલાઇથી સમજી શકે, પણ શક્તિની સાધના સાથે તેનો મેળ શી રીતે સાધવો એ કોયડો ઉકેલવો જરા વસમો થઇ પડે છે. ઉપેંદ્રે લગભગ ૧૯૦૫ માં 'ભવાનીમંદિર' નામનું પુસ્તક લખ્યું હતું તેમાં તેણે દેશની સ્વતંત્રતા સાધવા રાજનીતિ અને ધર્મનીતિને એક તાંતણામાં ગૂંથવા પ્રયત્ન કર્યો હતો. પણ સરકારના નોકરો જેવી રીતે નોકરપણું ભૂલી જઈ પોતાને જ સરકાર માની બેસે છે તેમ શક્તિ અને ધર્મની સાધનામાં ધર્મ ભૂલી જવાયો, શક્તિ જ ઉગ્ર સ્વરૂપ ધારી બેઠી અને બંગાળના યુવકો શક્તિને પ્રસન્ન કરવા એનું જ ખપ્પર ભરવા મંડી

ગયા. ઘણું કરીને ઉપેંદ્રના વખતમાં જ યુગાન્તરે જાહેર કરેલું કેઃ " ૩૨ કરોડ માણસોની સ્વાધીનતા જો પાછી મળતી હોય તો થોડીઘણી લૂંટફાટ અને થોડાં ઘણાં ખૂન ધર્મકર્તવ્ય બને છે. ઈશ્વર આપણા જેટલા સાંકડા દિલનો નથી." " મુક્તિનો માર્ગ " એ નામના પુસ્તકમાં ઉપેંદ્રે કહ્યું હતું કે:—" લૂંટફાટ અને ખૂનામરકી એ અલબત્ત ગુન્હા ગણાય, કારણ કે તેથી સમાજની વ્યવસ્થાને મ્હોટો આંચકો લાગે છે, પણ એ જ લૂંટફાટ અને ખૂનામરકી જો સમાજના કલ્યાણ અર્થે થતાં હોય તો તે કોઇ રીતે પાપરૂપ ન ગણાય. સમાજના મ્હોટા ભાગનું કલ્યાણ થતું હોય તો સમાજના ગણ્યાગાંઠયા પૈસાદારો પાસેથી બળાત્કારે પૈસા લેવા એ પણ સમાજસેવા જ છે." ઉપેંદ્રની ધર્મપ્રકૃતિમાં રૂશિયાનું બોલ્શેવિઝમ ક્રમે ક્રમે શી રીતે દાખલ થયું હશે તે ઉપરના ઉલ્લેખોથી કળી શકાશે.

સરકારની સામે થવામાં સોએ સો ટકા જાનનું જોખમ ખેડવાનું છે એ વાત ઉપેંદ્ર અને તેના સાથીઓ ન સમજતા હોય એ કેમ બને ? વસ્તુતઃ તેઓ માથું મૂકીને જ મેદાને પડયા હતા. મૃત્યુ તો તેમને રમત વાત હતી. લગ્નોત્સવ અને મૃત્યુમહોત્સવમાં તેમને મન કંઇ જ ભેદ નહોતો. છતાં એક દિવસ જ્યારે એક તરૂણ વિદ્યાર્થી અકસ્માત્ તેમની ટોળીમાં કામ કરતો મરી ગયો ત્યારે ઉપેંદ્રનું હૃદય રડી ઉઠયું. મોતના પ્રથમ દર્શને તે ધ્રુજી ઉઠયો; તેની સરળ, ભદ્રિક અને ધાર્મિકવૃત્તિએ તેની સામે બળવો ઉઠાવ્યો. તેને થયું કે "જો આવા નિર્દોષ નૌજુવાનોના નાહક જીવ લેવાના જ હોય તો આ બધું જહન્નમમાં ગયું, હું પોતે કોઇ તીર્થમાં જઇ બાકીનું જીવન પૂરૂં કરીશ." ઉપેન્દ્ર શક્તિ અને પશુબળનો પૂજારી બનવા છતાં તેના અંતરના ઉંડા ભાગમાં સ્નેહ, પ્રીતિ અને કોમળતાનાં કુમળાં છોડ છૂપી રીતે ખીલતાં હતાં. પશુબળની પૂજા એ તેના જીવનનો કંઇ મુદ્રાલેખ ન્હોતો.

મરનાર વિદ્યાર્થી બહુ બુદ્ધિમાન હતો, સ્વભાવે પણ એવો સરળ અને સુશીલ કે ગમે તેનો સ્નેહ જીતી લે. ઉપેંદ્રને તેના મૃત્યુથી ભારે આઘાત થયો. બરાબર એ જ વખતે એક સાધુબાવા તેમની મંડળીમાં આવી ચડયા. તેમણે ચાર દિવસ સુધી તોફાની ટોળાની બધી હિલચાલ બારીકીથી જોઇ. એક દિવસ ઉપેંદ્ર, બારીન્દ્ર અને બીજા બે ચાર અંતરંગને બોલાવી શાંતિથી કહ્યું:—

"તમે જે રસ્તો લીધો છે તે યોગ્ય નથી. એ રસ્તે નાહક લોહી રેડયા સિવાય બીજું કંઈ ફળ તમે નહીં મેળવી શકો. કારણ કે તમારાં પોતાનાં મન હજી શુદ્ધ થયાં નથી ! આવાં કામોમાં તો તે જ માણસ ઉતરી શકે, જેની આંખ આગળનાં પડળ ઉઘડી ગયાં હોય, જેમને પરમાત્માનો સીધો પ્રત્યાદેશ મળ્યો હોય."

પરમાત્માનું અને પ્રત્યાદેશનું નામ સાંભળી ઉપેંદ્ર સિવાય સૌ હસી પડયા. દરેકને એમ જ લાગ્યું કે અંગ્રેજોની સામે લડવું તેમાં બીચારા પરમાત્માને શા સારૂ સંડોવવો ?

લોહી રેડયા સિવાય માતૃભૂમિનો ઉદ્ધાર થઇ શકે એમ તે સાધુ માનતા હતા. જુવાન ટોળીને, લોહી રેડયા સિવાય સ્વતંત્રતા મેળવવાની વાતો, કોઇ ગંજેરીની વાતો જેવી લાગી. પરંતુ એ આખી ટોળીમાં એક માત્ર ઉપેન્દ્ર જ એવો હતો કે જે પેલા સાધુ-બાવાના શબ્દોમાં પોતાના હૃદયનો પડઘો સાંભળી રહ્યો હતો. એક તો તેનું મન ઉદાસ હતું, તેમાં સાધુબાવાનો સત્સંગ થયો. કર્તવ્યનો નિર્ણય કરવાનું કામ ઉપેંદ્રને માટે ભારે વિકટ હતું. તે ઘણે દૂર આવી પહોંચ્યો હતો. અહીંથી પાછું ફરવાનું તેને દિલ તો થઇ ગયું, પણ ચોતરફ ઘોર અંધકાર ઘેરાતો હોય, અને માર્ગ વધારે ને વધારે વિકટ થતો જતો હોય એમ તેને લાગ્યું. ઉપેંદ્ર પોતે જ આ સ્થિતિનું વર્ણન આપતાં લખે છે કે—"હું મારાં

સગાંવહાલાં, માબાપ, સ્ત્રી, પુત્ર, ઘરબાર વિગેરે છોડીને નાસી છૂટયો ત્યારે મને જે મુશ્કેલી નહોતી લાગી તે મુશ્કેલી આ મંડળી અને આ કાર્ય છોડતાં મારી સામે આવી ઉભી રહી. મને થયું કે જે તરૂણ, ખીલતા પુષ્પ જેવા નવયુવકો અહીં અમારે આશરે આવી પડયા છે, જેઓ માબાપની મમતાને ભૂલી જઇ અમારી પાછળ મરવા તૈયાર થયા છે, તેમને મૂકી નાસી જવું એ શું મને લાજમ છે ?"
ઉપેંદ્રથી માણિકતલ્લા બાગનો મોહ ન છૂટયો; સાધુબાવાના ઉપદેશથી તેનું હૃદય પીગળ્યું, પણ જોતજોતામાં તેની અસર અદૃશ્ય થઇ ગઇ. માણિકતલ્લાની ટોળીમાં ઉપેંદ્ર સૌથી મ્હોટો હતો; તેની ઉમ્મર એ વખતે લગભગ ૨૯ વર્ષની હતી. બીજા કોઇની ૨૨, કોઇની ૨૦ તો કોઈ કોઇની ૧૬–૧૭ વર્ષની હતી. સૌનાં રક્ષણની અને ભરણ-પોષણની ચિંતા ઉપેંદ્રને જ કરવી પડતી.

બોંબ બનાવવાનું, શસ્ત્ર–અસ્ત્ર એકઠા કરવાનું અને રોજ નવી નવી ગુપ્તસમિતિઓ સ્થાપવાનું કામ ઝપાટાબંધ આગળ ધપવા લાગ્યું. બારીંદ્રકુમારની ગેરહાજરીમાં માણિકતલ્લાની બધી જવાબદારી ઉપેંદ્રને માથે રહેતી. શાંતિથી બધું ગૂપચૂપપણે ચાલતું હતું તેટલામાં મુઝફરપુરમાં બોંબનો ધડાકો થયો, તેની સાથે માણિકતલ્લાની ટોળીના પણ બાર વાગી ગયા. એ ટોળી કેવા સંજોગામાં પકડાઇ તેનું વર્ણન ઉપેંદ્રના પોતાના શબ્દોમાં જ આપણે સાંભળીશું:—

"તે દિવસ તો હું જીવીશ ત્યાં સુધી યાદ કરીશ. એક તો વૈશાખ મહિનાનો સખત તાપ અને તેમાં આખો દિવસ ઉઘાડે માથે આમ્રવનમાં રઝળેલા. સાંજે જ્યારે અમે બાગમાં આવ્યા ત્યારે બીજાની વાત તો બીજા જાણે, પણ મારા હાથપગમાં એવું કળતર થવા માંડયું અને પેટમાં એવી કકડીને ભૂખ લાગી કે હું બિલકુલ બેચેન બની ગયો. એ વખતે ખુદ યમરાજ પાડા ઉપર ચડીને મારી પાછળ

પડે તો પણ મારાથી એક તસુ ન ભગાય. મારા સાથીઓની પણ લગભગ એ જ દશા હતી. બધું સહન થાય, પણ પાપી પેટ એવું ચંડાળ છે કે તેને હજાર રીતે સમજાવો–પટાવો પણ તે પોતાનું લે'ણું ન છોડે તે ન જ છોડે; તેને સકીપાકી રોટલીના બે ટુકડા તો ઠાંસવા જ જોઇએ. પણ તે લાવવા ક્યાંથી? અમારે ત્યાં કંઇ રસોયા કે નોકરચાકર થોડા જ હતા કે જતાંવેંત પીરસેલી થાળી હાજર થઇ જાય! અમારે તો રાંધવાનું હાથે, કપડાં પણ હાથે જ ધોવાનાં અને ઓરડીમાંથી ઝાડુ પણ હાથે જ કાઢવાનું. અમારામાંથી બે–ત્રણ જણા, ગમે તેમ કરી પેટ પર હાથ ફેરવી રાંધવા લાગી ગયા, અને અમે કલ્પનાના ઘોડા ઉપર ચડી ભારતનો ઉદ્ધાર કરવા નીકળી પડયા. પણ ખરેખર અમે ભાગ્યના એવા બળીઆ નીકળ્યા કે ભાતનું હાંલ્લું નીચે ઉતારતાંમાં જ ફુટી ગયું, ભાત ધૂળ અને રાખમાં ભળી ગયો. છોકરાંનું હસતું તો કેમે બંધ ન થાય. મેં પેટ ઉપર બેત્રણ વાર હાથ ફેરવી પથારીમાં ઉંધું માથું ઘાલી ઉંઘવાનો પ્રયત્ન કર્યો. પણ બારીંદ્ર જેવો વાઘ એમ નજીવી વાતમાં શાનો નિરાશ થાય? લાકડાં તો ખૂટી ગયાં હતાં એટલે તેણે જુનાં છાપાં ભેગાં કર્યાં, અને તેનો તાપ કરી ભાત રાંધ્યો. રાતના ૧૧ વાગે મ્હોંમાં ભાતનો કોળીઓ મૂકીએ છીએ એટલામાં અમારો એક દોસ્ત દોડતો, હસતો, કૂદતો, નાચતો અમારી પાસે આવ્યો અને કહ્યું કેઃ–"પોલિસ આ બગીચાની જડતી લેવા આવવાની છે. આપણે સૌએ અહીંથી નાસી છૂટવું જોઇએ." તેની સલાહ તો લાખ રૂપીઆની હતી, પણ તે રાત્રે અમે સૌ એટલા બધા થાકી ગયા હતા કે કોઇ અમારો પગ પકડીને તાણી જાય તો પણ બગીચો છોડીને જવા અમે રાજી ન્હોતા. સવારમાં ઉઠીને સૌએ ઠીક લાગે તે માર્ગે નાસી છૂટવું એવો નિર્ણય કર્યો. બારીન્દ્રને ચેન ન પડ્યું. તે હાથમાં કોદાળી ને પાવડો લઈ થોડા છોકરાઓ સાથે ખાડા ખોદવા મંડી ગયો, અને એ ખાડાઓમાં જે થોડી રાઇફલો અને રીવોલ્વરો હતી તે દાટી દીધી. એ રીતે રાતના બાર વાગી ગયા.

છેલ્લા પ્હોરના ચાર વાગવાનો સમય હતો. એક તો ગરમી અને વળી મચ્છરનો ઉપદ્રવ. અમારી આંખો મળી ન મળી એટલામાં કોઇ સીડીનાં પગથીઆં ચડતું હોય એવો અવાજ આવ્યો. બારીન્દ્ર એકદમ પથારીમાંથી ઉઠયો અને દરવાજો ખોલ્યો. એક અજાણ્યા અંગ્રેજે પૂછ્યું:—" Your name ?—તમારૂં નામ ? "

" બારીન્દ્રકુમાર ઘોષ."

" પકડો " અંગ્રેજ અમલદારે હુકમ કર્યો.

માતૃભૂમિના ઉદ્ધારનું પહેલું પર્વ અહીં સમાપ્ત થયું. પોલિસે ધમાધમ મચાવી, જે હાથમાં આવે તેને પકડવાનું શરૂ કર્યું. પણ રાતનું અંધારૂં પૂરેપૂરૂં ઉડયું ન્હોતું, એટલે મને સ્હેજ આશા બંધાઇ. હું ગૂપચૂપ નાસી કઠેરામાં આવ્યો. ચોતરફ સિપાઇઓ હાથમાં ફાનસ લઇ ઉભા હતા. રસોડાની એક અધખોખરી ખડકીમાંથી નીચે નાસી જવાનો માર્ગ ખુલ્લો હતો. પણ ત્યાં આવીને જોઉં તો બે પહેરેદાર અક્કડ થઇને ઉભેલા. એટલે આ આશા પણ છોડવી પડી. ખરેખર કોઇ એક સંસ્કૃત કવિએ સાચું જ કહ્યું છે કે: " અકર્મી જ્યાં જાય ત્યાં આફત તો તેની પાછળ ને પાછળ જ દોડવાની." હું એક બાજુની ન્હાની ઓરડીમાં ઘુસ્યો. અહીંઆ જુનો-પુરાણો લાકડાનો કાટ કેટલાંય વર્ષથી ભર્યો હતો. ઉંદર અને છછુંદરનું રાજ્ય ત્યાં ચાલતું હતું. ત્યાં એક કંતાનનો પડદો ઝૂલતો હતો તેની પાછળ હું છૂપાઇ ગયો. અંદર રહ્યા રહ્યા પોલિસની બધી બહાદૂરી જોઇ શકાતી હતી. આ સ્થિતિમાં એક એક પળ એક એક યુગ જેટલી વસમી થઇ પડી.

આખરે સવાર પડયું, પક્ષીઓનો કલરવ કાને પડયો. કમબખ્ત કોયલ પણ કોણ જાણે કયાંથી ટહૂકી ઉઠી ! સૂર્યના આછા પ્રકાશમાં મેં જોયું તો આખો બગીચો લાલ પાઘડીવાળાઓથી ભરાઇ ગયો

હતો. કેટલાક ગોરા સાર્જન્ટો હાથમાં ચાબૂક લઈ આડાઅવળા ચક્કર મારતા હતા .........અમારી ટોળીના થોડા છોકરા હાથમાં હાથકડી પહેરી એક આંબાના ઝાડ નીચે પાસે પાસે બેઠા હતા. તે બધાની વચ્ચોવચ્ચ બેઠેલા ઉલ્લાસકરના મગજમાં તે વખતે માત્ર એકજ સવાલ ઘોળાયા કરતો હતો કેઃ—આ ઇન્સ્પેકટર સાહેબને તોળ્યા હોય તો તેમનું વજન પાકું ત્રણ મણ ઉતરે કે સાડાત્રણ ?

ધીમે ધીમે છ વાગ્યા—સાત પણ વાગ્યા. હું તો પેલા પડદાની પાછળજ પડદાબીબીની જેમ બેસી રહ્યો. મને થયું કે રખેને હું બચી જઇશ! પણ એટલામાં તો ઇન્સ્પેકટરસાહેબ બૂટને ચમચમાવતા, ધરતીને ધ્રૂજાવતા, મારી જ ઓરડીની ખડકી ઉઘાડી અંદર આવ્યા. મારો શ્વાસ સરખો પણ ન સંભળાય તે માટે મેં શ્વાસ લેવાનું પણ બંધ કર્યું. પરંતુ ખરેખર પોલિસની ઘ્રાણેંદ્રિય કોઇ અજબ વસ્તુ છે. સાહેબે સીધા મારી તરફ આવી પેલો પડદો ઉંચકયો ! પછી તો પૂછવુંજ શું ? મળી દ્રષ્ટોદ્રષ્ટ—અમારૂં તારામૈત્રક રચાયું ! એ તારામૈત્રક કેટલું સ્નિગ્ધ, કેટલું મધુર, કેટલું પ્રેમમય હતું ! સાહેબે ખૂબ ઉત્સાહમાં આવી એક વીરપુરૂષની જેમ "હુર્રે" નો પોકાર કર્યો, અને જોતજોતામાં ચાર કે પાંચ જણે આવી મારા હાથપગ પકડી, ખભા ઉપર ઉંચકી પેલી ટોળીમાં શામિલ કરી દીધો. એક માણસે આવી મને હાથકડી પહેરાવવા માંડી. પણ અરે આ કોણ ? આ તો અમારી વંદેમાતરમ્ ઓફીસનો જુનો નોકર ! જેણે મને "બાબુસાહેબ, બાબુસાહેબ" કહી દિવસમાં દસવાર ચ્હા પીવડાવી હતી તે જ માણસ મને હાથકડી પહેરાવવા આવ્યો ! જરૂર, તેને શરમ થઇ, પણ મૂડી નીચી રાખી મને હાથકડી પહેરાવી ચાલી નીકળ્યો.

આ તપાસ દરમિયાન પોલિસને કેટલાક બોંબ અને પિસ્તોલો પણ હાથ આવી. બીજી છૂપાવેલી ચીજો મેળવવા તેમણે ટોળીના

છોકરા ઉપર જુલમ કરવા માંડયો. બારીન્દ્ર તે જુલ્મ ગુજરતો જોઇ ન શકયો. તેણે ઇન્સ્પેક્ટરને ફરિયાદ કરી, પણ ઇન્સ્પેક્ટરે મંદમંદ હાસ્ય કરતાં જવાબ આપ્યો:–"You must not expect too much from us–તમે અમારી પાસે વધારે પડતી આશા ન રાખી શકો."

પછી તો ઉપેંદ્ર અને તેમની આખી ટોળી ઉપર જેલમાં ઘણા ઘણા સંસ્કાર થયા. પોતાને અનુકૂળ પડે એવી વિગતો કઢાવવા પોલિસે શામ, દામ, દંડ, ભેદની શાસ્રોક્ત નીતિનો નિઃસંકોચ અમલ કર્યો. અલિપુરની જેલમાં એક એક કરતાં ૬૦-૬૫ રાજદ્વારી કેદીઓ આવી હાજર થઇ ગયા. કોર્ટમાંથી છૂટયા પછી બાકીનો બધો વખત ટટ્ટામશ્કરી, ગાનતાન અને વિનોદમાંજ પસાર થવા લાગ્યો. ઉપેંદ્ર અને ઉલ્લાસ જેવા આનંદી પ્રકૃતિના જુવાનોની હાજરીને લીધે જેલનો નિર્જનવાસ પણ આનંદવિનોદથી ગુંજી ઉઠયો. એકવાર તો જેલરે આવીને આજીજીપૂર્વક કહ્યું કે: "મહેરબાની કરી આ બધાં છોકરાને સમજાવી શાંત રાખો તો ઠીક. રાતના એક એક વાગ્યા સુધી એવા બૂમબરાડા પાડે છે કે અમને પૂરી ઉંઘ પણ નથી આવતી. મારે હવે નોકરીનું એક વરસ જ બાકી છે, પછી તો હું પેન્શન લઇ છૂટો થઇ જઇશ. પણ એટલો વખત જંપીને રહેવા દો તો મહેરબાની." જેલર બીચારો એક તો ભલો માણસ અને ચોથીપાંચમી વાર પરણેલો એટલે એની ફરિયાદ સમજી શકાય એવી હતી.

ઉપેંદ્ર પોતે જ એક સ્થળે કહે છે કે: "અદાલતમાં જ્યારે અમારી વિરૂદ્ધના સાક્ષીઓ એક પછી એક આવી પોતાની જુબાની આપતા અને સરકારી સિપાઇઓ આમતેમ દોડધામ કરી મૂકતા ત્યારે અમને ભારે મજા પડતી, અમે જાણે કોઇ નાટક જોતા હોઇએ એમ લાગતું. કોઇ કોઇ વાર તો અમને સૌને એટલું બધું હસવું આવતું કે અદાલતનું કામકાજ પણ અટકી પડતું."

૧૯૦૬ ના મે મહિનામાં એ આનંદસભા વિખરાઇ ગઇ. વર્ષ દરમિયાન યુવક મંડળીએ જેલમાં જે આનંદ લૂંટયો હતો તે એક સ્વપ્નની જેમ ઉડી ગયો. બારીન્દ્ર, ઉલ્લાસકર, ઉપેંદ્રનાથ અને હેમચન્દ્ર વિગેરેને કાળાપાણીની સજા થઇ. ઉપેંદ્ર તે વખતે બીમાર હોવાથી સૌની સાથે આંદામાન ન જઇ શકયો. દોઢ મહિના પછી સુધીર અને ઉપેંદ્ર કાળાપાણીના માર્ગે પડયા.

ઉપેંદ્રની માત્ર કાળાપાણીની કથા જ પ્રસ્તુત પુસ્તકમાં આપી છે. એ દુઃખભરી કથામાં પણ ઉપેન્દ્રની આનંદમયી પ્રકૃતિ ઝળકયા વિના નથી રહી. બારીન્દ્ર અને ઉલ્લાસે પણ પોતપોતાની આપ-વીતી લખી છે. પરંતુ ઉપેંદ્રે પોતાની કેદી સ્થિતિમાં પણ સૌથી પર રહી જે રસપૂર્વક અવલોકન કર્યું છે તે આપણે બીજે કયાંય નથી જોઇ શકતા. બારીન્દ્રનો કાળાપાણીનો હેવાલ, જાણે કોઇ છાપાના પ્રતિનિધિનો હેવાલ હોય એવો લાગે છે; ઉલ્લાસકર તો પોતાની ભ્રાન્તિઓ અને દુઃખદર્દમાં એટલો બધો ડૂબી ગયો છે કે તેની પાસેથી આપણે વધારે પડતી આશા બિલકુલ ન રાખી શકીએ; માત્ર ઉપેંદ્ર જ એક એવો છે કે જે કાળાપાણીને પણ પોતાની હાજરીથી ગુલઝાર બનાવી શકે છે. તેની કર્મકથામાં રસ છે, લેખકની કળા છે, તે દુઃખને પણ સુંદર અને મનોહર બનાવી શકે છે.

આજે ત્રણ વર્ષ થયાં, સરસ્વતી સાથે કોઇ સંબંધ નહિ રાખવાનો નિશ્ચય કર્યા છતાં, તેણે સ્વદેશમાં આવી સાહિત્યસેવામાં ઝૂકાવ્યું છે. દેશબન્ધુ દાસે શરૂ કરેલા “ નારાયણ ” માસિકમાં અને “ બિજલી ” પત્રમાં તે નિયમિત લેખો લખે છે. આ ઉપરાંત પોતે “ આત્મ-શક્તિ ” નામનું અઠવાડિક બંગાળી પત્ર ચલાવે છે અને તે સાથે “ અમૃતબઝારપત્રિકા ” ના એક સંપાદક તરીકે પણ કામ કરે છે. આજે તેની ઉમર પ્રાયઃ ૪૬ વર્ષની છે. તેનાં સ્રીપુત્ર વિગેરે હૈયાત છે.

કાળાપાણીનાં નારકીય દુઃખ વેઠવા છતાં તેના આત્માનાં આનંદઝરણુ હજી પૂર્વની જેમ જ વહ્યાં કરે છે. બંગાળી સાહિત્યમાં વિનોદ અને કટાક્ષવાળાં લખાણો લખવામાં આજે એ સૌને ટપી જાય છે. રવીંદ્રબાબુનો પણુ એ આશીર્વાદ મેળવી શકયો છે. પોયણા ઉપરથી પાણીનું ટીપું જેમ સરી પડે તેમ કાળાપણીનાં દુઃખદર્દ પણુ તેના આત્મા ઉપરથી સરી પડયાં છે. દુઃખથી તે દબાયો નથી, ઉલટું દુઃખમાંથી તે ઘણા નવા પાઠ શીખી આવ્યો છે. દુઃખ તેને માટે સાર્થક નીવડયું છે, અને તેનો એજ જીવનસંદેશ આપણુને આજે સૌ કરતાં વધારે કિંમતી છે.



# ઉલ્લાસકર દત્ત



કલકત્તાનું માનવ નાટયગૃહ આખું ચીકાર ભરાઇ ગયું હતું, નવો એક પણ માણસ ઉભો રહી શકે તેમ ન્હોતું. નાટયગૃહની આજુબાજુ લાલ પાઘડીવાળા પહેરેગીરો હાથમાં ડંડા લઈ આંટા મારતા હતા. એટલામાં એક ૨૦–૨૨ વર્ષનો નૌજુવાન હાંફળો–ફાંફળો ત્યાં આવી ચડયો. તેના ચ્હેરા ઉપર ઉતાવળ અને આતુરતાનાં સ્પષ્ટ ચિહ્ન તરવરતાં હતાં. લોકોની ભીડને ઠેલતો તે દરવાજા સુધી પહોંચ્યો, પણ જેવો તે અંદર પગ મૂકવા જાય છે કે તુરત જ એક પહેરેગીરે તેને રોકયો. એક ક્ષણનો પણ વિલંબ એ નૌજુવાન સહન કરી શકે તેમ નહોતું, કારણ કે માર્ગમાં જ તેનો જોઇએ તે કરતાં વધારે વખત નીકળી ગયો હતો.

"મારા દેશના મહાકવિ રવીન્દ્રબાબુનું આખ્યાન સાંભળવાનો મને સંપૂર્ણ હક છે. અમારી સ્વદેશી સભામાં અમને સરકારી સિપાઇઓની દખલ ન જોઇએ," એમ કહી તે પહેરેગીરના

પંજામાંથી આગળ વધતો હતો એટલામાં જ પીઠ ઉપર એક લાક-ડીનો ફટકો પડ્યો. પેલો યુવક ચમક્યો. તે પોતાનો બચાવ કરવા જાય છે તેટલામાં તો બીજા ત્રણચાર પહેરેગીરોએ આવી તેને પકડ્યો અને જબરદસ્તીથી ખેંચતાં પાસેના થાણામાં લઇ ગયા.

લોકો આંખ ફાડી આ દેખાવ જોઈ રહ્યા. માર્ગમાં સિપાઇ-ઓએ પેલા જુવાનને નધણીઆતો સમજી ખૂબ માર્યો. થાણામાં પહોંચતાં પહેલાં તેનો આખો વાંસો લાકડીઓના પ્રહારથી સૂઝી ગયો. સિપાઇઓએ થાણાના દારોગાને કહ્યું:—" સાહેબ, આ મા-ણસે અમને મુક્કાપાટુ મારી અમારૂં અપમાન કર્યું છે." પેલો યુવાન તો સિપાઇઓની આ જુઠ્ઠાબાજી જોઇ દંગ જ થઇ ગયો. પોલિસનું જુઠ્ઠાણું સાંભળી તે પોતાનાં દુઃખની ફરીઆદ કરવાનું પણ ભૂલી ગયો. એટલામાં શ્રીયુત બિપીનચંદ્ર પાલ અને ડૉ. મિત્ર ત્યાં આવી પહોંચ્યા. તેમણે દારોગાને મળી, બધી વાત સમજાવી પેલા જુવાનને છોડાવ્યો.

આ જુવાન તે જ બાબુ ઉલ્લાસકર દત્ત. અલિપુરના બૉંબ કેસ વખતે પ્રથમ ફાંસીની અને પછી દેશનિકાલની સજા ભોગવી વીસ વર્ષે પોતાની માતૃભૂમિને ભેટનાર આ તે જ નૌજુવાન.

ભાઇ ઉલ્લાસકરના જીવનમાં બહુ રંગબેરંગી પલટા થયા હોય એમ નથી જણાતું. તે જ્યારે એફ. એ. ક્લાસમાં ભણતો હતો ત્યારે એક અંગ્રેજ અધ્યાપકે તેનું સખત અપમાન ન કર્યું હોત અને તે પછી સિપાઇઓના ઉપર કહ્યા તેવા જુલમનો કડવો અનુભવ તેને ન થયો હોત તો બીજા સાધારણ મનુષ્યોની જેમ આજે

તે પણ નોકરી કે ધંધોધાપો કરી પોતાનું શાંત જીવન ગુજારતો હોત. નોકરશાહીના અન્યાયો અને અત્યાચારો એક ઉછરતા જુવાનના આશાભર્યા અંતઃકરણ ઉપર કેવી ઉંડી અસર કરે છે, અને એ નૌજુવાનો ઉદ્ધારનો બીજો કોઇ માર્ગ નહીં જડવાથી કેવું બ્હારવટું ખેડે છે તેનો ઉલ્લાસકર દત્ત માત્ર નમૂનો છે.

તે વખતે બંગાળમાં સ્વદેશીનું પૂર હજી તાજું જ વહી આવતું હતું. રાજદ્વારી આગેવાનો 'કાયદેસર હિલચાલ' અને 'સંસ્થાનવાસીઓના જેવા સ્વરાજ્ય' ની વાતો છટાદાર શૈલીમાં કરતા હતા. બિપીનબાબુએ એની વાતોથી ચીડાઇ એકવાર ભરસભામાં કહ્યું કે—"શું તમે અરજીઓ કરવાથી અને પ્રતિનિધિઓ મોકલવાથી આ દેશનો ઉદ્ધાર કરી શકવાના હતા? લાંબી સોડ તાણી સૂતેલી અંગ્રેજ પ્રજાને શું તમે તમારી બચ્ચાશાહી રોકકળથી જગાડી શકવાના હતા?"

બિપીનબાબુના આ શબ્દોએ ઉલ્લાસકરના જીવન ઉપર આરપાર અસર કરી. કાલાવાલા કે અરજ—અરજાથી આપણો દી વળવાનો નથી એ જ્વલંત સત્ય તેની રગેરગમાં ઉતરી ગયું. અંગ્રેજ જાતિની ઉંઘ તૂટે અને હિંદીઓનાં સુખદુઃખ સાંભળે એવું કંઇક તો કરવું જ જોઇએ એમ તેને અંતરમાં પરિણમ્યું. પણ કરવું શું? એ પ્રશ્નનો યોગ્ય ઉત્તર તે ક્યાંયથી ન મેળવી શક્યો. તેનું યુવાન હૃદય મુંઝાવા લાગ્યું.

કૉલેજમાં પ્રોફેસરની સાથે નહીં બનવાથી ફરી તે તેજ કૉલેજનાં પગથીઆં ચડી શકે એમ ન્હોતું. તે મુંબઇની વિક્ટોરીઆ ટેકનીકલ ઇન્સ્ટીટયુટમાં દાખલ થયો, પણ ત્યાં તબીઅત સારી ન રહેવાથી પાછો ઘેર આવ્યો.

દેશમાં આવી જોયું તો પોલિસના જુલ્મો દિન ઉગ્યે નવા નવા રૂપ ધારણ કરતા હતા. બારિસાલની પ્રાંતિક પરિષદ સત્તાવાળાઓએ હજી તાજી જ વિખેરી નાંખી હતી, બંગાળના કેટલાય પ્રતિષ્ઠિત આગેવાનો પોલિસના હાથનો માર અને અપમાન ખાઇ શરમના માર્યા ઘેર પાછા ફર્યા હતા. અધૂરામાં પૂરૂં બંગજનની–બંગધાત્રીના કાળજામાં લોર્ડ કર્ઝનનું ખંજર ભોંકાયું હતું.

'રોવાથી કે કરગરવાથી કંઈ વળવાનું નથી,' બિપીનબાબુના એ આવેશમય ઉદ્‌ગાર ઉલ્લાસના હૃદયમાં શિલાલેખની જેમ કોતરાઈ ગયા હતા. તેણે અંગ્રેજી અને બંગાળી કેટલાય ગ્રંથો વાંચી નાંખ્યા. કાર્લાઇલની "વીરપૂજા," મૅઝીનીનું "શ્રદ્ધા અને ભવિષ્ય," બંકિમચંદ્રનું 'અનુશીલન' અને રવીંદ્રબાબુનાં કાવ્યોમાંથી તે માત્ર એક જ ધ્વનિ સાંભળી રહ્યો:–"રોવાથી જ ઉદ્ધાર ન થાય."

બરાબર એ જ વખતે તેને બારીંદ્ર અને ઉપેંદ્ર વિગેરે સાથીઓની પિછાણ થઇ. આ સાથીઓ પણ દેશકલ્યાણની ધગશથી ભરેલા હતા. તેમને લાગ્યું કે રાક્ષસી, વિનાશક બળ ધરાવનાર સરકારની સામે થવું હોય તો તેવું જ બળ, તેવા જ દારૂગોળા, તેવા જ મરણીઆ માણસો આપણે તૈયાર કરવા જોઇએ. ઉલ્લાસકરનો પિતા રસાયણશાસ્ત્રનો અધ્યાપક હતો; તેની પ્રયોગશાળામાં, જોઇતી સાધનસામગ્રી પૂરતા પ્રમાણમાં મળી શકે એમ હતું. ઉલ્લાસકરે બોંબગોળા તૈયાર કરવાનું માથે લીધું. બારીંદ્ર અને બીજા સાથીઓએ મરણીઆ માણસો અને શસ્ત્ર–અસ્ત્રની વ્યવસ્થા કરવાનું ઉપાડી લીધું.

વિપ્લવનું કામ આગળ ધપવા લાગ્યું. ઉલ્લાસકર, ઉપેંદ્ર, બારીન્દ્ર અને હેમેંદ્ર વિગેરેએ મળી બંગાળના લે. ગવર્નર ઍન્ડ્રુ

ફ્રેઝર, કીંગ્સફોર્ડ વિગેરેના જાન લેવા ઘણા અખતરા કરી જોયા, પણ અમલદારોના પુણ્યબળને લીધે કે વિપ્લવવાદીઓની આવડત અને વ્યવસ્થાની ખામીને લીધે એક પણ પ્રયોગ સફળ થયો નહિ. આખરે તેમનું બધું કાવતરું ખુલ્લું પડી ગયું અને માણિકતલ્લા બાગમાં સૌ એકી સાથે સરકારી સિપાઈઓના શિકાર થઇ પડયા.

સરકારી તપાસમાં હંમેશાં દોષિતો જ પકડાય એમ નથી બનતું, ઘણા નિર્દોષો પણ સૂકાંની પાછળ લીલાંની જેમ બળી જાય છે. આ વખતે પણ સાચા વિપ્લવવાદીઓની સાથે બીજા કેટલાક યુવકો પણ પકડાયા. એક વિદ્યાર્થી તો બીચારો જડતી વખતે ત્યાંથી પસાર થવાના કારણે જ પકડાયો. આ સર્વ નિર્દોષોની દયા આવવાથી ઉલ્લાસકરે પોતાના સાથીઓને કહ્યું કે:—" આપણે હવે સાચેસાચી વાત અદાલતમાં જાહેર કરી દઇ આપણી સાથે જે બીજા નિર્દોષો આ આગમાં ફસાયા છે તેમને મુક્ત કરી દેવા જોઇએ. "

ઉલ્લાસકરને તેની આ દરખાસ્તમાં કોઇનો ટેકો ન મળ્યો. ઉપેંદ્રે જવાબ આપ્યો:—" સરકાર એ કંઇ ધર્મરાજા નથી કે આપણી દરેક વાત ઉપર ધ્યાન દે, અને ન્યાય જ તોળે! એ તો જે ધાર્યું હશે તે કરશે. આપણા સાચા કે જૂઠા એકરારથી કંઇ વળવાનું નથી."

" આપણું ધાર્યું બધું ધૂળ થયું. હવે તો આપણે કેવી જાતની તૈયારીઓ કરી રહ્યા હતા તે સારી દુનિયાની આગળ સાફ રોશન કરવી જોઇએ." બારીંદ્રે અભિપ્રાય આપ્યો.

આમ વાતચિત થાય છે એટલામાં એક પોલિસ અમલદાર ત્યાં આવી ચડયો. આથી ચોક્કસ નિર્ણય ન થઇ શકયો. પરંતુ ઉલ્લાસકરે

પકડાયા પછી અને પકડાયા પહેલાં જે વલણુ લીધી હતી તે તેની સરળતા, ભલમનસાઇ અને ન્યાયબુદ્ધિ પ્રકટ કરે છે એ નિઃસંશય છે. તે ભલે વિપ્લવવાદીઓમાં ભેળાયો હતો, જુલ્મી લાગતા અમલદારોના લોહી પીવા જો કે તે તલસતો હતો, એટલું છતાંય નિષ્ઠુરતા અને કુટિલતાનું વિષ તેની રગેરગમાં પસર્યું ન હતું. દાખલા તરીકે જ્યારે પ્રાતઃકાળમાં લગભગ ચાર વાગતાં માણિકતલ્લા બાગમાં પોલિસનો દરોડો પડ્યો તે વખતે બારીંદ્ર વિગેરે બધા નૌજુવાનો ઉંઘતા હતા, એકમાત્ર ઉલ્લાસકર જ જાગતો હતો; પોલિસના માણસો જડતી લેવા આવે છે એમ પણ તે જાણતો હતો. છતાં તેણે ત્યાંથી નાસવાનો કે પોતાના સાથીઓથી છૂટા પડી પોતાનો જાન બચાવવાનો વિચાર સરખો પણ ન કર્યો. આ વાતની મિત્રમંડળને ખબર પડેલી ત્યારે તેમણે ઉલ્લાસકરને ઠપકો પણ આપેલો. ઉલ્લાસકરે નાસી જવું જોઇતું હતું, પોતાના સાથીઓને જગાડવા જોઇતા હતા કે પોલિસને આવતી જોઈ તેની સામે પિસ્તોલના બાર કરવા જોઇતા હતા એ બધી વાતને આપણે હાલ છોડી દઇએ. છતાં આપણે એટલું તો જરૂર જોઇ શકીએ છીએ કે ઉલ્લાસકરની પ્રકૃતિ બંડખોરની પ્રકૃતિ ન હતી, ઉલ્લાસકરનું જીવન કોઇ ખૂનીનું જીવન ન હતું, અણધાર્યા સંજોગો વચ્ચે જ તે અંગ્રેજ અમલદારોનાં લોહીનો તરસ્યો થયો હતો.

અતિશય સરળતાની સાથે તેનો વિચારવાયુ તેના જીવનને ખૂબ તરંગોને ઝોલે ચડાવે છે. ઉલ્લાસકરના જીવનની આ વિશિષ્ટતા તે વખતના વિપ્લવવાદીઓથી સાવ નિરાળી પડી જાય છે. જેલમાં ગયા પછી વિચિત્ર અને વિલક્ષણ પ્રકારના દેખાવો તેની નજર આગળ તરે છે. જાણે તે કોઇ જૂદીજ દુનિયામાં આવ્યો હોય એમ તેને ક્ષણુ–બેક્ષણુ 'ભાસ' થાય છે. કોઇવાર તેના માતપિતા અને સગાંસબંધી આવી દર્શન દે છે, તો કોઇવાર કોઇ ફિરસ્તાના વેષમાં

આવી સરકારી નોકરો તેને ભવિષ્યવાણી કહી જાય છે; કોઇ વાર તેને આપઘાત કરવાની આકાશવાણી સંભળાય છે, તો કોઇવાર કોઈ રૂપવતી બાળા તેનું પાણિગ્રહણ કરવાની તત્પરતા બતાવી અદ્રશ્ય થઇ જતી દેખાય છે. અરે ! કોઇ કોઇ વાર તો તેને પોતાનું ભેજુંજ ગુમ થઇ ગયેલું ભાસે છે ! આવી આવી ભ્રાન્તિઓનાં કારણો સમજાવવા તે પ્રયત્ન કરે છે; પણ તેનું એ તત્ત્વજ્ઞાન એકદમ આપણે ગળે નથી ઉતરતું. અલિપુરની જેલમાં તેમજ આંદામાનમાં તેને માથે જે દુઃખો પડે છે તેથી તો દુઃખનું ઝાડ ઉગવુંજ બાકી રહે છે. આંદામાનમાં એકવાર તેણે ખરેખર ગળે ફાંસો ખાઇ જીવનનો અંત આણવાની બધી તૈયારીઓ કરી વાળેલી, પણ ભાવિના લેખ એમ થોડાજ મિથ્યા થાય ? અચાનક કોઈ માણસના પગલાંનો અવાજ તેને સંભળાય છે અને ગળામાં નાંખેલો ફાંસો કાઢી નાંખે છે. એકાંતવાસનાં અસહ્ય દુઃખથી, અમલદારોના અમાનુષી અત્યાચારથી અને એકસરખી સખ્ત મજુરીથી તેનાં દેહ અને મન દુર્બળ બની જાય છે. એક વખત, ફાંસીની સજા સાંભળી ખડખડાટ હસી પડનાર, મૃત્યુની ય મશ્કરી કરનાર ઉલ્લાસકર વિચારવાયુનો ભોગ થઈ પડે છે.

·

આંદામાનમાં તેની સ્થિતિ સહિસલામત નહીં લાગવાથી કોઇ એક ભલા અમલદારની દયાથી તે મદ્રાસની ગાંડાની ઇસ્પિતાલમાં આવે છે. શરૂઆતમાં અહીંઆ તેને પૂરૂં ખાવાનું પણ નથીમળતું. એકવાર ભૂખના દુઃખથી કંટાળી, કોઇ એક અંગ્રેજ રોગીને માટે ખાવાનું લઇ જનાર નોકર ઉપર તરાપ મારી તેની પાસેનો ખોરાક પડાવી લેવાનો તે પ્રયત્ન કરે છે, અને ઉલ્લાસકરને પેલા નોકરના પગના જોડા ખાવા પડે છે. તે પછી એક વૉર્ડર આવી કંઇપણ વાંક વિના ઉલ્લાસકરને કોટડીમાં પછાડી, મ્હોંડે ડૂચો દઇ આડાઅવળા, જ્યાં ફાવે ત્યાં ખૂબ મુક્કાપાટુ મારે છે. આવી નારકીય દશામાં માણસ

પોતાનું માણસપણું ગુમાવી આખરે પશુ જ બને, સ્નેહ અને દયાના છાંટા વિનાનું આવું નિષ્ઠુર વાતાવરણ ગમે તેવા ખાનદાન નૌજુવાનને વાઘવરૂથી ય વધુ હિંસક બનાવી દે તેમાં શી નવાઇ ? સદ્‌ભાગ્યે ઉલ્લાસકર પૂરેપૂરો પશુ ન થયો, તે માત્ર મગજની સમતોલતા ગુમાવી બેઠો.

પણ એ સ્થિતિ વધારે વાર ન ટકી. તે ફરીથી જાજમો વણવાના અને ચટાઇઓ ગુંથવાના કામમાં વળગી ગયો. તેને એક મદ્રાસી દોસ્ત પણ મળી ગયો, તેથી તેના દહાડા કંઇક સુખમાં જવા લાગ્યા. એટલામાં સુપરીન્ટેન્ડેન્ટની બદલી થઇ અને એકનું સ્થાન બીજાએ લીધું. આ નવા અમલદારથી ઉલ્લાસકરની કિંચિત્ છૂટ-છાટ સહન ન થઇ શકી. ઉલ્લાસકરને જોતાં જ તે તાડુકી ઉઠયોઃ— " Ah! you monkey ! " ( " અય ! યૂ બંદર ! " )

ઉલ્લાસકર વિનય કે વિવેકની ખાતર પણ એ ગાળ સહન કરી લે એમ ન્હોતું, કારણ કે તે અત્યાચારો વેઠી વેઠીને રીઢો બની ગયો હતો. તેણે સામે સીધો જવાબ ફેંકયોઃ—" What do you mean ? You seem to be no better than what I am. " ( " શું કહેવા માગો છો ? તમે મારા કરતાં કાંઇ વધારે સારા નથી દેખાતા." )

ઉલ્લાસકરને આ વખતે ઘરનાં કપડાં પહેરવાનાં મળતાં હતાં, તે કપડાં છીનવી લઇ તેને બદલે જેલનાં ફાટયાંતૂટયાં, ગંધાતાં કપડાં પહેરવાનો હુકમ થયો.

ઉલ્લાસકર પોતે કહે છે કેઃ—"આ વખતે મને એટલો બધો ક્રોધ ચડી ગયો કે મારાં બધાં કપડાં ઉતારી આપી, સાહેબની સામે જ દિગંબર બની ઉભા રહેવાનું મન થઇ ગયું ! અહીં ઘડી

બેવડી નાગા ઉભા રહેવામાં મને કંઇ જ લજ્જા નહોતી. આખો દિવસ નાગું રહેવું પડે તોપણ કંઇ સંકોચ ન થાય, કારણકે આ ઇસ્પિતાલમાં બધા ગાંડા માણસો જ ભર્યા હતા. કોઇ કોઇને કંઇ કહી શકે એમ જ કયાં હતું ?" આખરે ઉલ્લાસકરને વૉર્ડરોએ સમજાવ્યો અને સાહેબને થોડો વખત રાજી રાખવા જેલનાં કપડાં પહેરવાનું તેની પાસે કબૂલ કરાવ્યું. તુમાખી અમલદારો એમ માને છે કે કઠોરતા અને નિષ્ઠુરતા જેમ વધારે ગુજારીએ તેમ કેદીઓ વધારે સીધા ચાલે. ઉલ્લાસકર પોતે જ તેના ઉત્તરમાં કહે છે કે: " આવા આવા અન્યાયોથી મારૂં મનોબળ ઘટવાને બદલે ઉલટું વધતું જતું હતું, અને મારામાં સામે થવાની નવી શક્તિ આવતી હતી."

ઉલ્લાસકરનું આખું જેલજીવન દુ:ખો અને ભ્રાન્તિઓથી ભરપૂર છે. તે બાર વર્ષનો કારાવાસ ભોગવી હાલમાં છૂટો થયો છે, તેની અત્યારની શારીરિક કે માનસિક સ્થિતિ વધારે સારી હશે એટલીજ આપણે આશા રાખીએ. પરંતુ અત્યારનું જે સરકારી તંત્ર આવા કોઈ માર્ગભૂલ્યા નૌજુવાનને માણસમાંથી પશુ બનાવી મૂકતું હોય, જે તંત્ર ઉછરતા–આશાભર્યા જુવાનોને બળવાખોર બનાવવામાં આડકતરી રીતે મદદ કરતું હોય તે તંત્ર અને તેના તંત્રીઓ માલેકના દરબારમાં પોતાનો શી રીતે બચાવ કરશે ?



# ભાઈ પરમાનંદ



"લાહોર સ્ટેશને પહોંચતાં જ, સફેદ પોશાકમાં સજ્જ થયેલો એક દેવસ્વરૂપ પુરુષ મારા ખાનામાં દાખલ થયો અને મારી પાસે બેસી પોતાની સ્વાભાવિક કોમળ વાણીમાં આંદામાન વિષે પોતાનો સ્વાનુભવ કહેવા લાગ્યો. તે ત્યાં પાંચ વર્ષ રહી આવ્યો હતો, કારણ કે એક રાજદ્વારી કેદી તરીકે તેને હિંદી સરકારે કાળાપાણીની સજા કરી હતી. સજા થઇ તે પહેલાં તે લાહોરની યુનિવર્સિટીમાં ઇતિહાસનો અધ્યાપક હતો. સરકારની દયાથી તે હાલમાં જ છૂટો થઇ પોતાને વતન આવ્યો હતો. તેણે આંદામાનનો જે હેવાલ મને કહ્યો તેમાં ક્રોધ કે આવેશનો અંશ સરખો પણ ન હતો. મને તેના વચનમાં સંપૂર્ણ વિશ્વાસ બેઠો. તેણે ત્યાંનાં હવાપાણી અને દુરાચાર વિષે વિગતવાર વર્ણન આપ્યું, પણ તે ત્યાંના ખોરાક કે પોતાનાં અંગત દુઃખ વિષે કાંઇ ન બોલ્યો. તેને મન તે સાવ નજીવી વાત હતી. આંદામાન આ પૃથ્વીપરનું નરકસ્થાન છે એ એક જ વા.

તે મને ઠસાવવા માગતો હતો." ભાઈ પરમાનંદને જોતાં કર્નલ વેજવુડના દિલમાં જે છાપ પડેલી તે તેણે આ રીતે 'ડેલી હેરલ્ડ'માં વ્યક્ત કરી છે.

પંજાબની ઓડવાયરશાહીએ, પંજાબમાં ભય અને ત્રાસનું રાજ્ય ફેલાવવા જે આસુરી નીતિનું અવલંબન લીધું હતું તે હિંદુસ્થાનના રાજદ્વારી ઈતિહાસનું એક કાળામાં કાળું પ્રકરણ છે અને તેમાંય ભાઇ પરમાનંદ જેવા પવિત્ર અને સાધુચરિત્ પુરૂષ ઉપરનો નિષ્કારણ જુલમ એ અંગ્રેજી સલ્તનતનું એક મ્હોટામાં મ્હોટું કલંક છે. અંગ્રેજ નોકરશાહીની આંખ ઉઘાડવા મથનાર શુદ્ધ દિલના ટીકાકારોને પકડી અંધારી ઓરડીમાં દફનાવવામાં આવે એ તો કંઇક સમજી શકાય, હિંદુસ્થાનની રાજદ્વારી ચળવળમાં યથાશક્તિ ભાગ લેનારાઓને સરકાર લખતાંબોલતાં બંધ કરે એ પણ સમજી શકાય, પરન્તુ ભાઇ પરમાનંદ જેવા એક અભ્યાસીવૃત્તિના, એકાંતપ્રિય અને ધર્મપ્રચારક પણ પંજાબ સરકારની આંખમાં કેમ નહીં સમાયા હોય એ નથી સમજાતું. ઇતિહાસ ન્હાનામ્હોટા ઘણા અન્યાયોને ભૂલી જશે, કદાચ ક્ષમા પણ આપશે, પરંતુ ભાઇ પરમાનંદ જેવા સાવ નિર્દોષ અને સરળ માણસની વેદના તો ઇતિહાસના કલેવરમાં પાકા ગુમડાની જેમ રહી જવાની, તે એકદમ નહીં રૂઝાય.

"ભાઇ પરમાનંદને સરકારે શા માટે પકડયા હતા?" એમ જો કોઈ પૂછે તો તેનો ટુંકો અને ટચ એટલો જ જવાબ મળે કે ભાઇ પરમાનંદની સાધુતા અને ચારિત્ર્ય એ જ તેમનો અપરાધ. અંગ્રેજી રાજઅમલમાં કોઇ સારો માણસ સુખથી ન રહી શકે એજ ભાઇ પરમાનંદના કારાવાસનો સ્પષ્ટ સંકેત.

ભાઇ પરમાનંદનું જીવન સાધુતા, સરળતા અને ભલમનસાઇનો એક નમૂનો છે. નથી તે ગર્ભશ્રીમંત કે છૂપી રીતે પણ વિલાસ કે વક્રતા તેમનામાં દાખલ થઈ જાય, નથી તે એટલી ભોળી

લાગવગવાળા કે તેમને પોતાની ખાતર અથવા બીજાની ખાતર સ્હેજ પણ ઉધાંચત્તાં કરવાં પડે. તેમનો જન્મ એક ગરીબ કુટુંબમાં થયો હતો, જ્યાં એક માત્ર માતા સિવાય બીજા કોઈનો આધાર ન હતો. પણ ૧૪ મા વર્ષમાં પ્રવેશ કરતાં એ શિરછત્ર પણ દૈવે ઝડપી લીધું, અને ભાઈ પરમાનંદ છેક એકલવાયા અને ઓશિયાળા થઇ ગયા. એક તો તાવના સખત હુમલાથી તેમનું શરીર અને મન દુર્બળ થઈ ગયાં હતાં, તેટલામાં માતૃવિયોગનો આ કારમો ઘા આવી પડયો. અધૂરામાં પૂરું જે થોડીઘણી બચત હતી તે પણ માતાની પાછળ ક્રિયાકર્મ કરવામાં ખરચાઇ ગઇ. પરમાત્માની દયાથી, બરાબર એ જ વખતે આર્યસમાજે એમની બાંહ્ય પકડી. નિશાળના અભ્યાસની સાથે સાથે તેમણે આર્યસમાજના સિદ્ધાંતો અને આદર્શોનો પણ અભ્યાસ કરવા માંડયો. ધીમે ધીમે એ અભ્યાસ અને વાંચનની તેમના પાક દિલ ઉપર એટલી બધી અસર થઇ કે આર્યસમાજના પ્રચાર અર્થે પોતાનું આખું જીવન સમર્પવાનો તેમણે નિશ્ચય કર્યો. નિશાળનો અભ્યાસ છોડી દઈ, જે શાળામાં આર્યસમાજના ઉપદેશકો તૈયાર કરવા માટે વેદ અને અષ્ટાધ્યાયીનું શિક્ષણ આપવામાં આવતું તે શાળામાં તેઓ દાખલ થયા, પણ કમનસીબે એ શાળા વધુ વખત ન ચાલી. આથી તે ફરી નિશાળના અભ્યાસમાં જોડાયા અને ખૂબ મહેનત લઇ પ્રવેશિકા પરીક્ષા પસાર કરી. તે પછી તેમનો વિચાર મેડીકલ કૉલેજમાં અભ્યાસ કરી આર્યસમાજના એક મીશનરી તરીકે જીવનભર કામ કરવાનો થયો. પણ આર્યસમાજના કાર્યવાહકોમાં તે વખતે તડ પડી જવાથી અને દયાનંદ એંગ્લો વેદિક કૉલેજ જોખમમાં આવી પડે એમ લાગવાથી લાલા હંસરાજને કૉલેજ અને સ્કુલને નિર્વિઘ્ને બચાવી લેવામાં તેમણે સહાય કરી. આને લીધે તેઓ કૉલેજનો અભ્યાસ નિશ્ચિન્તપણે ન કરી શકયા, છતાં પરીક્ષા અગાઉના થોડાઘણા દિવસોમાં બની શકે તેટલી મહેનત લઈ એક પછી એક પરીક્ષા પસાર કરતા ગયા અને

છેવટે ૧૯૦૨ માં પંજાબ યુનિવર્સિટીની એમ. એ. ની ઉપાધિ મેળવી. ધર્મસેવા અથવા સમાજસેવાનું કાર્ય કરતા રહેવું અને સાથે સાથે અભ્યાસ પણ ચાલુ રાખવો, એ ભાઇ પરમાનંદના વિદ્યાર્થી-જીવનનો બોધપાઠ છે.

વિદ્યાર્થી અવસ્થામાં જેમણે લોકસેવાની એક પણ તક ન જવા દીધી હોય તે નોકરી દરમિયાન મળતી અવકાશની રજાઓમાં પગવાળીને શી રીતે બેસી શકે ? લાહોરમાં લગભગ ત્રણ વર્ષ સુધી તેઓ કોલેજમાં પ્રોફેસર તરીકે રહ્યા, પણ એટલા ટુંક સમયમાં, પંજાબનું એક પણ એવું શહેર બાકી ન રહ્યું કે જ્યાં ભાઇ પરમાનંદે આર્યસમાજનું પ્રચારકાર્ય નહીં કર્યું હોય. જ્યાં જ્યાં આર્ય-સમાજમાં મંદતા જેવું દેખાય, જ્યાં જ્યાં આર્યસમાજ કાંઇક લોકોપયોગી કામ કરી શકે એવું લાગે ત્યાં ત્યાં સેવાનો એ જાગતો જોદ્ધો એકદમ પહોંચી જતો, અને પોતાના ઉત્સાહથી અને તપો-બળથી નવી પ્રેરણા પ્રકટાવતો. એટલામાં દક્ષિણ આફ્રિકામાં વસતા પ્રવાસી આર્યભાઇઓએ લાલા હંસરાજ ઉપર પત્ર લખી એક સારા ઉપદેશક મોકલવાની માગણી કરી. લાલાજીએ ભાઇ પરમાનંદને પસંદ કર્યા અને તેમને દક્ષિણ આફ્રિકા મોકલ્યા. ત્યાં તેમણે મોમ્બા-સા, નૈરોબી, ટ્રાંસવાલ અને કેપકોલોનીનાં પ્રસિદ્ધ સ્થાનોમાં મહિનાઓ સુધી ફરી ભાષણો આપ્યાં, સમાજના સિદ્ધાંતો સમજા-વ્યા અને તે સાથે દયાનંદ એંગ્લો વેદિક કૉલેજ માટે નાણાં એકઠાં કર્યાં. ડરબનમાં એક મહિનો તેઓ મહાત્મા ગાંધીજી પાસે રહ્યા અને મહાત્માજીએ ભાઇ પરમાનંદના કાર્ય વિષે સંતોષ બતાવ્યો એટલું જ નહીં, પણ જ્યારે તેમણે ઈંગ્લાંડ જવાની ઇચ્છા બતાવી ત્યારે પોતે પોતાના મિત્રો ઉપર ભલામણપત્રો પણ લખી આપ્યા.

મહાત્માજીએ જે બે ત્રણ ભલામણપત્રો લખી આપ્યા હતા તેમાં એક શ્રીયુત શ્યામજી કૃષ્ણ વર્મા ઉપર પણ હતો. શ્રીયુત

વર્મા ઇંગ્લાંડમાં " ઇન્ડીઆ હાઉસ " ખોલી, હિંદી વિદ્યાર્થીઓમાં અંગ્રેજી રાજ્ય સામે રીતસર અસંતોષ ફેલાવી રહ્યા હતા. ભાઇ પરમાનંદ ' ઇન્ડીઆ હાઉસ 'માં રહ્યા તો ખરા, પણ શ્રીયુત શર્મા અને લાલા હરદયાળની યોજના અને અસરથી સાવ નિર્લેપ રહ્યા. ત્યાં તેમણે બ્રિટિશ યુનિયનની પ્રસિદ્ધ લાયબ્રેરીનો લાભ લેઇ હિંદુસ્થાનનો યથાર્થ ઇતિહાસ નિષ્પક્ષપાત દૃષ્ટિએ લખવો શરૂ કર્યો. ભાઇ પરમાનંદ કહે છે કે અત્યારે શાળાપાઠશાળાઓમાં હિંદનો જે ઇતિહાસ શીખવવામાં આવે છે તે માત્ર અંગ્રેજના વિજયનો જ ઇતિહાસ છે. તેમાં હિંદુસ્થાનની પ્રજા એક તુચ્છ પ્રજા છે અને અંગ્રેજ શાસનકર્તાઓ દેવના દીકરા છે એમ બતાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. ભાઇ પરમાનંદે સવારથી સાંજ સુધી લાયબ્રેરીમાં બેસી લગભગ દોઢ વર્ષ અનેક ગ્રંથોનું અધ્યયન કરી એક કાચો ખરડો તૈયાર કર્યો, અને તે પરથી વિગતવાર ઇતિહાસ અવકાશે લખવાનો વિચાર રાખ્યો. ઇતિહાસની જે સામગ્રી પોતે એકઠી કરી હતી તેને આધારે " હિંદુસ્તાનમાં બ્રિટિશ રાજ્યનો અભ્યુદય " એ નામે એક નિબંધ તૈયાર કરી, લંડન યુનિવર્સિટીની એમ. એ. ડીગ્રી લેવાના લોભથી તે યુનિવર્સિટી ઉપર મોકલી આપ્યો. પણ પરીક્ષકોને પોતાનું એંગ્લોઇન્ડિયનપણું આડે આવવાથી તેમણે તે પસંદ ન કર્યો.

એ રીતે એક તરફ જ્યારે ભાઇ પરમાનંદ લંડનમાં રહ્યા રહ્યા પોતાની સાહિત્ય અને ઇતિહાસસંશોધનની પ્રવૃત્તિમાં મશગૂલ હતા ત્યારે બીજી તરફ ભારતવર્ષમાં, ખાસ કરીને બંગાળ અને પંજાબમાં, ગુપ્તસમિતિઓ તથા વિપ્લવવાદની હિલચાલ ધીમે પણ મક્કમ પગલે આગળ વધી રહી હતી. ભાઈ પરમાનંદને ઇન્ડિયા ઓફીસના કેટલાક માણસોએ કહ્યું કે–" આ પરિસ્થિતિમાં તમારે શ્રીયુત શ્યામજી કૃષ્ણ વર્મા અને લાલા

હરદયાળ જેવા માણુસોનો સંગ ન રાખવો જોઇએ," પણ ભાઇ પરમાનંદને જળમાં રહેવા છતાં કમળની જેમ અલિપ્ત કેમ રહી શકાય તે કળા હસ્તગત હતી. માત્ર ભયની ખાતર અથવા કોઇને સંતોષ આપવાની ખાતર કોઇનો સંગ મૂકી દેવો તેને તે કાયરતા માનતા. તેઓ ચોખ્ખા શબ્દોમાં કહે છે કે "રાજદ્વારી હિલચાલમાં ઝંપલાવવાનો મને કોઇ જાતનો અધિકાર ન્હોતો, કારણુ કે મેં તો મારૂં સારૂંય જીવન આર્યસમાજને અર્પણુ કરી દીધું હતું. રાજદ્વારી ક્ષેત્રમાં પડું તો આર્યસમાજને માટે હું તદ્દન નિરૂપયોગી થઇ જઉં એ ચોક્કસ હતું." જેનું દિલ દૃઢ છે તે તો ગમે તેવા લોભાવનારા સંજોગોમાંથી પણ અણિશુદ્ધ બ્હાર નીકળી આવે છે. પણ ભાઇ પરમાનંદ હિંદની નોકરશાહીને પૂરી રીતે પિછાણતા ન્હોતા. સરકારની નજરે ચડેલા કોઇ માણુસની સાથે વાત કરવી એ પણ હિંદુસ્થાનમાં એક ભારેમાં ભારે ગુન્હો ગણાય છે એ તેઓ ઇંગ્લાંડના સ્વતંત્ર વાતાવરણમાં બેઠા બેઠા શી રીતે જાણી શકે? જો કે ભાઇ પરમાનંદે લંડનમાં લાલા હરદયાળને સમજાવી પોતાના પક્ષમાં ભેળવવાનો અખતરો કરી જોયો અને હરદયાળ થોડે ઘણે અંશે પીગળ્યો પણ ખરો, પરંતુ ભાઈ પરમાનંદના કહેવા પ્રમાણે હરદયાળની પ્રકૃતિ જ કોઈ એવી વિલક્ષણ છે કે તે એક ચીલે રહી શકતોજ નથી. કાંતો આપાર, કાંતો પેલેપાર, એજ હરદયાળના જીવનનો મુદ્રાલેખ છે.

ઇંગ્લાંડથી પાછા ફરી ભાઇ પરમાનંદ કોલેજમાં પોતાને કામે વળગી ગયા. તેઓ આયુર્વેદિક વિભાગને યુનિવર્સિટીથી છેક સ્વતંત્ર બનાવી માતૃભાષા–હિંદી–દ્વારા શિક્ષણ આપવા માગતા હતા. એ કામને પહોંચી વળવા નાણાંની જરૂર હતી. તેથી તેઓ ૧૯૦૮ માં બર્મા ગયા અને ત્યાંથી લગભગ આઠ–નવ હજાર રૂપીઆ લઇ આવ્યા. બર્માથી પાછા લાહોર આવ્યા અને ત્યાં તેમણે જોયું તો

તેમના ઘરમાં ચોરી થઇ હતી અને એ ચોરીમાં તેમણે દોઢ વર્ષ સુધી ઇંગ્લાંડમાં રહી ભૂખતરસ વેઠીને હિંદના ઇતિહાસની જે સામગ્રી એકઠી કરી હતી તે પણ ઉપડી ગઇ હતી. ભાઇ પરમાનંદ કહે છે કે "આ કાગળીઆ ચોરાઇ જવાથી મને એટલો બધો આઘાત થયો કે તેની આગળ મારા કારાવાસ અને બીજા અપમાનોને હું તુચ્છ લેખું છું."

ઇ. સ. ૧૯૦૯ ની ઉન્હાળાની રજાઓ ભાઇ પરમાનંદે દક્ષિણ હિંદુસ્થાનમાં ગાળી. અને ત્યાં બેંગલોર, મદ્રાસ, શીલમ, મચ્છલીપટ્ટમ, રાજમન્દરી, હૈદરાબાદ વિગેરે શહેરોમાં ફરી આર્ય-સમાજ વિષે વ્યાખ્યાનો આપ્યાં. તેઓ પ્રવાસમાં જતાં પહેલાં પોતાનું રહેવાનું મકાન ખાલી કરતા ગયા હતા. આ મકાન પાછળથી સરદાર અજીતસિંહ અને કિશનસિંહે ભાડે રાખી લીધું, પણ સરકાર થોડા જ વખતમાં અજીતસિંહને પકડશે એમ લાગવાથી તે કરાંચીને રસ્તે ઇરાન તરફ નાસી ગયો. સરદાર કીશનસિંહ પણ તે મકાન ખાલી કરી જવા માગતા હતા, આથી ભાઈ પરમાનંદે એજ મકાન લાહોર આવ્યા પછી પોતાને માટે ભાડે લેઇ લીધું. પોલિસ તો વ્હેલોમ્હોડો પરમાનંદનો ભોગ લેવા જ માગતી હતી, તેને આથી સરસ લાગ ફાવ્યો. પોલિસે ઘરના માલિક પાસે એવી મતલબનો એકરાર લખાવી લીધો કે મકાન હજી સરદાર અજીતસિંહના કબજામાં છે. અને, સરદાર અજીતસિંહના મકાનની ઝડતી લેવાને તો પોલિસ મુખત્યાર જ હતી. એટલે ભાઇ પરમાનંદ એક દિવસ કૉલેજમાં હતા તે દરમિયાન પોલિસે તેમના ઘરપર દરોડો પડયો અને કાગળીઆ ચુંથવા માંડયા. ભાઇ પરમાનંદને લંડનમાં પોતાના મિત્રોના જે પત્રો મળ્યા હતા તે બધા પોલિસે હાથ કર્યા. પણ ત્યાંસુધી તો બધું બરાબર હતું. પરંતુ પોલિસે જ્યારે ભાઇ પરમાનંદના ટેબલના ખાનામાંથી સરદાર અજીતસિંહના સિરનામાના પત્રો બ્હાર કાઢયા

ત્યારે તો પરમાનંદ ચકિત જ થઇ ગયા. હિંદની પોલિસ કેવી જાદુગર છે, તેનો ભાઇ પરમાનંદને આ પહેલો જ અનુભવ થયો. મહમદની ટોપી અહમદને માથે શી રીતે બંધબેસતી કરવી એ જુગતી હિંદુસ્થાનની પોલિસ જેવી જાણે છે તેવી દુનિયાની બીજી કોઇ પોલિસ ભાગ્યે જ જાણતી હશે. ભાઈ પરમાનંદે પ્રથમ તો એમ ધારેલું કે જ્યારે મને પૂછવામાં આવશે ત્યારે દરેક બાબત વિષે સંતોષકારક ખુલાસો કરી મારી નિર્દોષતા પૂરવાર કરીશ, પણ જાદુગરના હાથમાંથી અવનવી ચીજો નીકળતી જોઇ તેઓ હેબતાઇ ગયા, અને દરેક બાબત વિષે બચાવ કરવાનોજ વિચાર માંડી વાળ્યો. "હિંદના ઇતિહાસ" વિષેના કાગળીઆ ચોરાઇ ગયા પછી ભાઇ પરમાનંદે પોતાની સ્મરણશક્તિના આધારે જે કંઇ થોડુંઘણું લખી રાખ્યું હતું તે પણ આ વખતે પોલિસ ઉપાડી ગઇ. ઝડતી પછી એક મહિના સુધી ભાઇ પરમાનંદ પોતાને ઘેર ગામડામાં જઇ રહ્યા. તે પછી એક દિવસ તેઓ લાહોરના સ્ટેશને ટ્રેઇનમાંથી ઉતરતા હતા તેજ વખતે કોટવાળ સાહેબે તેમને પરહેજ કર્યા, અને તેમનીપર ફોજદારી કાયદાની ૧૧૦ મી કલમ પ્રમાણે કામ ચલાવવામાં આવ્યું. એક ખાસ માજીસ્ટ્રેટ પાસે બરાબર ત્રણ મહિના કામ ચાલ્યું. આર્યસમાજના ધર્મપ્રચાર માટે ભાઈ પરમાનંદે હિંદુસ્થાનના જૂદા જૂદા પ્રાંતોમાં જે પ્રવાસ કર્યો હતો તેનો ઉદ્દેશ સરકાર સામે રાજદ્રોહ ફેલાવવા સિવાય બીજો કંઇ જ ન્હોતો એમ સરકારી વકીલે અદાલતને ઠસાવવા પ્રયત્ન કર્યો. આખરે ત્રણ વર્ષ માટે સારી ચાલચલગતના જામીન આપવા અથવા તો ત્રણ વર્ષની સખ્ત સજા ભોગવવાનો ઠરાવ અદાલતે જાહેર કર્યો. ભાઇ પરમાનંદ જામીન આપી છુટા થવા માગતા ન્હોતા, કારણ કે તેમના દિલમાં ઠસી ગયું હતું કે હિંદુસ્થાનમાં કોઇપણ સ્વતંત્ર અને સ્પષ્ટવક્તા માણસ સુખથી હરીફરી કે રહી ન શકે. છતાં તેમના મિત્રોનો અને માજીસ્ટ્રેટનો ખૂબ આગ્રહ થવાથી તેમણે પોતાનો

વિચાર ઢીલો કર્યો. ભાઇ પરમાનંદ કહે છે કે: "જો આ વખતે જામીન આપી હું છૂટો ન થયો હોત તો એક વર્ષ પછી મારે માથે કદાચ બીજી આફત ન આવત." અને ત્રણેક વર્ષ વીતતાં બીજી-વાર તેમની સામે જે કામ ચલાવવામાં આવ્યું તે જોતાં ભાઇ પરમાનંદનું એ કથન યથાર્થ છે. કારણ કે આ બીજીવાર પણ ભાઈ પરમાનંદની વિરૂદ્ધ પ્રથમના જ પૂરાવા રજુ કરવામાં આવ્યા હતા અને એ પૂરાવા પરથી જ ભાઈ પરમાનંદને દેશનિકાલની સજા કરવામાં આવી હતી. પરમાનંદના વકીલે કહેલું પણ ખરૂં કે "આ ફાઈલો અને કાગળીઆ એકવાર એજ આસામીની વિરૂદ્ધમાં પૂરાવા તરીકે પડી ગયેલા હોવાથી બીજીવાર તેનો ઉપયોગ ન થઇ શકે." છતાં પંજાબની સરકાર દમનનીતિના ઘોડા એવા પૂર જોસથી દોડાવી રહી હતી કે તેમને એ બચાવ સાંભળવાની કે વિચારવાની નવરાશ ન હતી. ભાઇ પરમાનંદનું શુદ્ધ ચારિત્ર્ય અને તપશ્ચર્યા પંજા-બની નોકરશાહીને કાંટાની જેમ ખૂંચતું. તે કાંટો જડમૂળમાંથી ઉખેડવો એ તેનું સાધ્ય હતું. એ સાધ્ય સિદ્ધ કરવા ગમે તે સાધ-નનો ઉપયોગ કરવો એમાં પંજાબની નોકરશાહીને ન્યાય કે અન્યાય, ધર્મ કે અધર્મનો વિચાર કરવાની જરૂર ન લાગી. જો એમ ન હોય તો પંજાબમાંથી ભાઇ પરમાનંદને દેશનિકાલ કરવાની સાથે તેની માલમિલ્કત જપ્ત કરી તેમનાં બૈરાંછોકરાંને ભૂખે ટળવ-ળાવવામાં સરકારનો કયો પવિત્ર હેતુ હશે ? ભાઇ પરમાનંદ જ્યારે આંદામાનની જેલમાં હતા ત્યારે માઇકલ ઓડવાયરને "શું હજી એ જીવે છે ? તેનું તો ત્યાં...થઇ જવું જોઇએ," એમ આંદામાનના ચીફ કમિશનર મિ. ડગલાસને પૂછવાની શી જરૂર હતી ? પણ આપણે અત્યારે એ વાત છોડી દઇશું.

પહેલીવાર જામીન આપી છૂટા થયા પછી અને બીજી વાર કાળાપાણીની સજા માટે પકડાયા તે પહેલાં ભાઇ પરમાનંદ અમે-

રિકા અને બ્રિટિશ ગાયના વિગેરે સ્થળોમાં ફરી આવ્યા. આ વેળા અમેરિકા જવામાં તેમનો ઉદ્દેશ અંગ્રેજી દવાની માફક દેશી દવાઓ આ દેશમાં જ તૈયાર કરવાને લગતો વિધિ શીખવાનો હતો. મુસાફરી દરમ્યાન "પોર્ટ ડીફ્રાન્સ" નામના બંદરે તેમને લાલા હરદયાળનો ભેટો થઈ ગયો. પરમાનંદે જોયું તો એકવાર વિદ્રોહી ગણાતો હરદયાળ તે વખતે પરમ તપસ્વી જેવું જીવન ગુજારવાની સાધનામાં ચકચૂર બની ગયો હતો. ખુલ્લી જમીન ઉપર સૂઇ રહેવું, ફળફુલનો આહાર કરવો અને આખો દિવસ ધ્યાન ને વાંચન-મનનમાં ગાળવો એ તેનો નિત્યનો વિધિ હતો. લાલા હરદયાળ આ પ્રકારની તપશ્ચર્યા કરી બુદ્ધદેવની જેમ એક નવો જ પંથ પ્રવર્ત્તાવવાની તૈયારી કરતા હતા. પરમાનંદે નવા મત કે પંથની માથાકૂટમાં પડવાને બદલે વેદાન્ત કે સાંખ્યમતનો પ્રચાર કરવાનો અને પોતાના ત્યાગ અને બલિદાનથી આર્યજાતિનું ગૌરવ વધારવાનો ઉપદેશ આપ્યો. લાલા એ વાત બરાબર સમજી ગયા, અને એ રીતે પોતાના જીવનનો ઉપયોગ કરવાનો મનસૂબો કર્યો. પણ થોડા દિવસ ગયા ન ગયા એટલામાં તો એમના વિચાર ફરી ગયા, અને હિંદુ-સ્થાનમાં બળવો જગાડવાની તેઓ પેરવી કરવા લાગ્યા. ભાઇ પરમાનંદ કહે છે કે "લાલા હરદયાળ જ્યારે સાનફ્રાન્સીસ્કોમાં હતા ત્યારે પણ મારે તેમની સાથે કોઇ કોઇવાર મુલાકાત થતી, પણ મારા વિચારોમાં અને તેમના વિચારોમાં જમીન આસમાન જેટલો તફાવત હતો." પણ સરકારને એ વિચારભેદ જાણવાની કશી પડી નહોતી; એટલે સરકારે તો પોતાનું કામ શરૂ કરી દીધું, અર્થાત્, ભાઈ પરમાનંદની પાછળ છૂપી પોલિસ વળગાડી દીધી.

અમેરિકાનો પ્રવાસ પૂરો કરી, લંડન થઇ પરમાનંદ હિંદુસ્થાનમાં પાછા ફર્યા. મુંબઇ બંદરે ઉતરતાં જ જકાતખાતાએ તેમનો દરેક

દરેક માલ ચાંપી ચાંપીને જોયો. તેમની આગળપાછળ પોલિસનો પહેરો રીતસર શરૂ થઈ ગયો. લાહોર આવતાં મ્હોટા મ્હોટા સ્ટેશને પોલિસના અધિકારીઓ ભાઇ પરમાનંદની ખબરઅંતર લેતા રહ્યા.

પંજાબની સરકાર આ વખતે પૂરેપૂરી અકળાઇ રહી હતી. એક તરફ "બળવો" જગાડવા ઇચ્છનાર ટોળી પોતાની જાળ છૂપી રીતે ફેલાવ્યે જતી હતી, ખેડૂતોનો અસંતોષ વધતો જતો હતો, લાલા હરદયાળ, કરતારસિંહ તથા રાસબિહારી વિગેરેની શીખવણીથી ઠેર ઠેર ધાડો પડી રહી હતી. પણ એ સૌથીયે વધારે વિકટ સ્થિતિ તો કામાગાટામારૂના ઉશ્કેરાએલા શીખોને લીધે થઇ પડી હતી. આવી પરિસ્થિતિમાં ભાઈ પરમાનંદ જેવા પવિત્ર માણસને પંજાબમાં છૂટા ફરવા દેવા એ સરકારને વધારે પડતું લાગ્યું. કંઇ લાંબો વિચાર કે તપાસ કર્યા વિના સરકારે ભાઇ પરમાનંદને પહેલી જ તકે ઝડપી લીધા.

પરમાનંદને જેલમાં ફાંસીની કોટડીમાં પૂરી સરકારી અમલદારોએ શામ–દામ–દંડ–ભેદની કૂટનીતિ વાપરી બહુ બહુ રીતે પજવ્યા. પોલિસ કરતારસિંહ, લાલા હરદયાળ અને અમેરિકાની ગદરપાર્ટી સાથે ભાઈ પરમાનંદનો સંબંધ જોડવા માગતી હતી; પણ પરમાનંદ એકના બે ન થયા. ભાઇ પરમાનંદ એ કાવતરાથી છેક અજાણ્યુ અને અલિપ્ત હતા.

જેલમાં ને જેલમાં જ પરમાનંદની સામે જે મુકદ્દમો ચલાવવામાં આવ્યો તેને ન્યાયને નામે ન્યાયનો ફજેતો જ કહી શકાય. સરકારની મારી મેળવેલા ( એપ્રુવર ) આરોપીઓને એક દિવસે ભાઇ પરમાનંદને ઓળખવા ઉભા કરવામાં આવ્યા. આરોપી આગળ અને જેલનો અમલદાર પાછળ. ભાઇ પરમાનંદ કહે છે કે " મૂળસિંહ નામનો એપ્રુવર મારી પાસે થઈને, બીજા આઠનવ માણસોને

વટાવી આગળ નીકળી ગયો અને મને ન ઓળખી શક્યો. પણ પેલા અમલદારનો ઇસારો થતાં જ તે પાછો ફર્યો, અને મારી પાસે ઉભો રહ્યો. તે જ ઘડીએ મેં સરકારી વકીલનું ધ્યાન ખેંચ્યું, અને કહ્યું કે એને અમલદાર તરફથી ઇસારો કરવામાં આવ્યો છે. સુપરીન્ટેન્ડેન્ટે મને ધમકી આપી બોલતો બંધ કર્યો." ન્યાયનો આ પહેલો ફજેતો. તે પછી પરમાનંદની પહેલી તપાસ દરમિયાન જે કાગળીઆ રજુ કરવામાં આવ્યા હતા તેના તેજ કાગળીઆ, બીજી વાર રજુ કરવામાં આવ્યાં, એ બીજો ફજેતો. ભાઇ પરમાનંદ તરફથી કહેવામાં આવ્યું કે અમેરિકામાં "ગદર" પાર્ટી ઉભી થઇ તે પહેલાં એક વર્ષથી તો પોતે હિંદુસ્થાનમાં જ છે, અને અહીં આવ્યા પછી તે પાર્ટી સાથે તેમને કોઇ જાતનો પત્રવ્યવહાર પણ નથી. સરકારી વકીલે કહ્યું કે: "એ વાત ખરી છે, પણ જર્મની સાથે યુદ્ધ થવાનું છે એ વાતની આ લોકોને એક વર્ષ અગાઉથી જ ખબર પડી ગઇ હતી અને તેથી જ તેમણે બળવાને લગતી તૈયારીઓ આગળથી જ કરી રાખી હતી!" મુકદ્દમા દરમિયાન સરકારી વકીલ મિ. પીટમેને કહ્યું કે—"પરમાનંદ તો હરદયાળનો પણ ગુરૂ છે. એ એવો પક્કો છે કે તેણે પોતાની વિરૂદ્ધ જાય એવો એક પણ પૂરાવો રહેવા દીધો નથી. તે તો ઘાસમાં છૂપાયેલા સર્પ જેવો ભયંકર છે." છતાં અંદરખાને પૂરાવાની ગેરહાજરીમાં પંજાબની સરકારને પરમાનંદ સામેનો મુકદ્દમો માંડી વાળવાની મિ. પીટમેને ભલામણ કરી, પણ ઓડવાયરની સરકારે હુકમ કર્યો કે—"તમે તમારે કાયદાની રૂએ કામ ચલાવો." બીજા શબ્દોમાં કહીએ તો ખાસ નવા કાયદા પ્રમાણે રાજકીય કેદીઓને કચડી નાંખવાનો પંજાબ સરકારનો સ્પષ્ટ ઇરાદો હતો. ઓડવાયરની ડંખીલી રાજનીતિમાંથી પરમાનંદ છૂટે એવી કોઇને આશા નહોતી. ન્યાયનું નાટક ભજવાયા પછી લગભગ બે મહિને ભાઇ પરમાનંદને ફાંસીની સજા થઇ.

આ રાજકીય કેદીઓને ફાંસીની સજા કરવી કે દેશનિકાલ કરવા એ વિષે વાઇસરોયની કારોબારી સભા વિચાર કરી રહી હતી, એજ તકે ભાઇ પરમાનંદની પત્નીએ લાલા રઘુનાથસહાયને એકદમ સીમલે મોકલી કારોબારી સભાના સભાસદોને મળી એ સભામાં ઘટાડો કરાવવાની પ્રાર્થના કરી. લાલા રઘુનાથે પંડિત માલવિયજીને મળી આખો મુકદ્દમો સમજાવ્યો, અને તેવામાં જ ૨૪ માંથી ૧૭ જણને ફાંસીને બદલે દેશનિકાલની સજા કરવાનો હુકમ થયો.

ભાઇ પરમાનંદનું જીવન નિર્દોષ બલિદાનનું એક જવલંત દૃષ્ટાન્ત છે. પણ એ બલિદાનની પાછળ તેમની પત્નીનું જે અસાધારણ પ્રેરક બળ રહેલું છે તે જો દીનબંધુ એન્ડ્રુઝે પ્રકટ ન કર્યું હોત તો આપણને એ અગમ્ય જ રહી જાત. મિ. એન્ડ્રુઝ કહે છે કેઃ—"લાહોરની સાંકડી ગલીમાં આવેલી એક અંધારી અને ભેજથી ભરેલી ઓરડીમાં ભાઈ પરમાનંદની પત્ની પોતાનાં બે બાળકોને ગોદમાં લઇ બેઠી હતી. બન્ને બાળકોના ચ્હેરા બીમારીને લીધે પીળા પડી ગયા હતા." આ સાધ્વી સ્ત્રી એક કન્યાશાળામાં નોકરી કરી, મહિનાના ૧૭ રૂપીઆમાં પોતાનું તથા બાળકોનું ગુજરાન ચલાવતી હતી. તેની પ્રથમની માલમિલ્કત સરકારે જપ્તીમાં લઈ લીધી હતી. આ દીનતા અને કંગાળીઅતમાં તેને માત્ર ઈશ્વરના સિવાય બીજો કોઇનો આધાર ન્હોતો. આખરે પતિપરાયણા સાધ્વીની પ્રાર્થના પરમાત્માએ સાંભળી, અને ભાઈ પરમાનંદને મોતના મુખમાંથી બચાવી પાછા મોકલ્યા. પરમાનંદને પોતાની પત્ની વિષે પાકી શ્રદ્ધા હતી કે તે પોતે હરકોઇ વિપત્તિની સામે થઈ પોતાનો નિર્વાહ ચલાવશે અને તેથી જ કાળાપાણીનાં અનેક દુઃખોની મધ્યમાં રહેવા છતાં તેમના મનમાં પોતાના પુત્રપરિવાર વિષે કદિ ચિંતા કે વિષાદ થયાં ન હતાં. આંદામાનમાંથી રજા આપતાં જેલના ઓફીસરે

પરમાનંદને પૃછ્યું:–" હવે તમે દેશમાં જઈ શું ધંધો કરવા માગો છો?" પરમાનંદે જવાબ આપ્યો કે:–" હું અત્યારે એ વિષે કશો નિર્ણય કરી શકતો નથી. પણ મને એટલું તો લાગે છે જ કે જો કોઇ ધંધો હાથ નહીં લાગે તો મારી સ્ત્રી કન્યાશાળામાં ભણાવશે અને હું ઘર સંભાળીશ." પરમાનંદના આ મર્મભર્યા પ્રત્યુત્તરમાં તેની પત્ની પરની શ્રદ્ધા અને નિર્ભરતા જણાઈ આવે છે. એક તરફ ભાઇ પરમાનંદનું નિર્દોષ બલિદાન અને બીજી તરફ તેની સહનશીલ પત્નીની અનેરી શ્રદ્ધા અને ભક્તિ કેટલાં ભવ્ય લાગે છે!

પાંચ વર્ષના કાળાપાણીના પ્રતાપે ભાઇ પરમાનંદના જીવનમાં ઘણો ફેર પડી ગયો છે. તેમનો આત્મા વધુ ઉન્નત થયો છે, સંસારના સામાન્ય હર્ષ-શોક તેમને હવે મુદ્દલ સ્પર્શી શકતા નથી. મૃત્યુને તેઓ બહુ મોહક વસ્તુ માને છે. આટઆટલાં દુઃખ વેઠવા છતાં તેમના હૃદયમાં કોઇ પણ અમલદાર પ્રત્યે લેશ પણ ક્રોધ કે દ્વેષ નથી; તેઓ આર્યજાતિમાં નવા પ્રાણ પ્રકટાવવામાં જ ખરી દેશસેવા અને ધર્મસેવા માને છે. આંદામાનથી આવતા વેંત તેઓ સમાજ અને સાહિત્યની સેવામાં તલ્લીન થઇ ગયા છે. શિક્ષણના વિષયમા પણ તેઓ ઘણો જ રસ લે છે અને દેશની જે રીતે સેવા બની શકે તે બજાવવામાં સદા ઉત્સુક રહે છે. પ્રભુ! આવા સાધુચરિત્ર પુણ્યાત્માને આંદામાન મોકલવામાં તારો શો ગૂઢ સંકેત સમાયો હશે!



१

# અલિપુરથી આન્દામાન



ઇ. સ. ૧૯૦૯ ના ડીસેમ્બરની વાત—

તે દિવસે તારીખ ઘણું કરીને ૧૧મી હતી. આજે બાર બાર વર્ષના મારા પરદેશવાસ દરમ્યાન ભારતવર્ષમાં એટલા બધા ફેરફારો થઇ ગયા છે કે તે પહેલાંની વાતો સંભારવામાં મારી સ્મરણશક્તિ ઉપર ઝાઝો આધાર રાખી શકાય એમ નથી. ભૂતકાળના બનાવો મારી માનસદૃષ્ટિની સામે અત્યંત ઝાંખી છાયાઓની પેઠે તરવરે છે, એટલે તે સર્વનું ક્રમવાર વર્ણન કરવું એ મારે માટે તો અશક્ય જ છે. મારી આ કથા શરૂ કરતાં પહેલાં જ હું મારા વાંચકવર્ગ પાસે માગી લઉં છું કે મારી અસ્પષ્ટ સ્મરણશક્તિને લીધે જો મારાથી આ વર્ણનોમાં કંઈ 'વિવાહનું વરસી' થઇ જાય તો તેને માટે મારા પ્રત્યે ક્ષમાવૃત્તિ જ રાખવી.

છતાં એટલું ઠીક છે કે જ્યારે જ્યારે મારી સ્મરણશક્તિ ખૂટી પડે ત્યારે ત્યારે મારી પડખે મારા સહકેદી, ઉપેન્દ્રબાબુ તૈયાર જ છે. જ્યાં જ્યાં હું તેમની સહાય લઇશ ત્યાં ત્યાં હું માત્ર તેમના જ શબ્દો સંભળાવીશ, અને મારી કલ્પના તેમાં નહિ ઉમેરૂં, એ વિષે વાંચકને ખાત્રી આપું છું. એટલે આન્દામાનના અનુભવોની આ કથા, એક નહિ પણ બે ભિન્નભિન્ન વ્યક્તિઓના મુખમાંથી નિરન્તર શબ્દપ્રવાહ છે. એમાં અમે શાસ્ત્રાજ્ઞાને અનુસરી માત્ર પ્રિય અને સત્ય વસ્તુનું જ વર્ણન કર્યું છે—અપ્રિય કે અસત્યનું નથી કર્યું.

અલિપુરની જેલમાં અમને "ચુમ્માળીશ ડીગ્રી" માં પૂરવામાં આવ્યા હતા. પણ તે વખતની અલિપુર જેલ આજે કયાં છે ? હવે તો ત્યાં તેને બદલે પ્રેસીડેન્સી જેલ ઉભી થઇ છે. અને થોડાક દિવસ પર, જ્યારે અમે આન્દામાનથી પાછા આવ્યા અને અલિપુર ગયા ત્યારે અમારી પુરાણી શરશય્યા સમી અલિપુર જેલને અમે ઓળખી પણ ન શક્યા !

ઉપર મેં કહ્યું કે અમને "ચુમ્માળીશ ડીગ્રી" માં પૂરેલા હતા. એટલે શું ? "ચુમ્માળીશ ડીગ્રી" વિષે મારે ખુલાસો કરવો પડશે; નહિ તો મારા ભોળા વાંચકને નવાઇ લાગશે કે થર્મોમિટરનો પારો ચુમ્માળીશ ડીગ્રી પર આવી ગયેલો કે શું ? પણ તેવું કાંઈ ન હતું. ચુમ્માળીશ ડીગ્રી એટલે, એકની જોડે એક, એમ હારબંધ ચુમ્માળીશ કોટડીઓ ! અને તે દરેકની આસપાસ દિવાલોવાળો ચારેક હાથ લાંબો પહોળો જુદો જુદો ઓટલો. એ દરેક ઓટલાને એક ફડકવાળું લાકડાનું બારણું. અને એ બારણામાં એક ઇંચ માપનું ગોળાકાર કાણું, જેમાં આંખ માંડીને બહાર ઉભેલો પહેરેગીર કોટડીમાંનું બેપગું પ્રાણી અંદર શું કરે છે તે જોઇ શકે. કોટડીઓની હારની સામેના ભાગમાં એક ખુલ્લું વિશાળ ફળીઉં હતું. તે ફળીઆની આસપાસ પણ ઉંચી દિવાલો છે. ફળીઆમાં એક "સેન્ટ્રી-

બોક્સ" એટલે લાકડાનું રથ જેવા આકારનું ઘર—ચોકીદારોને વિસામો લેવા માટે—બનાવેલું છે. ત્યાં આગળ જ ખાંધ પર બંદુક ધારણ કરીને, સારી આલમને તૃણવત્ લેખતો એક લાલ મ્હોંવાળો ગોરો સિપાહી આંટા મારી રહ્યો છે. એવા લુંગીધારી–હેલ્મેટધારી–માંજરી આંખોવાળા (હાઇલેન્ડર) પહેરેગીરો દૂરથી જોતાં ભયંકર લાગે છે ખરા, પણ મેં તો તેમની સાથે પ્રસંગ પાડીને પરીક્ષા કરી જોઈ છે. મને તો તેઓ ભોળા, અને ગરીબ ગાય જેવા માલમ પડયા છે.

એ ચુંમાળીશ ડીગ્રીઓમાંની પહેલી ત્રણચાર કોટડીઓનું નામ Condemned Cells ( એટલે ફાંસી–લાકડાના આસામી-ઓનાં ઘર ) હતું. મારા અને ઉલ્લાસકરના ગળામાં તો આ ભવને પેલે પાર જવાના યાત્રાળુ તરીકેનું માદળીઉં બંધાઇ ચૂકયું હતું. અને જાણે માથા પર કાચા સૂતરને તાંતણે તલવાર બાંધેલી હોયને !—તેમ અમારા પર ફાંસીનો હુકમ ઝઝૂમી રહ્યો હતો. હાઇકોર્ટમાં અપીલ ચાલી રહી હતી. જો જજસાહેબ બરાબર ન્યાય તોળે તો અમારે આન્દામાનમાં જઇને જીવતા દટાવાનું હતું; અને નહિતો—ભગવાનનું નામ લઇને ફાંસીના લાકડા પર ઝોલા ખાવાના હતા ! અમારા બીજા સાથીઓ તો સણ ગુંથવાનું કામ કરતા; ન્હાવાને અને ખાવાને વખતે ફળીઆમાં આમ તેમ આંટા મારતા; ચોકીદારોથી છૂપી રીતે એક બીજાની સામે ઇશારત કરતા; કોઇકિ-વાર મશ્કરીઓ કરતા; કંઇ નહિ તો પેટ ભરીને પરસ્પર જોઇ શકતા. પરંતુ અમે બે જણા મરણપથના યાત્રાળુ હોવાથી અમને તે સુખ નહતું. અમને આખો દિવસ અને રાત–ચોવીસે કલાક–બિલકુલ કામ વગર કોટડીમાં ગોંધી રાખતા. અમારૂં ભોજન તેમજ સ્નાન પણ એ ચાર હાથની બંધીઆર કોટડીમાં જ થતું. માત્ર ત્રણ જ મનુષ્યપ્રાણીના મ્હોં જોવાની અમને છૂટ હતી; એક તો મિસ્ટર હિલ નામના અલમસ્ત આખલા જેવા શરીરના જેલ

સુપરીન્ટેન્ડેન્ટ, જેઓ ભાગ્યે જ જેલની મુલાકાત લેતા. મી. વીલર્યો નામના મુખ્ય દારોગાનું કામ કરતા સદ્‌ગૃહસ્થ; એમનું શરીર તો સુક્કું ભાડુતી ગાડીના ઘોડા જેવું હતું. અને ત્રીજો માણસ તે એક પહેરેગીર—જે દર ત્રણ ત્રણ કલાકે અમારી કોટડીની પાસે આંટો મારી જતો.

એ કોટડીમાં રહ્યા રહ્યા અમે થોડી જ કુદરતની લીલા જોઈ શકતા. આંખોને ઠંડક આપે એવું થોડુંક ભૂરૂં આકાશ અમને દેખાતું. આંબા, પીપળા જેવાં થોડાંક વૃક્ષોનાં, સૂર્યપ્રકાશ વડે સુશોભિત થયેલાં શિખરો અમારી કોટડીની ચૌદ હાથ ઉંચી દિવાલોની ઉપરથી ડોકિયાં કરતાં માલમ પડતાં; અને કોઇકવાર આકાશમાં સ્વચ્છંદે ઉડતાં પંખિઓ દેખાતાં, કે તેમનો મધુર કલરવ સંભળાતો—એજ. પરંતુ સાત સાત મહિના સુધી અમે કદિ લીલું ઘાસ કે ખીલતું ફુલ કે એવી બીજી કોઇ પણ કોમળ વસ્તુ દીઠી નથી ! એટલું જ નહિ પણ એ બધા વખત દરમ્યાન માત્ર એક વાર સિવાય હું મારા ઓળખીતા કે સ્નેહી એવા કોઈ પણ માણસને મળ્યો નથી !

પરંતુ તે વખત હું મારી 'સાધના' માં મશગૂલ હતો અને તેથી જ હું આવી માયા—પ્રીતના શૂન્યકારવાળી લુખ્ખી જીંદગીનો ભાર સહન કરી શક્યો. તેલવાળી જગા પર, જેમ પાણીનાં બિંદુ ટકી શકતાં નથી પણ સરી પડે છે, તેમ એ કોટડીના એકાંતવાસથી ઉપજતું કોઇ પણ દુઃખ કે દિલગીરી મારા અંતરમાં વધારે વાર ટકી શક્યાં નહિ.

મિ. હિલ સાહેબનો તાપ ભારે હતો છતાં મારા પર તેનો ઘણો જ પ્યાર હતો. નાનાં બાળકની માફક મને હાથમાં ઉંચકી ઝેલા ખવાડવાનો પ્રયત્ન કરતાં તે કહેતોઃ—" એવું ભયંકર રાક્ષસી કૃત્ય આ છોકરાએ કર્યું હોય એ મારાથી માની શકાતું

નથી. " થોડા દિવસ પછી હિલ સાહેબની જગા પર એક બીજો સુપરીન્ટેન્ડેન્ટ આવ્યો. એ નવા સુપરીન્ટેન્ડેન્ટે મેં મારા મોટાભાઇ ( અરવિંદ ઘોષ ) ઉપર લખેલો આધ્યાત્મિક વિષયનો એક કાગળ અચાનક વાંચી લીધેલો હતો. એટલે એણે તો મને પોતાના ગુરૂ તરીકે ઠોકી બેસાડવા માંડયો. મારી પાસેથી તે સાધનાની દીક્ષા માગવા લાગ્યો. હું મોટી મુસીબતમાં આવી પડયો. મેં કહ્યું:-" સાહેબ, હું પોતેજ આવા ગહન વિષયમાં બિલકુલ અજાણ્યો છું. હું આપને શીખવનાર કોણ? " પરંતુ તે શાનો માને? ત્રણ ચાર દિવસ સુધી તે સજ્જડ મારી પાછળજ મંડયો. છતાં જ્યારે મેં તેના ગુરૂ બનવાની ચોકખી નાજ કહી ત્યારે તે ખૂબ ખીજવાયો.

અમારા હેડ વાર્ડર વીલશૉ સાહેબને તો બસ એકજ ધ્યાન લાગ્યું હતું. વારંવાર તે " આકાશમાંના બાપ " અને " પાપીના પશ્ચાતાપ " વિષે મારી આગળ આવીને વિવેચન કરતો. એટલી બધી ખંતથી અને એટલા બધા આગ્રહપૂર્વક તે મને ખ્રિસ્તી ધર્મનો બોધ આપતો હતો કે તેની ખંત માટેજ મને ખૂબ લાગણી થતી, અને હું જાણે ખૂબ ધ્યાનપૂર્વક ભક્ત ગરૂડજી માફક તેનાં વ્યાખ્યાનને સાંભળી રહેતો. હું પોતે કેવો દંભશર્ટ છું તેનું જો મેં તેને જરાક પણ દિગ્દર્શન કરાવ્યું હોત તો તે ચૂપજ થઇ જાત; પણ તે બીચારાની લાગણી નાહક દુઃખાય એટલા માટેજ મેં તેમ કર્યું નહિ. એનો બાપ ઇજનેર હતો. તે જૂના ખીલા પાણીમાં ઉકાળીને પોતાનાં છોકરાંને નર્વ–ટોનિક તરીકે પીવા આપતો. મને લાગે છે કે એના દીકરાની બુદ્ધિ કટાઈ ગઇ તેનું કારણ પણ એજ હશે. તે જાતે કવેકર પંથી હતો. બહુજ સરળ–સાદો હતો. છતાં કાયદાની પવિત્રતા જાળવવામાંયે એ તેવોજ અંધશ્રદ્ધાળુ હતો.

જે દિવસે મારી અને ઉલ્લાસકરની ફાંસીની સજાને બદલે જીવનભર કાળાપાણીની સજા થઇ તે દિવસે ઘણું કરીને ડીસેમ્બર મા-

સની અગીઆરમી તારીખ હતી. તે પહેલાં જ્યારે હું આ દુનિયામાં થોડીવારનોજ પરોણો હતો, મરવાની અણી પર હતો, તે વખતે મને મરવું ગમતું ન હતું, મરવાને હું તૈયાર ન હતો. પ્રભુને પ્રાર્થના કરીને હું કહેતો–" માત્ર આટલી વખત તું મને મારી જીંદગી પાછી આપ. અત્યારે હું સુખે મરી શકું એમ નથી. એકવાર હું મારી સાધના પૂર્ણ કરીને સર્વ બંધનથી મુક્ત થાઉં પછી ભલે મૃત્યુ આવે."

**यादृशी भावना यस्य सिद्धिर्भवति तादृशी !** હૃદયની તીવ્ર ઇચ્છા પરિપૂર્ણ થયા વગર રહેતીજ નથી, એ નિયમ પ્રમાણે પ્રભુએ મારી પ્રાર્થના સાંભળી. યમરાજ મારી છેક અડોઅડ આવીને અથડાઇને પાછા ગયા. એક દિવસ મારી જોડેની કોટડીમાં રહેતા ચારૂબાબુની ઉપર મૃત્યુદેવ વાઘની માફક તૂટી પડ્યા. બીજે દિવસે બ્રિટિશ સિંહે બાબુ કનૈયાલાલને ઝડપ્યા. (તેમને ફાંસીએ ચડાવ્યા હતા.) થોડા દિવસ પછી મારા સત્યેંદ્ર મામા પણ તેનોજ ભોગ થઇ પડ્યા. એ સિંહ મારી પાસે–લગોલગ–આવ્યો; પાળેલી બિલાડી હોય તેમ તેણે મારૂં શરીર સુંઘ્યું, આસપાસ ફર્યો અને મારા ઉપર ચડપ મારવાને નમ્યો યે ખરો પણ આખરે અચાનક અટકયો અને ધીમે ધીમે પાછો ફર્યો. કદાચ ત્રણ સ્વદેશાભિમાની વીરોનો ભોગ લીધેલો હોવાથી તેના પેટમાં અજીર્ણ થયું હશે અને તેથીજ તે પાછો ગયો હશે !

હાઇકોર્ટનો ચૂકાદો બહાર પડયા પછી લગભગ એક પખવાડિયું અમે અલિપુર જેલમાં રહ્યા. પછી અમારે આ અજાણ્યા ટાપુની મુસાફરી કરવાનો વખત આવી પહોંચ્યો. અગીઆરમી ડીસેમ્બરની બપોરે કેટલાક કેદીઓ બીજા સામાન્ય કેદીઓની બેડી પહેરીને, ઝાંઝરની માફક, રૂમઝુમ કરતા નીકળ્યા અને S. S. Maharaja એસ. એસ. મહારાજા નામની સ્ટીમરમાં બેસવા માટે તકતાઘાટ બંદર પર જવા લાગ્યા. જોકે અમને પણ બપોરે બહાર કાઢી, લઇ જવાને

માટે સઘળી તૈયારીઓ કરેલી હતી, છતાં કોણ જાણે શા કારણથી અમને જમાડયા પછી હંમેશની માફકજ પાછા કોટડીઓમાં ગોંધવામાં આવ્યા. પણ મળસ્કે ત્રણ ચાર વાગે હોકારો પડયો–"ઉઠો ! ઉઠો ! તૈયાર થાઓ ! " તે વખતે કકડતી હાડકાંતોડ ઠંડીમાં ધ્રૂજતા ધ્રૂજતા હુડવાઇને 'હૂસ હૂસ ' કરતા, ઢીંચણ પણ ઢંકાય નહિ એવડી પોતડી, ટુંકીબાંયની બંડી અને માથે ફાળીઆં પહેરીને અમે બધા દરવાજા પર જઇ હારબંધ બેસી ગયા. એ વખતે અમારો દેખાવ કેવો–જોવા જેવો–થયો હશે ! બળદની ડોકમાં ઘૂઘરા લટકે તેમ લોખંડના તારથી બાંધેલી એકેક લાકડાની તકતી અમારી ડોકમાં લટકે ! પગમાં ઝાંઝર જેવી બેડીઓ ! અને અમારા પોશાકનું તો પૂછવુંજ શું ? અમે એક બીજાનો દેખાવ જોવા લાગ્યા તે વખતે અમને ઉપજતા હાસ્યને ખાળી રાખવાનું ભારે થઇ પડયું. કમનસીબે અમે હજુ જેલની હદમાં હતા. નહિ તો અમારી હાસ્યોર્મિ એટલી બધી ઉછળી રહી હતી કે ભોંય ઉપર આળોટી પડીને અમે તેને વહેવાનો માર્ગ આપત.

દુનિયામાં સુખ અને દુઃખ માનસિક વૃત્તિ ઉપર આધાર રાખે છે. એક પ્રકારના સંજોગોમાં જે વસ્તુ ભારે દુઃખમય લાગે છે તેજ વસ્તુ બીજા પ્રકારના સંજોગોમાં સુખકર થઇ પડે છે. દાખલા તરીકે ટાગોર કુટુંબનો કોઈ યુવક સારાં સુશોભિત વસ્ત્રાભૂષણથી સજ્જ થઇને મોટરગાડીમાં બેસીને જતો હોય, તે વખતે તેને જોરજુલમથી ગાડીમાંથી ઉતારી પાડી અમે પહેરેલાં હતાં તેવાં કપડાં પહેરાવી દ્યો. પછી જૂઓ કે શું થાય છે. બનતાં સુધી તો તે પાધરો ગંગાજી તરફ દોડી જશે અને ' યાહોમ ' કરીને પાણીમાંજ ઝંપલાવશે. પણ અમે ?—અમને તો ઉલટો ખૂબ આનંદ થયો કારણ કે કોટડીમાં ગોંધાઇ રહેવાથી, સણ પીસવાથી, દારોગાઓના ફટકા ખાવાથી, અને ફરજીઆત શાંતિરૂપી તપશ્ચર્યા તપવાથી અમે ખૂબ કંટાળી ગયા હતા. એટલે આ પ્રમાણે અજાણ્યા સ્થાનમાં જવાનું હતું તે પણ

એક નવા કૌતુક તરીકે અમને બહુ પ્રિય લાગ્યું. ખુલ્લા સમુદ્રની લાંબી મુસાફરી કરીને ઉથલપાથલ વાતાવરણવાળા અજાણ્યા બેટમાં જઇ પડવું, એ અમને એક મિજબાની જેવું થઈ પડયું.

જેલના દરવાજાની બહાર નીકળીને અમે જોયું તો જાણે મહાકાળી પાઠશાળાની જ ગાડી ઉભેલી હતી. છોકરીઓને નિશાળમાં લાવવા લઇ જવા માટે વપરાય છે તેવી અને તેવડાજ માપની એક ઓમનીબસ ગાડી અમારી વાટ જોતી હતી. જ્યારે જ્યારે અમે કોર્ટમાં જતા ત્યારે ત્યારે આજ ગાડીમાં જતા. તે ચાલતી ત્યારે ભારે ખટખટારો થઇ રહેતો. ગાડી ચારે તરફથી બંધીઆર હતી. એ વખતે અમે તો જાણે સરકારના ઝનાનખાનાની બીબીઓ હતી ! એટલે કુળવતી કરતાં પણ અમે વધારે અ-સૂર્યસ્પર્શ્ય હતા. તેથી અમે તો ગુપચૂપ ગાડીના બારણામાં પેસી ગયા, અને અમારો પાછળ બારણું દેવાઇને તેપર તાળું લાગ્યું. ગાડી સ્ટીમરવાળા ધાટ તરફ ચાલવા લાગી. અમારાં હૃદય આનંદથી ઉછળવા લાગ્યાં. ચારે તરફ ઘોડેસ્વાર પોલિસ ! ગાડીના પગથીઆપર, છાપરાપર અને ચારે બાજુએ તો યુરોપીઅન પહેરેગીર ઉભા હતા. ગાડીના ગડગડાટથી મહોલ્લાઓ ગાજી ઉઠયા.

સોડાવોટરની બાટલીનો બુચ એકદમ ઉઘડતાં જેવો શોર થાય તેવોજ કંઇક શોરબકોર ગાડી ચાલતાંની સાથેજ મારી આસપાસ થઇ રહ્યો. સાત સાત મહિના થયા અવાક્ જેવી થઇ ગયેલી અમારી જીભો એકદમ ઉઘડી ! અને કોઇ જાતના નિયમ ઉદ્દેશ કે ક્રમ વગર ચારે તરફ છૂટતા ફુવારાની પેઠે, પૂછાપૂછ, પ્રશ્ન પર પ્રશ્ન, ઉદ્દગાર પર ઉદ્દગાર દરેકના મુખમાંથી એકસામટા નીકળવા લાગ્યા.

સ્ટીમરવાળા ધાટપર પહોંચીને બહાર નીકળીને અમે જોયું તો મળસ્કું થવાને હજુ વાર હતી. સુપરીન્ટેન્ડેન્ટ એમર્સન સાહેબ

પોતાની સાઈકલ લઈને ત્યાં ઉભેલા હતા. અમારી ચારે બાજુ પર પોલિસ ઘોડેસ્વાર ઉભા હતા. કાળાપાણીરૂપ વૈતરણીની નૌકા મહારાજા સ્ટીમર ત્યાં ઉભી હતી. અમને બધાને તેમાં ચઢાવ્યા અને સ્ટીમરના નીચેના ભાગમાં એક બંધીઆર ઓરડો હતો તેમાં લઈ જઈને અમને પૂર્યા. એ ઓરડામાં એક જાડા પાટી-આને એક લાંબી સાંકળ જડેલી હતી અને તેની સાથે દોઢ બે હાથને અંતરે એક એક હાથકડી બાંધેલી હતી. અમને સાતે જણાને ત્યાં હારબંધ બેસાડીને દરેકના હાથમાં બેડી પહેરાવવામાં આવી. પછી બારણું બંધ કરી તાળું માર્યું અને બહાર એક પહેરેગીર ઉભો રહ્યો.

આ વિશ્વવિખ્યાત બોમ્બકેસમાં સંડોવાયલા માણસોમાંથી આ સાત પ્રખ્યાત દેશનિકાલ થનારાઓનાં નામ હું એકવાર ગણાવી જાઉં. તેમની કીર્તિ આજે તો જગજાહેર છે, એટલે સુવર્ણને ઢોળ ચઢાવવાની શી જરૂર છે ?

(૧) હું પોતે—બારીન્દ્રકુમાર ઘોષ.
(૨) શ્રી ઉલ્લાસકર દત્ત.
(૩) શ્રી હેમચંદ્ર દાસ.
(૪) શ્રી હૃષીકેશ કાંજીલાલ.
(૫) શ્રી ઈંદુભૂષણ રાય.
(૬) શ્રી વિભૂતિભૂષણ સરકાર.
(૭) શ્રી અવિનાશચંદ્ર ભટ્ટાચાર્ય.

જેવું બારણું બંધ થયું અને અમે એકલા પડયા કે અમારી કોટડી એક ભયંકર ભોંયરા જેવી થઈ પડી. છતાં એ હાથકડી-વાળી સ્થિતિમાંજ કેટલાક લાંબા થઈને પડયા અને રાગડા તાણવા લાગ્યા; કેટલાક મોટેથી બૂમો પાડીને વાતો કરવા લાગ્યા; કેટલાક

ઠઠ્ઠામશ્કરી અને અટ્ટહાસ્યના ઘોંઘાટથી આખી સ્ટીમર ગજાવી મૂકી આહા! એ વખતે કેવી મઝા પડી હતી! કેવો ભારે કલબલાટ થઈ રહ્યો હતો! છતાં એ ઘોંઘાટનું પરિણામ સારૂંજ આવ્યું. સ્ટીમરના કેપ્ટન, ચોકીદારો અને પોલિસ અમલદારો વગેરેએ અમારો એ ઘોંઘાટ સાંભળીને છૂટકારાનો દમ લીધો હશે. તેમણે તો ધારેલું કે બોમ્બકેસના કેદી જેવા ભયંકર માણસોને લઈને ઠેઠ પોર્ટબ્લેર સુધી પહોંચતા દરમ્યાન આપણાથી નિરાંતે ઉંઘી શકાવાનું નથી; કદાચ તેમણે ધાર્યું હશે કે અમે સ્ટીમરપર ચઢતાંને વાર ગાંડા હાથીની પેઠે આખી સ્ટીમર ધમધમાવીને તોડી નાંખીશું અને તેથી તેઓએ ખૂબ ખૂબ સાવધાની રાખેલી. પરંતુ તેમની એ ધારણા ખોટી પડી. અમારી કવિતાના રાગડા અને આનંદી કિલકિલાટ સાંભળીને તેમને લાગ્યું હશે કે આપણે નાહકજ ' કાગનો વાઘ ' કરી માર્યો! આ તો શાંત મોજીલા કેદીઓ છે. જેવી સ્ટીમર ચાલવા માંડી તેવાજ તે લોકોએ આવીને અમારી હાથકડીઓ છોડી નાંખી. અમારી સાથે ઉપેન્દ્ર અને સુધીરબાબુ આવી શકયા ન હતા કારણ કે તેઓ બીમાર હતા. બીજી વારની ફેરી વખતે તેમને પોર્ટબ્લેયર લાવવામાં આવેલા, તે વખતે સ્ટીમરના કેપ્ટને ઉપેન્દ્રબાબુને કહ્યું હતું કે, " પ્રથમ તો અમે એ સાત જણાને હાથકડી પહેરાવેલી પણ પાછળથી તેઓ શાંત, આનંદી વૃત્તિના દેખાયા એટલે અમે તેમને છૂટા મૂકયા. "

હાથકડી છૂટી એટલે અમે અમારી ધાબળીઓ પાથરીને જાણે સભા ભરી હોય તેમ ટોળું વળીને બેઠા. અમારા બધામાં હેમદા ( દા=ભાઈ ) અને ઉલ્લાસદા સરસ ગવૈયા હતા. તેમાં વળી ઉલ્લાસબાબુ તો ગાયન સાથે સચોટ અભિનય પણ કરતા. એમની હાસ્યજનક વાતો અને ચતુરાઈનો ભંડાર કદિ ખૂટે એમ ન હતું. હેમબાબુ પણ કાંઈ તેમનાથી ઉતરે એવા ન હતા. એક કહે કે હું

બતાવું તે જૂઓ અને બીજો કહે કે હું બતાવું તે જૂઓ. આ બે જણા જે સ્થાનમાં હોય ત્યાં શોક, ગ્લાનિ કે દુઃખનો પ્રવેશ કદિ થઈ શકે નહિ. ગાયન પર ગાયન ચાલવા લાગ્યું. આટલા દિવસ ઘેરાઈ રહેલા હૃદયના ઉદ્‌ગારો, આતશબાજીના અનર્ગળ ફુવારાની પેઠે, સડસડાટ બહાર પડવા લાગ્યા. દાઢ પડી ગયા પછીજ દાંતની કિંમત સમજી શકાય છે, એ નિયમ પ્રમાણે મનુષ્યજાતિને મનુષ્ય-જાતિના સહવાસ અને વાતચિતથી કેટલો બધો આનંદ થાય છે, તે અત્યારેજ અમને સમજાયું. બીજી પણ ઘણીયે બાબતો—જેનું અમને જરાયે જ્ઞાન ન હતું તે આ કેદખાનાના બાર વરસ દરમ્યાન અમે શીખ્યા. અમારાં સાંસારિક જ્ઞાન અને અનુભવ શ્રી રામચંદ્રજી-ની વાનરસેના કરતાં વિશેષ ન હતાં. અલબત્ત, હેમદાને તો સ્ત્રી-પુત્રાદિ હતાં, અને તે સરકારી નોકર હોવાથી પોલિસનાં માણસોના પ્રસંગમાં ઘણીવાર આવેલા હતા. એટલે તેમને વિષે મારૂં ઉપર્યુક્ત કથન સાચું ન હતું. તેઓ તો જમાનાના ખાધેલા અને ઘાટઘાટનું પાણી પીધેલા હતા.

આ પ્રમાણે ગાતાં, હસતાં, મઝા કરતાં અમે આ અજાણ્યા ટાપુઓમાં આવવાની યાત્રા શરૂ કરી. તે વખતે ‘ કાળાપાણી ’ કેવું હશે ? ત્યાં શું ખાવાનું મળશે ? કામ શું કરવાનું હશે ? તે વિષે અમને જરાયે ખ્યાલ ન હતો.

અમારી આ કોટડીમાં એક ખૂણા પર મોરીની પાસે એક બાલદી હતી. તેજ અમારૂં શૌચાગાર સમજવું. જો એક માણસ એ શૌચાગારમાં પોતાની કુદરતી હાજતને માર્ગ આપવા બેસે તો ત્યાં હાજર રહેલા બીજાઓએ માત્ર પોતપોતાની આંખો મીંચી દેવાની. જાજરૂ કે બારણાંની ખોટ ઢાંકી દેવાનો એજ ઉત્તમ અને સસ્તો માર્ગ હતો. અલબત્ત,—માણસમાં જ્યાં સુધી લજ્જા, માન અને ભય-

રૂપ ત્રિપુટી નાશ પામતી નથી ત્યાં સુધી તેનો ઉદ્ધાર સંભવતોજ નથી. એટલે આ ફરજીઆત લજ્જાત્યાગનો પાઠ આવકાર આપવા લાયક થઇ પડયો. અમારી ' સાધના 'ની શરૂઆત અહીંથીજ થઈ.

અમારી ઓરડીમાં એક બાજુ પર ઉંચે મજબૂત, જાડા કાચ જડેલું એક બાકોરૂં હતું. જો કોઇ ઉંચો કૂદકો મારે તો ગુરૂત્વાકર્ષણથી ખેંચાઇને પાછો નીચે આવતા પહેલાં એ બાકોરામાંથી તે થોડીક બહારની દુનિયા અને સમુદ્રની તરંગોથી છલબલતી સપાટી જોઇ શકે ખરો. ગમે તેમ પણ સુંદર વસ્તુ જોવાનું મન તો સૌ કોઇને થાય. તેમાં વળી જ્યારે એ લાભ માત્ર થોડીજ ક્ષણ માટે મળતો હોય ત્યારે તો તેની વાંચ્છના બહુજ તીવ્ર બને છે. એ વિચિત્ર નિયમાનુસાર અમારી બાહ્યસૃષ્ટિદર્શનની વાસના ઉત્કટ હોવાથી અમે તો કૂદકા મારવા માંડયા. એક, બે, ત્રણ, ચાર, એમ અનેક વાર કૂદાકડા મારીને વિભુતિબાણુએ, ઇંદુબાણુએ ઉલ્લાસદાએ અને મેં પણ એ બહારની સૃષ્ટિની અલૌકિક શોભાને પળવાર જોઇ લેવાના પ્રયત્નો કર્યા.

લગભગ બે વાગે બારણું ઉઘડયું અને જગન્નાથજીના જાત્રાળુ જેવા દેખાતા કેટલાક માણસો અંદર આવ્યા. તેમના હાથમાં કંડીઆ, પોટલાં, ડબ્બા, વગેરે હતું. તપાસ કરતા માલમ પડયું કે તેઓ ભંડારી હતા. અને અમને ખાવા માટે છોલા–ભાજા ( એક જાતનો હલકો ખોરાક), ચણા, મરચાં, મીઠું વગેરે વહેંચી આપવાને આવ્યા હતા. એટલે આખરે અમારે ચણા ખાઇને દહાડા કાઢવાનો વારો આવ્યો ! એનાથી વધારે અપમાન શું હોઇ શકે ? અમે તેમને પૂછયું:—"કેટલા વાગ્યા છે ? " તેમણે જણાવ્યું:–" બપોરના બે વાગ્યા છે. " અમારી કોટડીમાં અંધારૂં એટલું બધું હતું કે અમે તો હજુ સવારના નવેક વાગ્યાનો અમલ ધારતા હતા–પણ આતો બપોરના બે ! અમને બહુ આશ્ચર્ય લાગ્યું. વાતોના રસમાં અમને કોણ જાણે કેમ, વખતનું જરાયે ભાન રહ્યું નહિ.

થોડીક વાર પછી એકાએક હેલારો પડયો—" એઇ ચણા લઇ જાઓ, છોલા લઇ જાઓ. " અમે ચમકયા ! આનો અર્થ શું ? અમે કાંઇ ઘોડા બોડા છીએ ? પેલા ભોજપુરના રાજાના દરવાન છીએ કે ચણા ખાઇને ચલાવી લઇએ ? અમે તો ચોકખું તેમને જણાવ્યું–" મહેરબાન સાહેબ, એ તમારા ચણા ને કોદરા તમને જ મુબારક. અમારે ભાત જોઇએ, ભાત. આપશો કે નહિ ? "

તેમણે જવાબ આપ્યો–" ભાત તો મુસલમાનો રાંધે છે; એટલે તેઓ પોતેજ ખાય છે. હિંદુઓ પોતાની ન્યાતજાત સાચવવાને ખાતર આ 'છોલા,' ખાઇનેજ ચલાવી લેછે."

એ સાંભળીને હું તો બબડી ઉઠયો–" અરેરે ! મારી મા અન્નપૂર્ણા ! આવા દુકાળના દિવસોમાં તું વળી મુલ્લાંજીનું રૂપ લઇ બેઠી છે કે શું ? "

અમારામાંનો એક મગજનો ફાટેલ બંગાળી જુવાન તો આંખના ડોળા ચઢાવીને–જોરથી મુઠ્ઠી અફાળીને તડુકી ઉઠયો: " અરે, કોણ અમને ન્યાત બહાર મૂકનાર છે ? અમારો ધર્મ તો લોખંડનો બનાવેલો છે, લોખંડનો. સમજ્યા ? લાવો મુસલમાનનો તો મુસલમાનનો. પણ અમને ભાત લાવી આપો. શું મુસલમાનો માણસ નથી ? શ્રી દુર્ગાનું નામ લઇને અમે તેજ ભાત ખાઇશું. "

આ સાંભળીને શિખ પોલિસો તો સડકજ થઇ ગયા ! તેમણે કહ્યું: " એ શું બોલો છો, બાબુજી ! શું તમે ધર્મભ્રષ્ટ થશો ? નહિ. નહિ. તેમ નહિ થાય. અમે તમને રાંધી આપીશું. "

અમે બંગાળી એટલે ભાતખાઉ. જ્યાં ભાત નજરે પડયો કે ભૂખ્યા રીંછ માફક તેના પર તૂટી પડીએ. આખરે અમને ભાત મળ્યો એટલે મનમાં થયું-" હાશ્આશ. ખૂબ ટાઢક વળી ! " ભાત ક્યાંથી આવ્યો તે વિષે અમને થોડીજ દરકાર હતી ?

અમે સવારમાં ચણા ખાધા હતા અને બપોરે આ પ્રમાણે ભાત અને દુધીનું શાક મળ્યાં. અવિનાશ બાબુના ગળામાં ગાંઠ નીકળી હતી. ( અમે તેનું નામ અવિરગંજ પાડયું હતું. ) તેથી ડાકટર સાહેબે તેમને પીવા માટે દૂધ અપાવ્યું.

પછી અમને તુતક પર લઇ જવાનો વખત થયો. એક સાંકડી અને ઉભી લાકડાની સીડી ચઢીને અમે તુતક પર ખુલ્લી હવા ખાવા માટે ચાલ્યા. હાથમાં બેડી સાથે સીડી પર ચઢવું બહુજ ભારે થઈ પડયું. પણ ઉપર ગયા પછી અમે જે દશ્ય જોયું તે અવર્ણનીયજ હતું. ચારે દિશામાં એકે તરફ કિનારો દેખાતો ન હતો. ઠેઠ દૂર નજર પહોંચે ત્યાં સુધી માત્ર છલબલ કરતું ભૂરૂં પાણી પથરાયલું હતું અને ઘણે આઘે ક્ષિતિજમાં ઉપરથી ભૂરૂં આકાશ તેને ચુંબન કરી રહ્યું હતું. અહા ! ઉપર આકાશ અને નીચે સાગર, એ બેની અનંત વિશાળ સપાટી વચ્ચે કેવી આલ્હાદજનક શાન્તિ અને રમ્યતા છવાઇ રહી હતી !

મહાગભીરનીરપૂર પાપધૂતભૂતલમ્
ધ્વનત્સમસ્તપાતકારિદારિતાપદાચલમ્
જગલ્લયે મહાભયે—

નર્મદાની માફક આ સમુદ્રનું દશ્ય પણ ઘણુંજ આનંદદાયક અને ભાવભર્યું હતું.

અમારી ઓરડીમાં અમે સાત જણા પુરૂષ કેદીઓ હતા. અમારી પાસેની ઓરડીમાં સાત સ્ત્રી કેદીઓ હતી; કાળા-પાણીની સજા થયેલી હોવાથી તેઓ અમારી સાથે આવતી હતી. આન્દામાન–વિષે, ને કાળાપાણી વિષે, તે બીચારીઓ અમારા કરતાં પણ ઘણુંજ ઓછું ગ્નાન ધરાવતી હશે. અમને તે જાણવાની ઘણીજ ઉત્કંઠા હતી. સિપાઇઓ, પહેરેગીરો વગેરેને પૂછીને અમે આન્દામાન–નિકોબાર વિષે કેટલીક હકીકત જાણી લીધી.

પંદરમી તારીખની સવારે ક્ષિતિજમાં એક કાળા લીસોટા પેઠે જમીનનો કિનારો દેખાવા લાગ્યો. અગીઆરેક વાગ્યાને સમયે અમને બધાને તુતક પર લઇ જવામાં આવ્યા. તે વખતે આ અજાણ્યા ટાપુની વિશાળ સપાટી દેખાતી હતી, અને તેમાં સુંદર ઇંદ્રજાળ જેવી અરણ્યલીલા ખીલેલી દેખાઇ. અહા ! એ વખતે પૃથ્વી કેવી સુશોભિત દીસતી હતી ? બેટમાંની ટેકરીઓ અને ઝાડીઓ ધરતી-માતાના કેશકલાપ રૂપ બની રહી હતી. આવા સુંદર, મધુર વાતા-વરણ વચ્ચે લોખંડની શૃંખલાઓનું અસ્તિત્વ કેવું કડવું લાગે ? છતાં એ આન્દામાનનો ટાપુ હતો. માણસને ફાંસામાં પડવાની જગા ત્યાં હંમેશ પથરાયલી રહે છે. એકાએક જોનાંવાર કોઇ માને નહિ, પણ એ ખરી વાત છે. આ દુનિયામાં સ્ત્રીઓના રૂપની જાળમાં પડવાથી થએલાં કેટલાં મૃત્યુ, કેટલાં પાપ હજુ છુપાઇ રહ્યાં છે ? કમળનું ફુલ ઉગે છે કાદવમાં; અને તેની નાળ–દાંડી–પર નાગનો નિવાસ હોય છે.

કુદરતની કળા એવીજ વિચિત્ર છે !



## ૨

# આન્દામાનની ઓળખાણ



આન્દામાન અને નિકોબાર, બંગાળાના ઉપસાગરમાં આવેલા ટાપુઓ છે. એક લાંબી સાંકળના ટુકડા હોય તેમ એ ટાપુઓ હારબંધ આવેલા છે. એમાંનો પહેલો ટાપુ હુગલી નદીના મુખથી ૫૯૦ માઇલને અંતરે છે. હિંદુસ્થાનનો આન્દામાનની પાસેમાં પાસે હોય એવો ભાગ તે બ્રહ્મદેશમાં આવેલી નેગ્રેસ નામની ભૂશિર છે. તે આન્દામાનથી માત્ર ૧૬૦ માઇલ દૂર છે. એ ૧૬૦ માઇલના અંતરાળમાં પણ બે દ્વીપસમૂહો આવેલા છે. તેનાં નામ પેપારીસ અને કોકો છે. પેપારીસ બરાબર વચ્ચે આવેલો છે અને કોકો આન્દામાનની ખૂબ નજીક છે. કોકોના બે ટાપુ છે. એક મોટો અને બીજો નાનો.

આન્દામાનમાં મુખ્યત્વે ચાર ટાપુઓ છે. તે ઉત્તર દક્ષિણ લંબાઇએ એક એકની જોડાજોડ હારબંધ ગોઠવાયલા છે. હિંદુસ્થા-

નમાંથી નીકળીએ તો પહેલો ઉત્તર આન્દામાન આવે છે, પછી મધ્ય આન્દામાન અને છેલ્લે દક્ષિણ આન્દામાન આવે છે. આ ત્રણે ટાપુઓ ઇંડાકૃતિ ઘાટના અને બહુજ પાસે પાસે છે. દક્ષિણ ટાપુની દક્ષિણે કેટલેક દૂર, રટલાન્ડ નામનો એક નાનો સરખો ટાપુ છે. આ ચાર ટાપુની આસપાસ અનેક નાના નાના બેટો આવી રહ્યા છે. તેમાંના બે ચાર મુખ્યના નામ આપીશું. ઉત્તર અને મધ્ય આન્દામાનને પશ્ચિમ કિનારે ઇન્ટરવ્યુ બેટ છે; મધ્ય અને દક્ષિણ આન્દામાનની નજીકમાં પૂર્વ તરફ હેવલોક અને આર્કીપેલેગો નામના બેટો છે.

ઉત્તર આન્દામાનની લંબાઈ ૫૧ માઇલ, મધ્ય આન્દામાનની ૫૯ માઇલ, દક્ષિણની ૪૯ માઇલ અને રટલાન્ડની ૧૧ માઇલ છે. એ ચારે મળીને ગ્રેટ આન્દામાન ( બડા આન્દામાન ) ને નામે ઓળખાય છે. આ દ્વીપસમૂહની દક્ષિણે ૨૮ માઇલ પર લીટલ આન્દામાન ( છોટા આન્દામાન ) નામનો બેટ છે. તે ૩૦ માઈલ લાંબો અને ૧૭ માઇલ પહોળો છે.

એ બધા ટાપુઓ જંગલ અને પહાડોથી ભરપૂર છે. જમીન પત્થરની હોવા છતાં કુદરત બહુજ સુંદર છે. દૂરથી જોતાં એમજ લાગે કે જાણે સૌંદર્યદેવી સ્વર્ગમાંથી જલવિહાર કરવા માટે ઉતરી પડી હોય ને !

સર્વથી ઉંચામાં ઉંચો પહાડ ઉત્તર આન્દામાનમાં આવેલો છે; તેનું નામ સેડલ માઉન્ટન છે. તે ૩૦૦૦ ફુટ ઉંચો છે.

## અહીંની વિચિત્રતા અને નવીનતાઓ

અહીં ષડ્ઋતુની લીલા બહુજ વિચિત્ર છે. વર્ષાઋતુ લગભગ હંમેશ ચાલૂ રહે છે. બીજી મુખ્ય ઋતુ ગ્રીષ્મ છે. બાકીની બધી ઋતુઓ તો કોણ જાણે ક્યારે આવે છે અને ક્યારે જાય છે. તે તો વર્ષા

અને ગ્રીષ્મની આગળ પાછળ થોડી થોડીવાર ડોકિયું કરીને જ પાછી જાય છે. ગ્રીષ્મકાળ અને આછા શિયાળાના કેટલાક વખત સિવાય, બાકીની બધી ઋતુ દરમ્યાન વાતાવરણમાં થોડો ઘણો ભેજ તો રહે છે જ. કોઇવાર આકાશ કાળાં ઘોર વાદળાંથી છવાઇ જાય છે, તો કોઇ વાર આખો વર્ષાદ અને તડકો વારાફરતી નીકળે છે. પહેલાં વર્ષાઋતુ આઠ મહિના સુધી પહોંચતી. પણ હવે—કેટલાંક જંગલો સાફ કરવામાં આવ્યાં તે પછી—તે ઓછો વખત પહોંચે છે. એકન્દરે જોતાં ઋતુઓના વખતનું કાંઇ પ્રમાણ નથી. છએ ઋતુ એકમેકની સાથે એવી ભેળસેળ થઇને આવે છે કે તેને છૂટી પાડીને ઓળખવી બહુ મુશ્કેલ છે.

સાગરનાં કાળાં પાણીએ, ચારે દિશામાંથી, આ દ્વીપભૂમિના પહાડરૂપ પોતાના બંધુના શરીર ઉપર ખૂબ ધસારો કરીને કેટલાયે ખાંચા પાડી દીધા છે કે તેનો હિસાબજ નથી. એ ખાડીઓમાં ભરતી વખતે તણાઇ આવેલાં અને કિનારે ઠરેલાં પાતરાં વગેરે કચરો હંમેશ સડયાં કરે છે અને તેથી આ સ્થાનમાં મલેરીઆ તાવે પોતાનો અડ્ડો જમાવ્યો છે. મલેરિયાનું વાહન મચ્છર. તેની તો અહીં અગણિત અક્ષૌહિણિ સેના છે. માંકડની પેઠે મચ્છર પણ ખૂબ મોટા મોટા અને વિચિત્ર આકૃતિના થાય છે. પોતાના લાંબા લાંબા ટાંગાની ઉપર ઉભા રહીને તેઓ આખો વખત એટલા બધા જોરથી ડોલ્યા કરે છે કે તેથી તે એકાએક દેખાતા પણ નથી. જંગલોમાં મચ્છર અને નાની નાની માખીઓ એટલી બધી ઉડાઉડ કરતી હોય છે કે સવાર સાંજને વખતે તો માણસથી ત્યાં ઉભું પણ રહી શકાય નહિ. ભોગજોગે જો ઉભો રહે, તો અભિમન્યુ જેમ સમરથીઓના બાણુથી એકી વખતે વીંધાઇ ગયો હતો તેમ, ચારે તરફથી મચ્છર અને માખી તેને ડુંખી ડુંખીને મરણુને શરણુ પહોંચાડે. એ ઉપરાંત

'જાંક' (Leach )નામનાં પતંગીઆં થાય છે. તે ઝાડની ડાળીઓ અને પતરાં પર, ઘાસ અને કચૂ નામના છોડવા પર મોટી સંખ્યામાં બેસી રહે છે. સૂર્યના તડકામાં ' જાંક ' દેખાઈ શકતા નથી. પણ કમનસીબે જો થોડોક પણ વરસાદ પડયો તો ભોગ ફરી વળ્યા! તે વખતે માણસની ગંધ આવતાંજ તે એકદમ તેના ઉપર ધસી આવે છે અને માથા ઉપરજ તૂટી પડે છે. એમાંથી જીવતા છૂટવું ભારે મુશ્કેલીનું કામ છે.

અહીં મોટામાં મોટા કાનખજુરા એક હાથ લાંબા અને એક ઇંચ જાડા થાય છે. એના દંશથી કેટલાકને લકવો થયેલો પણ માલમ પડયો છે. અહીંના સાપ બહુ ઝેરી નથી હોતા; તેના દંશથી મૃત્યુ નિપજતું નથી. નાગ તો ભાગ્યેજ જોવામાં આવે છે. પહેલાં, એક જાતના 'વાઈપર' નામના નાના નાના સાપ નીકળતા હતા. તેના ઝેરથી તો મૃત્યુજ થતું. અત્યારે તો એ સાપ ઊંડા જંગલમાં કોઈક કોઈક સ્થળેજ દેખાય છે. આન્દામાન, મુખ્યત્વે કરીને માખીઓ અને પતંગીઆંનો પ્રદેશ છે.

અહીં, જંગલી પક્ષિ તો લગભગ બિલકુલ નહતાં. જે કંઈ થોડાં ઘણાં હતાં તે પણ આજ આ તરફને કિનારે જોવામાં આવતાં નથી. આન્દામાનના ' આર્ટમિસ ' અને 'ઓરીઓલસ' નામના પક્ષિઓ અત્યારે દૂર જવા બેટમાં દેખાય છે. અહીંનું 'ગ્રાઉક' પક્ષિ પણ ચીન દેશમાં અને ફીલીપ્પાઇન ટાપુમાં થાય છે. થોડા થોડા કબુતર, માછરંગ (કીંગફીશર) અને લક્કડખોદ મૂળથી હતાં. અને અહીંનો વસવાટ શરૂ કર્યા પછી સરકારે કેટલાય કાગડા, ચકલી, પોપટ, મેના, સમડી, બાજ, બગલાં લાવીને અહીં છોડી મૂક્યાં હતાં. તેમની સંખ્યા અત્યારે વધતી જાય છે. કેટલાક મોર પણ લાવવામાં આવ્યા હતા. એક જાતનાં વનવાગળાં અહીં મૂળથીજ હતાં.

જંગલી પશુઓમાં ભૂંડ (અથવા સૂવર), વનબીલ્લી અને ડીલ પર મોટા વાળના ગુચ્છાવાળો એક જાતના કોળ ઉંદર હતાં. ગાય, ભેંસ, અને બકરી જેવાં ઘરમાં બાંધવાનાં પ્રાણીઓ અને જંગલી હરણુ, શિયાળ અને કૂતરાંઓ પણુ પાછળથી લાવીને રાખવામાં આવ્યાં છે. એ બીચારાં પ્રાણીઓ પણુ અમારી પેઠે જીવન ભરને માટેજ દેશ-નિકાલ થયેલાં છે. વાઘ, રીંછ જેવાં હિંમત પ્રાણીઓ અહીં મૂળથીજ નથી. જળચર પ્રાણીઓની કેટલી જાત છે અને તેમની શું વિચિત્રતા છે તે તો કોણુ કહી શકે ? શંખલા, કાલુ માછલી, ગોકળગાય, અને કાચબા—સૌ સૌના રંગ પણુ ઈંદ્રધનુષ્યની માફક એવા મનોહર કે જોતાંને વાર આપણે મોહ પામી જઈએ. તેમના કેટલીયે જાતના રંગ હશે ને કેટલાયે જુદા જુદા આકાર હશે. ઘોડા માછલી નામની એક જાતની માછલી થાય છે તેનું મ્હોં બરાબર ઘોડાના જેવુંજ હોય છે ! કાક માછલીને કાગડા જેવી લાંબી ચાંચ હોય છે ! બદ-માશ નામની માછલી મગરના જેવી હોય છે. બ્લેડર માછલી મા-ણસના માથાના આકારની હોય છે. અને જેલી માછલી સફેદ બરફના ટુકડા જેવી હોય છે. બધી જાતોનાં નામો આપતાં પાર આવે એમ નથી. શંકાર માછલી પુષ્કળ થાય છે અને તેની પૂછડી એવી તો મજબૂત હોય છે કે માત્ર એકજ ઝપાટો આપણા પગ ઉપર પડે તોયે માંસ કાપીને હાડકું ભાંગી નાંખે. એટલા માટે એ માછલીની પૂંછડીમાંથી ચાબખા બનાવવામાં આવે છે. બ્લેડર મા-છલી જ્યારે ભયભીત થાય છે ત્યારે પોતાનું શરીર ફુલાવે છે, મ્હોંમાં પાણી ભરીને તે જોરથી ઉડાડે છે અને ડોળા કાઢીને જોઈ રહે છે. બીજી એક પ્રકારની માછલી થાય છે તે જ્યારે ભય પામે છે ત્યારે [illegible] ડોળા પહોળા કાઢીને પાણીને ડોળી નાંખી અદૃશ્ય થઈ જાય છે.

અહીંની કુદરતી નિર્જન ઝાડી નથી. પોર્ટબ્લેર અને નિકો-બાર બન્ને [illegible] [illegible] છે. જંગલોમાં સાલ, ગર્જન, પાડુક

ને કોકો નામના ઝાડ થાય છે, તેનું લાકડું બાંધકામ માટે ઠીક પડે છે. નાળીએર અને ઇમારતી લાકડું એ બે વસ્તુનોજ મુખ્યત્વે કરીને વેપાર ચાલે છે. જંગલી પ્રદેશનો માત્ર થોડોક ભાગજ મનુષ્યના વસવાટવાળો અને ખેતીકામમાં વપરાયલો છે. તેનેજ પોર્ટબ્લેયર કહે છે. મધ્ય અને ઉત્તર આન્દામાનમાં જુદે જુદે સ્થાને વસવાટ થાય કરવાને સરકાર તરફથી પ્રયત્નો થાય છે. પણ દ્વીપસમૂહનો બાકીનો ભાગ ઉંડા અભેદ્ય જંગલોથી છવાયેલો છે. સરકારી (ફોરેસ્ટ ડીપાર્ટમેન્ટ) જંગલખાતા તરફથી એ બધાં જંગલો માપીને તેના નકશા તૈયાર કરવામાં આવેલા છે. એકેક માઇલમાં કેટ કેટલા ઝાડો છે ? પાણીના ધોધ તેમજ સરોવર કુલ ક્યાં ક્યાં છે ? તેમજ ઝરા અથવા નાળાં ક્યાં છે તે બધું એ નકશાઓમાં બતાવેલું છે. એ નકશામાંના ઘણાખરા કેદીઓએ દોરેલા છે.

વળી સરકારે એક બીજી વસ્તુનો વેપાર હસ્તગત કરેલો છે તે વસ્તુ તે "એડીબલ બર્ડઝ નેસ્ટ" એટલે ખાઇ શકાય એવા, પક્ષિઓના માળા છે. સ્વીફ્ટ નામનું એક નાનું કાળું પક્ષિ થાય છે તેની લાળમાંથી જે વસ્તુ બને છે તે અશક્તિની દવા તરીકે બહુ ઉપયોગી થઇ પડે છે. તે મીણના જેવું થાય છે. અને તેમાં કોઇ જાતનો સ્વાદ હોતો નથી. તે દૂધની સાથે લેવાય છે. ચીન દેશમાં અને રંગુન તરફ એ પુષ્કળ ખપે છે.

આન્દામાન ટાપુઓમાં કેદીઓનો વસવાટ પ્રથમ ૧૮૫૬ ના બળવા વખતે થયો. તે પહેલાંનો અહીંનો ઇતિહાસ નિશ્ચિતપણે જાણી શકાયો નથી.

## આન્દામાનમાં પહેલો વસવાટ

માર્કોપોલો, નિકોલો કોન્ટી વગેરે આરબ મહાયાત્રાળુઓની નોંધોમાંથી આન્દામાનનું નામ મળી આવે છે. ઇ. સ. ૧૭૮૯ માં

બોધા રેગ્યુલેશનને આધારે નિઝામત અદાલતને કેદીઓને દેશનિકાલ કરવાની સત્તા મળી. તે વખતે સિંગાપોર, પીનાંગ, મલાકા, ટેનાસરીમ વગેરે સ્થાનોમાં કેદીને દેશનિકાલ કરવામાં આવતા. પણ આન્દામાન ટાપુનો દેશનિકાલની જગ્યા તરીકે ઉપયોગ કરવાનો પહેલો પ્રયત્ન કેપ્ટન બ્લેયર અને ઈજનેર કોલબ્રુકની સૂચના પ્રમાણે ઇ. સ. ૧૭૮૮–૮૯ માં થયો હતો. એકવાર દક્ષિણ આન્દામાનની પાસે આવેલા ચેધામ ટાપુમાં અને બીજીવાર ઉત્તર આન્દામાનના કોર્નવાલિસ બંદરપર કેદીઓનો વસવાટ શરૂ કર્યો હતો. પરંતુ માણસોને રહેવા માટે તે બંને જગ્યાની હવા એવી ખરાબ માલમ પડી કે થોડાજ વખતમાં તે યોજના ભાંગી પડી. બળવો પૂરો થયા પછી ડૉ. એફ. મ્યોટ સાહેબ આવ્યા અને તેમણે કેદીઓ રાખવાને ચેધમ ટાપુનો ઉપયોગ કરવાની ભલામણ કરી, એટલે ઈ. સ. ૧૮૫૮ માં કેટલાક બળવાખોર કેદીઓને અહીં લાવીને રાખવામાં આવ્યા. આ પ્રમાણે નવો વસવાટ શરૂ થયો. ઇ. સ. ૧૮૬૩ ની સાલથી સામાન્ય કેદીઓ પણ અહીં આવવા લાગ્યા. ૧૮૭૦ ની સાલમાં કર્નલ હેબીમેને કેટલાંક જંગલો સાફ કરાવ્યાં અને ખાડીઓ પૂરાવી, તેથી આ જગ્યા કંઇક રહેવા લાયક બની. અત્યારે સાધારણ રીતે, લગભગ ૧૩૦૦ પુરૂષ અને ૭૦૦–૮૦૦ સ્ત્રી કેદીઓને અહીં રાખવામાં આવે છે. બાકી પ્રજાની વસ્તી આશરે બે હજારની હશે.

## ઝરરાવાળા અને જંગલીઓ

આ પ્રદેશના મૂળ વતનીઓ, જંગલી અને અસભ્ય છે. તેઓ નાગા ફરે છે, અને ઝરરાવાળાને નામે ઓળખાય છે. તીર ફેંકવામાં તેઓ ઘણાજ આબાદ–હુશીઆર હોય છે. માણસને દેખતાંવારજ તીર ફેંકી ઘાયલ કરે છે. મલયદ્વીપની સીમાંગ જાતની પે-

કેજ આ ઝરરાવાળાની જાત પણ ઠીંગણી અને કાળી છે. તેમના કાન નાના પણ ઘાટદાર હોય છે અને વાળ ટુંકા પણ ગુંચળીઆળા હોય છે. સ્ટલાન્ડ અને ઈન્ટરવ્યુ બેટમાં શરીરે ઉંચા કદના અને લાંબા વાળવાળા ઝરરા જોવામાં આવે છે. કદાચ તેઓની ઉત્પત્તિ અન્ય જાતિના રૂધિરમિશ્રણુથી થઇ હશે. સામાન્ય રીતે ઝરરા લોક સાડા-ચાર ફુટ ઉંચા હોય છે. તેઓ નાગા ફરે છે, દાઢી રાખતા નથી અને કપાળ પર છુંદણાં છુંદે છે. તેઓ પોતાના શરીરને લાલ અને ધોળી મટોડીથી રંગે છે. તેમનો ખોરાક મચ્છી, કાચબા, જંગલી ફળો અને મધ છે. છતાં તેમની જાત બહુ બળવાન અને લડાયક છે. જ્યાં ઝરરાવાળાએ પોતાના છ ફુટ લાંબા ધનુષ્યની પણછ ઉપર બાણનું સંધાન કર્યું કે પછી તેના પંજામાંથી બચવું અશકયજ છે. તેમની હિલચાલ જંગલી પશુની પેઠે, એવી તો છુપી અને અગમ્ય હોય છે કે તેની કોઇને જરા પણ ખબર પડતી નથી. તેઓ ઘણે દૂરથી લક્ષીને બાણ મારે છે અને તે કદિ પણ ખાલી જતું જ નથી. તેમની અને અંગ્રેજોની વચ્ચે હજુ પણ સુલેહ થઈ નથી. તોપ અને બંદૂકના ભયથી તેઓ આઘે જંગલોમાં ભટકે છે. પણ કોઈકવાર વસ્તી-માં આવી ચઢે છે અને એક બે માણસના ભોગ લે છે, એટલામાંજ તેમને પાછા હાંકી કાઢવામાં આવે છે. તેઓ એકજ સ્ત્રી કરે છે; તરવામાં ઘણાજ કુશળ હોય છે; તેમની વસ્તી ઘણું કરીને નવ દસ હજારની હશે.

પોર્ટબ્લેયરની વસ્તી શરૂ થયા પછી પાંચ વરસે જંગલી ઝરરા-વાળાનું એક ટોળું અંગ્રેજોની પાસે આવ્યું અને સુધરેલ પ્રજામાં ભળવા ઇચ્છા દર્શાવી. ત્યારથી તેઓ ઝરરાના નામે નહિ પણ માત્ર 'જંગલી' તરીકે ઓળખાય છે. મૂળ ઝરરાઓને તેમના પ્રત્યે એવો દ્વેષ છે કે તેઓ તેમને જોતાં વારજ મારી નાંખે છે. સરકારે એ 'જં-

ગલી' ઓને માટે છાવણીઓ બનાવેલી છે. ત્યાં તેઓ મધ, સીપો કાચબાની પીઠ, શંખો, કાલુ માછલી, અને એવીજ બીજી જંગલમાંની વસ્તુઓ તેમને જડે તે લઇ આવે છે. બરાક ( છાવણી ) ના મુન્શી તેમને બદલામાં તમાકુ, ચા, ખાંડ, કાચનાં કીડીઆં અથવા બીજી જે વસ્તુ તેમને જોઇએ તે આપે છે. અને તેમનાં પાસેથી લીધેલી વસ્તુઓ વેચવા માટે વખારોમાં ભરી રાખે છે અથવા દુકાનોવાળાને ત્યાં મોકલે છે. છાવણીમાં આઠ દશ દિવસ રહીને પોતાનો થાક ઉતરે એટલે પાછા એ જંગલીઓ જંગલોમાં રખડવાને નીકળી પડે છે. એ જાતમાં પુરૂષો ત્રણ ચાર ઇંચ પહોળી કપડાની લંગોટી વાળે છે. અને સ્ત્રીઓ ઝાડના પાતરાં પહેરે છે. કોઇ કોઇ વળી ઝાડની છાલ અથવા રેસા ગુંથીને પહેરે છે અને તેઓ કંઈક સુધરેલા ગણાય છે છાવણીમાં મેં કેટલાંક છોકરાં અને છોકરી જોયા, તેમના બાપ ઉરીઆ અથવા યુરોપીઅન જાતિના હતા. એક છોકરી મારા જોવામાં આવી તે તો એવી ગોરવર્ણું અને સુંદર હતી કે તે " જંગલી " જાતિની હશે એમ કોઇને ખ્યાલ પણ ન આવે. ઘણું ભાગે તો તે યુરોપીઅન બાપની પેદાશ હશે. છતાં તે છોકરી ઘણીવાર પોતાનાં કપડાં-લુગડાં ફેંકી દઇને સ્વચ્છંદે જંગલોમાં રખડવાને નાસી જતી હતી. ખુલ્લા આકાશમાં ઉડતાં પક્ષિની માફક સ્વતંત્રપણે રખડવાનો પોતાનો સ્વભાવ હજુ તે ભૂલી શકી ન હતી.

તેમની ભાષા સમજવી બહુજ કઠણ છે. તેમાં અનુનાસિકપણું ઘણું છે અને શબ્દો પણ ઘણા થોડા છે. તેમનો સ્વર બહુ તીણો હોય છે. વિલાયતી મડમ સાહેબાઓ જેવો અવાજ લાવવાને ખૂબ મહેનત કર્યા કરે છે તેવો અવાજ આ લોકોને તો કુદરત તરફથીજ બક્ષવામાં આવેલો છે.

'શાર-પોઇન્ટ' નામની જગાની પાસે જંગલી છાત્રણી આવેલી છે. જંગલીઓની હસ્પીટાલ હતુ સ્ટેશન પાસે છે. આજ સુધીમાં બે 'જંગલી' છોકરીઓએ અંગ્રેજી ભણીને ખ્રિસ્તી ધર્મનો સ્વીકાર કર્યો છે. તેમાંની એક હસ્પીતાલની અધ્યક્ષ છે અને બીજી ચીફ કમિસ્નર સાહેબની સ્ત્રીની સહચરી છે.



## ૩

# ક્વૉરંટાઇનમાં ઉતારો



મેં ' કાળાપાણી ' વિષેનો સામાન્ય ચિતાર આપી દીધોજ છે. હવે જેલની બાહ્ય વ્યવસ્થા કેવા પ્રકારની છે તેનું વર્ણન કરીશ.

' મહારાજા ' સ્ટીમર દર ચાળીશ દિવસને અંતરે કેદીઓને લેવા માટે કલકત્તા જાય છે. ચાળીશ દિવસના વચગાળામાં તે બે વાર રંગુન અને એક વાર મદ્રાસ જઇ આવે છે. કલકત્તાથી એક ફેરે આશરે ૧૦૦ કેદીઓ આવે છે, જેમાં બંગાળીઓ, પંજાબી, હિંદુસ્થાની, ઓરીઆ, મદ્રાસી અને આસામી કેદીઓ હોય છે. જેવો સાધારણ કેદીઓનો એક હપતો આવ્યો કે પ્રથમ તો તેને હોપ-ટાઉનની પાસે આવેલી ક્વૉરન્ટાઈન છાવણીમાં રાખવામાં આવે છે. એ છાવણી બરાબર માઉન્ટ હેરિયેટની તળેટીમાંજ છે. અને તેની વ્યવસ્થા એક કેદી કમ્પાઉન્ડર અને એક કેદી જમાદાર મળીને કરે છે. જ્યારે એ છાવણીમાં નવા કેદી આવેલા હોય છે ત્યારે ત્યાં બીજા કોઈ કેદીને આવવા દેતા નથી. નવા કેદીને એમ છાવણીમાં એક પખવાડીઆ

સુધી અટકાવી રાખે છે. એમ કરવાનો હેતુ એ છે કે પોર્ટબ્લેયરમાં પ્લેગ અથવા એવોજ બીજો કોઇ ચેપી રોગ દાખલ ન થાય. કેદીઓ જેવી અવસ્થામાં આવે છે તેવીજ અવસ્થામાં-હાથપગમાં બેડી સાથે-તેમને છાવણીમાં રહેવું પડે છે. એટલુંજ નહિ, પણ વચમાં વચમાં તેમને ઘાસ કાપવાનું, રસ્તા સાફ કરવાનું અને એવુંજ બીજું હલકું કામ સોંપવામાં આવે છે.

સોળમા દિવસ પછી આ નવા કેદીમંડળને જેલમાં લઇ આવવાનો રિવાજ છે. નવા કેદીઓ જેલમાં દાખલ થાય તે પણ એક જોવા જેવું દશ્ય બની રહે છે. વાંકી વળી ગયેલી પીઠપર બીસ્તરા અને પોટલાં ઉપાડીને, બેડીઓના ઝમરઝમ ઝમરઝમ અવાજ સાથે ભયભીત દૃષ્ટિથી આમતેમ જોતા જોતા, કેદીઓ એક હારમાં ચાલે છે. આગળ પાછળ અને બંને બાજુએ લાલ પાઘડીવાળા દારોગાઓ 'એઇ ઇધર,' 'સીધા ચલો,' 'બઠ જાઓ,' 'સરકાર' એવા કંઇ કંઇ ઉદ્‌ગારો કાઢીને એ ભયગ્રસ્ત ઢોર જેવાં ટોળાંને હાંકતા હોય છે. થોડીવારમાં એક મોટા કિલ્લાના જેવી જેલ દેખાવા માંડે છે. ત્યારે કાળો, એકસરખો પોશાક પહેરેલા અને લાલ પાઘડીવાળા લઠ્ઠાધારી નાના ઓફીસર, જમાદાર, ટંડેલ વગેરેની ભયાનક મૂર્તિ જોઇને અને દારોગાઓના ભીષણ અવાજ સાંભળીનેજ બીચારા કેદીઓના રામ રમી જાય છે.

## બારી સાહેબ

ત્યાર પછી બેડી કાઢવાનો અને કપડાં બદલવાનો વિધિ શરૂ થાય છે. બીજે દિવસે થોડીક ડાક્ટરી પરીક્ષા થાય છે. અમારા વખતમાં તો 'મૂરે' સાહેબ એ પરીક્ષા કરતા. ત્યાર પછી 'બારી' સાહેબ દરેકને તેનું કામ સોંપતા. બારી સાહેબ એટલે જેલખાનાના યમરાજ ! ગાગર જેવી ફુંદ, ચીબું નાક, લાલ મ્હોં, હાથમાં લાકડી

અને ચાર ઈંચ લાંબી બ્રહ્મદેશી ચીરૂટ મ્હોંમાં એની મોટી મોટી મુછોની વચ્ચે દીપી રહેતી. હારબંધ ઉભેલા કેદીઓની પાસે થઇને તે યમરાજ પસાર થતા, અને દરેકની ટિકીટ ઉપર કંઇ કંઇ લખતા જતા. જેમકે "૭ મહિના અલગ–કેદ." "રોજ બે રતલ સણુ પીસવી." "એક વર્ષ કોટડી બંધ." "હાથ ધાણી પીલવા." "ત્રણ રતલ દોરડાં ગુંથવાં." "૭ મહિના જેલ બંધ, પાણી-વાળા નંબર ત્રણ." વગેરે.

જેમને ધાણીનું કામ મળતું તેમની તો તે રાત આખી ચિંતા-માંજ જતી. જેમને પાણીવાળાનું કે ઝાડુવાળાનું કે દોરડાં ગુંથવાનું કામ મળતું તેઓ પોતાને ભાગ્યશાળી માનતા. પરંતુ જેમને સણુ પીસવાનું કામ મળતું તેમનું ભવિષ્ય બહુજ અનિશ્ચિત રહેતું. તેઓ મરશે કે જીવશે તે સમજી શકાતું નહિ કારણ સણુ પીસવાનું કામ ધાણી પીલવા જેવું કઠણ ન હતું તોયે તે કાંઇ છેક સ્હેલું પણ ન હતું.

એ પ્રમાણે સુખે દુઃખે છ મહિના કે વરસભર, જેને જેટલી સજા થઇ હોય તેટલી ભોગવી રહ્યા પછી એક દિવસ તેઓ જેલ-માંથી છૂટીપત્ર મેળવીને બહાર નીકળે છે. તે વખતે એ કેદી કાંઈ પહેલાંની માફક ભોળો, સરળ. ગમાર ગામડીઓ હોતો નથી. પણ અનેક દુઃખો સહન કરીને, અનેક વાર ઠગીને, ઠગાઇને, તેમજ બીજા ઉસ્તાદ પૂરાણા કેદીઓની પાસેથી શિક્ષણ મેળવીને તે પકો ઉઠાવગીર થયેલો હોય છે. કંઇ નહિ તોયે તેવો બનવાની અણી ઉપર તો આવેલોજ હોય છે.

જે દિવસે કેદીઓને જેલથી છૂટા કરવાના હોય છે તેને આગલે દિવસેજ એબર્ડીન સ્ટેશને ટેલીફોન દ્વારા ખબર આપવામાં આવે છે. એટલે એક ટંડેલ અને ચાર પાંચ જમાદાર, તેમનો કબજો લેવા

માટે જેલને દરવાજે આવી પહોંચે છે. હિંદુસ્તાનની જેલમાંથી આવે છે ત્યારે કેદીના શરીરપર ધોતીઉં, કુડતું, અને ફાળીઉં હોય છે; અહીંની જેલમાં તે જાંગીઉં, કુડતું, અને ટોપી પહેરે છે છૂટી મળવાની વખતે તે પાછો પોતાનો મૂળ પોશાક–ઢીંચણ ન ઢંકાય એવું ધોતીઉં, કુડતું અને ફાળીઉં–પહેરી લે છે.

જેલના મુખ્ય અધિકારી Chief Overseer મિ. બારી સાહેબ અને દરવાજાના સુપરીન્ટેન્ડેન્ટ સાહેબ, એ માથાપર બીસ્તરા તથા ખાંધ પર વાસણના પોટલા વાળા ૬૦–૭૦ કે ૮૦ છૂટા થવાના કેદીઓના ટોળાને ટંડેલના હાથમાં સુપરત કરે છે. આ સુપરતક્રિયા થઇ કે તરતજ "જોડા જોડ હો જાઓ," "ખડા હો જાવ," વગેરે હુકમો છૂટવાથી ગભરાતા કેદીઓને કોઇ બહારના ટાપુમાં અથવા સ્ટેશને લઇ જવામાં આવે છે. અહીં, પ્રથમથી ઉપરી અધિકારીઓના હુકમ મેળવી રાખ્યા હોય છે તે પ્રમાણે, મુનશી અને જમાદાર બધા કેદીઓના વિભાગ પાડી નાંખે છે અને દશ દશ બાર બારને છૂટક છૂટક સૌ સૌની નિર્ણિત જગ્યાએ પહોંચાડે છે.

## થાણાં અથવા સ્ટેશનો

પોર્ટબ્લેયરના ચાર જીલ્લા કરવામાં આવ્યા છેઃ (૧) રોસ જીલ્લો (૨) પૂર્વ જીલ્લો, (૩) પશ્ચિમ જીલ્લો અને (૪) જેલવાળો જીલ્લો. રોસ ટાપુ મુખ્ય શહેર છે એટલે તેનો એક જીલ્લો ગણેલો છે. પૂર્વ જીલ્લામાં નીચેનાં સ્ટેશનો છે–એબર્ડીન, ફીનીક્ષ, બે મીડલ પોઇન્ટ, નેવી–બે, પહાડગાંવ અને હરદુ. એબર્ડીન સ્ટેશનના કેદીઓને મુખ્યત્વે કરીને, રસ્તા સુધારવાનું, વખારોમાં માલ સીંચવાનું, પત્થરા ફોડવાનું, અને ઝાડું કાઢવાનું કામ સોંપવામાં આવે છે. એન્જીનીઅરીંગ ગોદાઉનમાં અને નાળીએરની વખારોમાં પણ તેમને કામ મળે છે.

'ફીનીક્ષ–બે' માં એક મોટું સરકારી વર્કશૉપ–કારખાનું છે. ત્યાં લોખંડ, પિત્તળ, સીપો, કાચબાનાં હાડકાં, લાકડું વગેરેમાંથી જુદી જુદી વસ્તુઓ બનાવાય છે. લગભગ ૩૦૦–૪૦૦ કેદીઓ એ કારખાનામાં કામ કરે છે. કારખાનાના કામ ઉપરાંત રસ્તા સુધારવાનું, સાફ કરવાનું, પત્થર ફોડવાનું, પાણી ભરવાનું, અને એવું બીજું સાધારણ કામ તો હોય છે જ.

મીડલ પોઇન્ટનું નામ કેદીઓએ 'છોલદારી' પાડ્યું છે. અહીંના કેદીઓને બધાં સાધારણ કામો કરવાનાં હોય છે; તેમજ કેટલાકને 'હરદુ'ના બાગમાં તેમજ કારખાનામાં કામ કરવા જવું પડે છે. નેવી–બે ટાપુમાં ઘણી શાકભાજી અને ફળફળાદિની વાડીઓ છે; અહીંના કેદીઓ એ વાડીઓમાં કામ કરે છે તેમજ સમુદ્ર કિનારે બાંધેલા 'બંધ'ની મરામત કરવાનું કામ કરે છે. પહાડ–ગાંવના કેદીઓ પણ એ બંધની મરામતનાં કામ માટે નેવી–બેમાં આવે છે. કેટલાક વળી નેતરની કાપણી માટે જંગલોમાં જાય છે. હરદુમાં એક મોટું દવાખાનું પણ છે.

પશ્ચિમ જીલ્લામાં નીચે પ્રમાણે સ્ટેશનો છે—ચેથામ, શોર–પોઇન્ટ, જંગલી બરાક (છાવણી), ડંડાસ પોઇન્ટ, વાઇપર, વીમ્બરલીગંજ, કાલાટાંગ અને બારાટાંગ. ચેથામમાં મોટું લાકડાં વહેરવાનું કારખાનું છે. આન્દામાનનાં જંગલોમાંથી નીકળતું બધું લાકડું અહીં લાવીને મશીનથી વહેરાવવામાં આવે છે અને તેમાંથી પાટીઆં, થાંભલા અને મોટાં બીમો બનાવવામાં આવે છે. સોરપેટ અથવા શોર પોઇન્ટમાં મચ્છી અને નાળીએરનું કામ ચાલે છે. ત્યાં ઇજનેરી ખાતું પણ છે. ઉપરાંત સામાન્ય કામ, રસ્તા સુધારવાનું, ઝાડ કાઢવાનું વગેરે તો હોય છે જ. જંગલી છાવણી (બરાક) વિષે તો આગળ વર્ણન આપ્યું જ છે. ડંડાસ પોઇન્ટમાં ઇંટની

ભઠ્ઠી અને કારખાનું છે. ત્યાં સેંકડો માણસો કામ કરે છે. સાધારણ કામ અહીં બહુ થોડું છે. વાઈપર તો પશ્ચિમ જીલ્લાની રાજધાની જ છે. એ સ્ટેશને ડીસ્ટ્રીકટ ઓફીસરની અદાલત તેમજ બંગલો છે. સમુદ્રની સપાટી પરથી જોતાં આ વાઇપર સ્ટેશનનું દૃશ્ય રોસ ટાપુની માફક બહુજ આકર્ષક લાગે છે. અહીંનુ મુખ્ય કામ શાક-વાડીનું, વખારોનું, ચોગાન બનાવવાનું, નેતર અને વાંસ કાપવાનું, તેમજ હૉસ્પીતાલને લગતું છે. વીમ્બર્લીગંજમાં ડેરી–દૂધદહીંનું કારખાનું–અને બાળવાનાં લાકડાંની વખારો છે. આ જગ્યાથીજ જંગલ–ખાતાની હદ શરૂ થાય છે, અને બારાટાંગ સ્ટેશન સુધી પહોંચે છે. કાલાટાંગ સ્ટેશન ઘોર જંગલની વચ્ચે આવેલું છે. અહીં પ્રખ્યાત યમરાજતુલ્ય મીન્ટો સાહેબના ન્હાના બગીચા છે. કેદીઓને માટે આ ન્હાના બગીચા બહુ દુઃખમય છે કારણ તેમાં તેઓની પાસે બહુજ સખત કામ કરાવવામાં આવે છે. બારાટાંગ સ્ટેશન પણ નિર્જન અરણ્યમાં છે; ત્યાં સરકારી જંગલખાતાની મોટી ઓફીસ છે.

એક એક ટાપુ અથવા સ્ટેશન એટલે ૭ સાત બરાક અથવા છાવણીઓનો જથ્થો સમજવો. દરેક સ્ટેશનનો કાર્યભાર એક કેદી જમાદાર અને એક કેદી મુનશી મળીને ચલાવે છે. કેદી જેલમાં દાખલ થયા પછી ધીમે ધીમે ચઢીને દશબાર વરસે જમાદારની પદવી મેળવે છે. તે વખતે તેને એક ત્રણ ઈંચ પહોળી લાલ પટી અને એક પિત્તળનો ચાંદ આપવામાં આવે છે. ચાંદપર ' જમાદાર ' શબ્દ કોતરેલો હોય છે. પટી વડે તે ચાંદને પોતાની છાતીપર લટકાવી રાખે છે. દરેક જમાદારને રોજનું સીધું મળે તે ઉપરાંત મહિને રૂપીઆ આઠનો પગાર મળે છે. જમાદારના હાથ નીચે ટીંડલ ( અથવા ટંડેલ ) હોય છે, તેની પટી અડધી લાલ અને અડધી કાળી હોય છે અને તેના ચાંદ પર 'ટિંડેલ' શબ્દ કોતરેલો હોય છે. એક જમાદારના હાથ નીચે ચાર પાંચ ટંડેલ હોય છે. ટંડેલના હાથ

નીચે પેટી ઓફીસર હોય છે. તેમની પટી કાળી હોય છે અને ચાંદ હોતો નથી. દરેક ટાપુમાં વીશથી પચાશ પેટી ઓફીસર હોય છે.

## બરાકની રચના

એકેક બરાકમાં સાઠ સીત્તેર કેદીઓને રાખવાની વ્યવસ્થા હોય છે. બરાક લાકડાંના બનાવેલાં હોય છે અને તેના છાપરાં પર વિલાયતી નળીઆં છાયેલાં હોય છે. બરાકનું ભોંયતળીયું લાકડાનાં પાટીઆંનું હોય છે અને તે પાટીઆં થાંભલાઓની ઉપર ગોઠવેલાં હોય છે. બરાકને ભીંત કે દિવાલ નથી હોતી, પણ લાકડાની પટીઓની જાળી ચારે બાજુ પર હોય છે. તેમાં એકએકની જોડે ચટાઈ અને કામળા પાથરીને ત્રણ ચાર લાંબી હારમાં કેદીઓ સૂએ છે. એક બાજુએ ખાળ હોય છે. દરેક બરાકમાં બે દીવા છે. દરેક બરાક પર એક જમાદારની દેખરેખ હેઠળ ચાર પેટી ઓફીસર પહેરો ભરે છે. કોઇ કોઇવાર જમાદારને બદલે ટંડેલ અને પેટી ઓફીસર મળીને પહેરો ભરે છે. દરેકનો વારો ત્રણ ત્રણ કલાકનો હોય છે. સાંજ પડતાં બરાક બંધ થાય છે. પણ બરાક બરાબર બંધ થવાનો વખત, રાતના આઠ વાગે તોપ ફુટે છે ત્યારનો છે. તે વખત પછી કોઇથી બરાકની બહાર નીકળી શકાતું નથી. એક વાર સાંજે અને એક વાર રાત્રે આઠ વાગે એમ બે વાર દરેક કેદી પોતપોતાના બિછાના આગળ બેસી જાય છે અને તેમની ગણત્રી કરવામાં આવે છે.

સવારે ઉઠતાંવાર ફરી એવીજ રીતે ગણત્રી કરવામાં આવે છે. આગળ ટંડેલ અને પાછળ પેટી ઓફીસર આવે છે. "અપના અપના બીસ્તરામેં બૈઠ જાઓ." એવો હુકમ આપે છે અને પેટી બકરાંની પેઠે દરેક કેદીની હારને ગણી જાય છે. ત્યાર પછી બધાને

શૌચક્રિયા માટે અને હાથમ્હોં ધોવા માટે બહાર કાઢવામાં આવે છે. બહાર એક એક ડોલ અથવા પીપ મૂકેલી હોય છે. તેમાં જળ-ભરીઆઓ આખો દિવસ મહેનત કરીને, મીઠું પાણી લાવી, ભરી મૂકે છે. મીઠું પાણી એટલે એમ ન સમજવું કે તેમાં કેવડો કે સાકર નાખેલાં હશે. આન્દામાન ખારા પાણીનો દેશ છે. અહીં તો પીવાના પાણીને મીઠું પાણીજ કહેવામાં આવે છે. દરેક કેદી પોતપોતાનો લોઢાનો વાડકો લઇને એ જળભરીઆની પાસે જાય છે; અને તે તેમને એક નાના ટીનના કરવડા વડે પાણી આપે છે. તે પાણીથી કેદીઓ હાથમ્હોં ધૂએ છે.

## કેદીઓનાં જોડકાં

ત્યાર પછી પાછા જોડેજોડે હારબંધ બેસી જવાનો હુકમ મળે છે. અંગ્રેજ કવિ શેલીએ Love's Philosophy–પ્રેમનું તત્વજ્ઞાન–લખ્યું છે તેમાં બતાવ્યું છે કે આખા જગતમાં કોઇ પણ વ્યક્તિ એકલી નથી. દરેક, જોડું અથવા યુગલ છે. પોર્ટબ્લેયરના પેટી ઓફીસર અને ટંડેલ સાહેબો મુક્કાબાજી વડે પણ એ સૂત્ર સિદ્ધ કરવાને ભારે હોંસ ધરાવે છે. તેમના તરફથી " જોડાજોડ હો જાઓ " એ હુકમ તો રાતદહાડો, ઉઠતાંબેસતાં, જ્યારેત્યારે સંભળાવવામાં આવ્યાજ કરતો. હુકમનો અનાદર કર્યો કે પેટપર, વાંસાપર, જ્યાં ફાવે ત્યાં લાકડીના ઝપાટા પડયાજ સમજવા ! એમનું ગણિતશાસ્ત્રનું જ્ઞાન એવું અગાધ હોય છે કે માણસો બબ્બેની જોડીમાં ગોઠવાઇને બેસી જાય નહિ તો તેમનાથી ગણી શકાયજ નહિ. " યક, દો, તીન, " એમ મોટેથી ગણતાં ગણતાં દશ સુધી ગણાયા પછી જો જોગજોગે અગીઆરમા જોડકાંને સ્થાને એકાદ હતભાગ્ય કેદી એકલો બેઠેલો જોવામાં આવ્યો કે સત્યાનાશ ! બધી ગણત્રીમાં ઘોટાળો ! પછી તો તે બીચારા કમનસીબ કેદી ઉપર મુષ્ટિયોગ અને

લાકડૌષધિનો ઉપચાર અજમાવીને એકાદ દાઢીવાળાની સાથે તેનું ક્ષણિક લગ્નબંધન કરાવાય એ પછીજ ફરી ગણત્રી કરવાનો વારો આવે.

આ સવારની ગણત્રી વખતે બધી બરાકના કેદીઓને ભેગા કરવામાં આવે છે. ત્યાર પછી "ઓલ રાઇટ—બધા બરાબર છે" નો રીપોર્ટ મળતાં જમાદાર અને મુનશી તેઓના કામ પ્રમાણે વિભાગ પાડે છે. એક તરફથી જમાદાર દશ કે પંદર જણાને ઉઠાડીને બીજી જગા પર નોખા બેસાડે છે અને ઇજનેરી ફોરમેનને સુપરત કરે છે. તેઓ બાંધકામટોળી તરીકે ઓળખાય છે. મુનશી તે નોંધી લે છે. પછી બીજા ત્રીશ જણાને લઇને જમાદાર સાહેબ બાગવાળાને સુપરત કરે છે; અને મુનશીજી—કાગળકલમધારી ચિત્રગુપ્તની પેઠે—તે પણ નોંધી લે છે. તેઓ બગીચાટોળી તરીકે ગણાય છે. એજ રીતે સૌ સૌને સોંપાયલા કામ પ્રમાણે દરેકની જુદી જુદી ટોળી થાય છે.

## કેદીઓનો નિત્યક્રમ

પછી સૌ પોતપોતાના ટોળાને લઇને સોંપાયલું કામ કરવા માટે જાય છે, ત્યાં તેમની પાસે ૧૦ વાગતા સુધી કામ કરાવે છે. દશ વાગ્યા પછી ફરીથી "ફોલ ઈન"નો હુકમ મળતાં હારબંધ જોડી બંધાય છે. એકવાર બેવાર ગણત્રી થાય છે, અને પછી થાણાપર પાછા આવે છે. થાણા પર આવ્યા પછી જમાદાર તેમને પાછા ગણી જુએ છે, અને નોંધમાં ઉધરાયલી સંખ્યા પાછી જમે કરે છે. પછી સ્નાન, આહાર અને બપોરના એક વાગ્યા સુધી આરામ ચાલે છે. એક વાગ્યા પછી પુનઃ હારબંધી ને ગણત્રી થયા પછી પોતપોતાના પેટી ઓફીસર અથવા ટંડેલની સાથે પાછા કામ પર ચઢી જવાનું. સાંજે ચાર પાંચ વાગે છુટ્ટી મળે છે. પાંચ વાગે સૌએ પોતાના થાળીવાટ

ડકા લઈને ખાવા માટે હારબંધ બેસી જવાનું. જમ્યા પછી અંધારૂં થતાં સુધી સ્વતંત્રપણે ફરવાનું અને આનંદથી ગપ્પાં મારવાનાં હોય છે.

દિવસના દશ વાગે ભોજન થઇ ગયા પછી સાંજે બરાક બંધ થઇ જાય ત્યાં સુધી ગાંજાખોરોને ચોરીછૂપીથી બે ચાર દમ મારી લેવાની તક મળે છે. જુગારીઓ માટે પણ એ વખત મહા અમૂલ્ય છે. જેને પૈસા મેળવવા હોય તે પણ આજ વખત દરમ્યાન મચ્છી પકડીને, ખાવાનાં પાન તોડી લાવીને, તેમજ એવી બીજી અનેક યુક્તિપ્રયુક્તિથી દ્રવ્યોપાર્જન કરી શકે છે. તેવીજ રીતે કોઈ કેદી પોતાના હવાલદાર, પહેરેગીર, જમાદાર, મુનશી, કે રોજનું સીધુ આપનાર ભંડારીમાંથી જેની મહેરબાની મેળવવા ઇચ્છતો હોય, જેને રાજી કરવા ઇચ્છતો હોય, તેને માટે પોતાની પાસેના પૈસા કે બીજી ચીજની ભેટ ધરવાને પણ તેને આજ સમય બહુ કિંમતી થઇ પડે છે.

રવિવારે રજા પડે છે. તે દિવસે કામકાજ હોતું નથી. સવારે માત્ર એકબે કલાક થાણાની આસપાસની જગા સાફસુફ કરવી પડે છે. બાકીનો બધો વખત સુઇ રહીએ તો પણ ચાલે. અથવા પોતપોતાના જમાદાર, ટંડેલ કે પહેરેગીરમાંથી ગમે તેને બે ચાર આના આપીને, અથવા બે ચાર મીઠી વાતો વડે રાજી કરીને બીજા કોઈ થાણામાં આપણો કોઇ ઓળખીતો કે મિત્ર હોય તેને મળવા પણ જઇ શકાય છે.

આ જેલની બહારના જીવનની રૂપરેખા થઇ.

---

## ૪

# રસદ્વીપ અથવા રૅાસ ટાપુ



અમારી સ્ટીમર બંદર ઉપર આવી પહોંચી. બંદરની ઉ
રૅાસ ટાપુ આવેલો છે. દક્ષિણે એબર્ડીન બંદર અને મોટી ગંજા
કિલ્લા જેવી સેલ્યુલરની જેલ આવી રહી છે. પૂર્વમાં હેરિયેટ પર્વ
ની મનોહર શ્યામ શોભા અને પશ્ચિમે સમુદ્રનું અનંત સ્વ
ફેલાયલું છે.

સમુદ્રની સપાટી પરથી રૅાસ ટાપુનો દેખાવ એક મનોહ
કુદરતી લીલાના ચિત્ર જેવો લાગે છે. અહીંથી પેલી ટેકરીઓ ત
થોડે થોડે અંતરે લાલ અને સફેદ મકાનોની સાથે કોઇ કોઇ સ્થ
ઉગેલાં વૃક્ષોનો લીલો રંગ ભેળસેળ થયેલો જણાય છે. મારા વાં
કોમાંથી જેણે 'શિલોંગ' જેયું હશે તેમને આ અલૌકિક દૃશ્યનો ખ્ય
આવી શકશે. ફેર માત્ર એટલોજ કે અહીં આ બધી ટેકરીઓ
આસપાસ ભૂરાં અતળ પાણીવાળો સમુદ્ર ઘેરો ઘાલી બેઠો છે અ
પોતાનાં અગણિત અસંખ્ય તરંગો વડે ઘોર ગર્જના કરી રહ્યો

રૅાસ ટાપુને કિનારે છેક નીચાણ ભાગમાં જે કાળું કાળું દેખાય છે તે વખારો (Jetty) છે. તેના ઉપલા ભાગમાં અનેક મકાનો એકએકની પાછળથી ડોકિયું કરી રહ્યાં છે. સૌથી ઉંચે, મથાળાના ભાગમાં, ચીફ કમિશ્નર સાહેબનો બંગલો છે, તેનું વિલાયતી નળીઆંથી છાયેલું લાલ છાપરૂં ઘણે દૂરથી પણ ઓળખાઇ આવે છે. કમિશ્નર સાહેબ ટાપુમાં હાજર હોય તે બધો વખત એ બંગલા પર યુનીઅન જેક ફરકયાં કરે છે. પશ્ચિમ તરફના ખૂણામાં સમુદ્રની પાસેજ બ્રિટિશ લશ્કરી ટુકડીઓને માટે છાવણી છે. એની પાસેજ એક ગગનસ્પર્શી સ્તંભ ઉભો કરવામાં આવેલો છે. અને જ્યારે જ્યારે બંદરમાં કોઇ સ્ટીમર આવવાની હોય છે ત્યારે ત્યારે તેની નિશાની તરીકે એ સ્તંભની ઉપર લાલ વાવટો ચડાવવામાં આવે છે. તેજ પ્રમાણે રાજાની સાલગીરી અને એવાજ બીજા સરકારી તહેવારના દિવસે એ સ્તંભને ધજા–ફરફરોઆં અને તોરણો વડે શણગારવામાં આવે છે.

આન્દામાન ટાપુઓમાં સૌથી ઉંચામાં ઉંચી જગ્યા–શિખર–માઉન્ટ હેરિયેટ છે. એ સ્થળ અહીં સીમલાના ગ્રીષ્માવાસની ગરજ સારે છે. એ પહાડની ટોંચ ઉપર અનેક બંગલા છે. ચીફ કમિશ્નર સાહેબ અને અન્ય અધિકારીવર્ગ હવાફેર કરવા માટે અને ખાસ કરીને સખત ગરમીના દિવસોમાં અહીંજ આવીને રહે છે.

અમે જ્યારે આન્દામાનમાં હતા ત્યારે મણિપુરના રાજદ્વારી કેદીઓને અહીં રાખેલા હતા. સરકારે તેમને મફત રહેઠાણ અને જમીન, તેમજ અમુક વર્ષાસન અને દૈનિક સીધુ પણ આપ્યું હતું. પાછળથી યૂરોપીય વિગ્રહ બંધ થઇ સુલેહના કોલકરાર થયાના ઉત્સવ વખતે શાહી ઢંઢેરાને આધારે તેમને છૂટા કરવામાં આવ્યા હતા.

માઉન્ટ હેરિએટનો પહાડ ઘોર જંગલોથી છવાયલો છે. જાણે એકાદ મોટું રીંછ નિરાંતે નિદ્રા લઇ રહ્યું હોય તેવો એનો દેખાવ છે. કોઇક જગ્યાએ એ જંગલોનો રંગ ઘેરો ભૂરો દેખાય છે, તો કોઈક સ્થળે જ્યાં લીમડા, વાંસ અને આમલીનાં ઝાડો પુષ્કળ ઉગેલાં છે ત્યાં પીળાશ પડતો દેખાય છે, તેમજ કોઈ સ્થળે લાલ પાંદડાંવાળાં ઝાડને લીધે રતાશ પડતો પણ દેખાય છે. પહાડની અભેદ્ય શિલાને ભેદીને એક ચાંદીના ધારા જેવો નદીનો ઝરો વહે છે, અને ગિરિરાજના પાદપ્રદેશ આગળ ખળખળ શબ્દ કરતો સમુદ્રને જઇ મળે છે.

અમને લઇ જવા માટે એક સ્ટીમલોંચ, એક બીજી 'લાઇટર' બોટને ખેંચી લાવીને અમારી સ્ટીમર પાસે ઉભી. મોટા ડાકટર સાહેબ ( Senior Medical Officer ), જેલર સાહેબ, અને બીજા કેટલાક અધિકારીઓ આવ્યા અને ગયા. ચારે તરફ મોટર-બોટ, પીનસી, લાઇટર બોટ અને સ્ટીમલોંચ વગેરેની ધમાલ ચાલી રહી. આ સ્થળે મારે સેલુલર જેલની ઉપલક રૂપરેખા આપી દેવી જરૂરની છે, કારણ તેમ નહિ કરૂં તો સેલુલર સંબંધમાં ભોળા વાંચક-વર્ગની સ્થિતિ વ્યૂહપ્રવિષ્ટ અભિમન્યુના જેવીજ થઇ જશે.

## જેલની રચના અને વ્યવસ્થા

એક નકશામાં એક મધ્યબિંદુ ધારી લો. એ મધ્યબિંદુ એટલે ત્રણ માળવાળો એક મિનારો સમજવો. એને 'સેન્ટ્રલ ટાવર' અથવા ઘુમટ કહેવામાં આવે છે. આ ઘુમટને મધ્યબિંદુ ગણીને એક વર્તુળ દોરવામાં આવે તેનો પરિધ અથવા ચકાવો તે જેલની બહારની દિવાલો જાણવી. મધ્યબિંદુથી ચકાવા સુધી સરખે અંતરે સાત સીધી લીટી અથવા ત્રિજ્યા દોરવાથી જે વિભાગ પડે તે દરેકને એક એક મહોલ્લો અથવા બ્લોક કહેવામાં આવે છે.

જેમ ઘુમટ–મિનારને ત્રણ માળ છે તેમ એ દરેક બ્લોકને પણ ત્રણ ત્રણ માળ છે. દરેક માળે વીશ અથવા ત્રીશ કોટડીઓની હાર છે. દરેક કોટડીને લોખંડની જાળીવાળું અને લાકડાના ફાટક વગરનું બારણું છે. કોટડીની પાછલી દિવાલમાં સાડાચાર હાથની ઉંચાઇએ એક નાનું જાળીઉં છે, તેને પણ બબ્બે ઇંચને અંતરે લોખંડના ગજીઆ બેસાડેલા છે. ઓરડીની અંદર સામાનમાં એક દોઢ હાથ પહોળો નીચો ખાટલો અને એક ખૂણામાં એક ડામર લગાડેલું માટીનું વાસણ ! બસ એ બે સિવાય ત્રીજી કોઇ ચીજ નહિ. અહીંના ખાટલા પર સૂવું એ પણ પરમ સાવધાનીનું કામ છે, કારણ સ્હેજ પણ બેદરકારીથી ઉંઘમાં પાસું ફેરવ્યું કે ધમ દઇને ભોંય પર પડવાનોજ વારો આવે એમ છે. અને અહીંનું પેલું માટીનું વાસણ તો વિષ્ટા અને ચંદનનો ભેદ ભૂલવાનો આધ્યાત્મિક પાઠ શીખવામાં ભારે સહાય રૂપ છે, કારણ આખી રાત દરમ્યાન એજ આપણું શૌચાગાર બની રહે છે એટલે એની મધુરી (!) સુગંધનો આસ્વાદ નિરંતર આવ્યાંજ કરે છે. વળી ચોર્યાશી આસનોમાંના ઘણા તો એ ડામર લગાડેલા માટીના વાસણના સહવાસથીજ આપણને આવડી જાય છે. સાંજે જેલ બંધ થાય તેની કંઇક પહેલાં ભંગી એ વાસણ મૂકી જાય છે અને સવારે નિયમિત રીતે લઈ જાય છે.

ઉપર જણાવ્યુંજ છે કે બધી ઓરડીઓ હારબંધ એકની જોડે એક આવેલી છે. અને તેની સન્મુખ ત્રણ ચાર હાથ પહોળો ઓટલો આવી રહ્યો છે. એ ઓટલાની આસપાસ પણ કમાનદાર થાંભલાઓને આધારે લોખંડની જાળી બેસાડેલી છે. થાંભલાઓની ઉપર છાપરાનો ભાર આવે છે. સાતે ત્રિજયારૂપ ચાલીઓના ઓટલા, વચલા ઘુમટવાળા મિનારા આગળ એકત્ર થાય છે. ત્યાં આગળ એ ચાલીઓમાં પ્રવેશ કરવાનો એક દરવાજો છે. રાત્રે આ દરવાજો બંધ કરવામાં આવે છે. ઓરડીઓને બંધ કરવા

માટે લોખંડના આગળાઓ છે, તેને ઉપરથી તાળાં મારવામાં આ
છે. કોટડીની અંદરથી તાળાને કે આગળાને હાથ પણ અડક
શકતો નથી.

મેં ઉપર કહ્યુંજ છે કે દરેક બ્લોકને ત્રણ માળ, એટલે ત્ર
ચાલીઓ છે. પરસાળની ચાલી, વચલા માળની ચાલી અને બી
માળની ચાલી ( lower corridor, middle corridor an
upper corridor ). રાત્રે દરેક બ્લોક આગળ ચાર દારોગ
પ્રહરીઓ ચોકી કરે છે. એક એક માણસ ત્રણ ત્રણ કલાકનો વા
બાંધીને પોતપોતાના વખત દરમ્યાન હાથમાં 'હરિકેન' ફાનસ લઇ
ચાલીને એક નાકેથી બીજે નાકે આંટા મારે છે અને કોટડીમાં
બેપગાં પ્રાણીઓ શું કરે છે તે જોતો જાય છે.

આખી જેલમાં બધું મળીને ૨૧ ચાલીઓ ( ગેલરીઓ )
એટલે એકી વખતે ૨૧ પહેરેગીરો રાત્રે પહેરો ભરે છે. જ્યા
તેમનો ત્રણ કલાકનો સમય પૂરો થાય છે ત્યારે તેઓ બીજા એકવ
સની ટુકડીને જગાડે છે. એ પ્રમાણે એકંદરે ૮૪ પહેરેગીરો
આ રાત્રિજાગરણનો આનંદજનક લ્હાવો પોતપોતામાં વહેં
લીધો છે.

મધ્ય ભાગના ઘુમટ–મિનારામાં પણ એક દંડધારી સિપા
સતત ઉભો રહે છે અને આકાશમાં ફરતા નક્ષત્રની
વારંવાર પહેલો માળ, બીજો માળ, ત્રીજો માળ એમ ફર્યાંજ
છે. એ જ્યારે ફરતો ફરતો એકાદ બ્લોક અથવા ચાલીના ના
આગળ આવી પહોંચે ત્યારે ત્યાં પહેરો ભરતો પ્રહરી તેને મોટ
જવાબ આપે છે:–" વીસ કોટડી તાળાબંધ, ચાર વાર્ડ
ઓલ રાઇટ. "

આ પ્રહરી અને મધ્ય મિનારાના સિપાઇની વચ્ચે ઉંદર બિલાડીનો સંબંધ હોય છે. જો પહેરેગીર ભોગજોગે ભોંય પર બેસી ગયેલો દેખાય કે તેણે હાથમાંનું ફાનસ પણ જમીન પર મૂકેલું હોય તો સિપાઇ તરતજ તેનો રીપોર્ટ ઉપરી અધિકારી પાસે કરવાનો, અને તેને શિક્ષા કરાવવાનો. આ કારણથી એ સિપાઇરાજને ખુશી રાખવાને અને તેની ખફગીમાંથી બચી જવાને માટે પહેરેગીરો એવી તો યુક્તિપ્રયુક્તિઓ, ખુશામત, હાવભાવ અને બીજી કળાઓ અજમાવે છે કે જો એના કરતાં અડધી પણ કળા મેનકા, રંભા અને બીજી અપ્સરાઓમાં હોત તો મને લાગે છે કે આપણા ઋષિમુનિઓનો સમૂળગો વિધ્વંસ થઇ ગયો હોત.

દરેક બ્લોક અથવા ચાલીની સામેના ભાગમાં એકેક મેદાન–ખુલ્લી જગા–છે અને કેદીઓને દિવસે કામ કરવા માટે ત્યાંજ એકેક કારખાનું છે. એક બાજુપર દશ હાથ લાંબી અને એક હાથ પહોળી ટાંકી છે અને પાસેજ પતરાંનો જાજરૂ છે. સમુદ્રને કિનારે બાગમાં એક પંપ મૂકેલો છે અને ત્યાં એક મોટી ટાંકી છે. એ ટાંકીમાં પંપ વડે દરીઆનું પાણી ભરવામાં આવે છે અને તે પાણી જુદી જુદી નળીઓદ્વારા આ સાતે બ્લોકની ટાંકીઓમાં આવે છે. એ પાણી માત્ર ન્હાવાધોવાના જ કામમાં આવે છે. પીવાનું મીઠું પાણી ઘુમટવાળા મિનારાની પાસેજ એક નળ છે તેમાંથી મળે છે. દરેક ચાલના જળભરીઆઓ એ નળેથી પાણી લાવીને ડબ્બાઓ અને બાલદીઓમાં ભરી રાખે છે.

## શાહી જનાનામાં પ્રવેશ

પોલિસ અને ચોકીદાર મંડળના ઘેરા વચ્ચે અમે સ્ટીમરમાંથી ઉતર્યા અને લાઇટર બોટમાં–મછવામાં–બેઠા. સ્ટીમલોંચ અમને એબર્ડીન બંદર તરફ તાણીને લઇ ગઇ. અમે કિનારે ઉતર્યા અને

પગમાં બેડીઓ સાથે, શારીરિક તેમજ માનસિક ભાર વહેતા, ઉંટના ટોળાની પેઠે, પરંતુ લશ્કરી સિપાઇની પેઠે ગોઠવાઇને કૂચ કરતા, અમે ઢોળાવ ચઢવા લાગ્યા.

સેલુલર જેલના દરવાજા સુધી પહોંચતાંમાં તો અમે થાકીને લોથ થઈ ગયા હતા. દરવાજાની આસપાસ બેઉ બાજુપર આવેલી ઓફીસો અને વખારો અમે પસાર કરી દીધી. બહારનો દરવાજો વટાવ્યો; અંદરના દરવાજે આવ્યા એટલે ત્યાંના દ્વારપાલ સાહેબે અમને ગણ્યા, અમારાં નામો નોંધ્યાં અને પછી અમને આ વિલક્ષણ ઝનાનખાનામાં પ્રવેશ કરાવ્યો. દ્વારપાલસાહેબે અમારા નામે જે ખાતા પાડેલા તેના હિસાબ બાર વરસે પૂરા થવાના હતા. શ્રી રામચંદ્રજીની પેઠેજ અમને દેશવટો મળેલો હતો. પણ તેમનામાં અને અમારામાં ફેર માત્ર એટલોજ કે, અમારે માટે રસોઇ બનાવવાને કોઇ પતિવત્સલ સીતાદેવી ન હતાં; લક્ષ્મણજી જેવો સુશીલ, નમ્ર, ભ્રાતૃવત્સલ ભાઇ ન હતો; તેમજ જંગલમાંથી પાકાં કેળાં વીણી લાવવાને અમારી પાસે તેમના જેવી વાનરસેના યે ન હતી ઉપરાંત, રામચંદ્રજીને તો માત્ર સાદી દેશનિકાલની સજા હતી, જ્યારે અમને તો સાથે સખત મજૂરી ચોંટી હતી. એટલે જો શિક્ષાની દૃષ્ટિએજ અમારી વચ્ચે સરખામણી કરવામાં આવે તો જરૂર અમે શ્રી રામચંદ્રજીના કરતાં અનેક રીતે ચઢીઆતા અવતાર ગણાઇએ. જો કોઈ માણસ આ વાત માનવાની ના પાડતો હોય તો તેને મારી એટલીજ વિનતિ છે કે મી. બારી સાહેબના રાજ્યમાં જઇને માત્ર એકજ અઠવાડીઉં ઘાણી ખેંચવાનું અને કાથો પીસવાનું કામ કરી જૂએ. માત્ર એકજ અઠવાડીઉં ! અને એકજ અઠવાડીઆમાં તેને ખ્યાલ આવશે કે ક્રૂસ ઉપર લટકતી વખતે જીસસે કેટલું શારીરિક કષ્ટ અનુભવ્યું હશે. જો એજ સ્થિતિમાં એ બે વરસ રહે તો જરૂર એની બુદ્ધિને નવેસરથી દાંત ફુટવા માંડે અને જો બીજાં દશ

ારસ ત્યાં કહાડે તો તો એની ખાત્રીજ થાય કે ગધેડાને ડીકરાં મારે
ાનો માણસ બને કે નહિ. ગમે તેમ હોય, મને તો લાગે છે કે
ોડા પણ દિવસ આન્દામાનમાં રહી આવવાથી જેટલું જ્ઞાન પ્રાપ્ત
ારી શકાય છે, તેટલું જ્ઞાન બીજી કોઇ પણ રીતે મળી શકે એમ
ાથી. ગમ્મતની વાત બાજૂએ મૂકીએ તોયે-સાચે આવી કપરી
ારીક્ષામાં આવી પડવું એ પણ પ્રભુપ્રેરિત અનન્ય લ્હાવોજ છે.

## બારી સાહેબનું ભાષણ

અમે દરવાજો પસાર કર્યો અને બાગની પાસે આવી હાર-
બંધ ઉભા રહ્યા. બારી સાહેબનું ધ્યાનપૂર્વક દર્શન પ્રથમવાર અમે
અહીંજ કર્યું. કાળાપાણીના રાજરાજેશ્વરસમા બારી સાહેબની સૌમ્ય
મૂર્તિ જોઇને કેદીને જેટલો ભય લાગતો હશે, તેનાથી અર્ધો પણ
વાઘને જોતાં બકરીને લાગતો હશે કે કેમ તેની મને શંકા પડે છે.
તેમના શરીરનો ઘાટ જાડો અને ડીંગણો હતો. તેમની ફુંડ એવી
તો આગળ ધસેલી હતી કે કોઇ જાડા ઘીખાઉ મારવાડીની ફુંડ પણ
તેમની આગળ ઝાંખી પડી જાય. તેમનું નાક ચીબું અને લાલચોળ હતું.
ગોળમટોળ આંખો અને મોટી મોટી મૂછોને લીધે તેમનું મુખારવિંદ
લોહીતરસ્યા વાઘના જેવું દેખાતું.

તેમણે આવીને એક લાંબુ ભાષણ આપ્યું, તેનો ટુંક સાર આ
પ્રમાણે હતો:—

" તમે આ આસપાસની દિવાલો જુઓ છો કે ? એ આટલી
બધી નીચી કેમ છે તે જાણો છો ? તેનું કારણ એજ છે કે આ
સ્થળેથી નાસી જવું એ બિલકુલ અશક્ય છે. આ ટાપુઓની
આસપાસ એક હજાર માઇલ સુધી દરીઓ આવેલો છે. અહીંના

જંગલોમાં પણ જંગલી ભૂંડ અને બિલાડાં સિવાય બીજાં કોઇ પ્રાણી તમને મળી શકશે નહિ. પણ ઝેરરાવાળા જંગલીઓ—જે હિંસક પ્રાણીઓ કરતાં પણ વધારે ભયંકર છે તે મળશે ખરા. પણ તેઓ તો માણસ માત્રને જોતાંવાર જ તેને તીર મારી વીંધી નાંખવાનું ચૂકતા નથી. સમજ્યા ? ... હવે મારા તરફ જુઓ. મારૂં નામ ડી. બારી ( D. Barry ) છે. હું સીધાની સાથે બહુજ સીધો અને ઉદાર છું. પણ વાંકાની સાથે તો હું ચાર ગણો વાંકો છું. જો કદિ કોઇ મારી સામે થયો તો...તેનો પરમેશ્વર પાધરો હશે તોજ તે બચશે. પરંતુ એ યાદ રાખજો કે આ આન્દામાનની આસપાસ ત્રણ માઇલની હદમાં તો પરમેશ્વર પણ પ્રવેશ કરી શકતો નથી. પેલી લાલ પાઘડીઓ દેખાય છે ને ? તે લોકો વાર્ડર છે; અને આ કાળી પાઘડીવાળા ' પેટી ઓફીસર ' છે. હંમેશ એ લોકોના હુકમને તાબે થજો. જો એ લોકો તમને દુઃખ દે તો મને જણાવજો. હું તેમને શિક્ષા કરીશ... "

પછી અમારી બેડીઓ છોડવામાં આવી અને દરેકને એક લુંગી, એક ટુંકીબાંયનું ખમીસ અને એક ધોળી ટોપી પહેરવા માટે આપવામાં આવ્યાં. આ અમારા કાળાપાણીના નાટક માટેનો રંગભૂમિપરનો પોશાક હતો અને એકટરો તરીકે અમારે તે ગમે તેવો હોય છતાં સ્વીકારવોજ રહ્યો. અમારી આખી ટોળીમાં હું પાતળો, અને લાંબો સૂકલડી જેવો હતો, એટલે મારા શરીર પર તો આ નવીન પોશાક ખૂબજ દીપી ઉઠયો ! શરમાઇને હું ધરતીમાતાને મનમાંજ વિનંતિ કરવા લાગ્યો કે—" હે માતા ! એકવાર ત્રેતાયુગમાં જેમ કર્યું હતું તેમ આજે તારા શરીરમાં મને શમાવી દે. ભલે સીતાજીના જેવો પવિત્ર ન હોઉં, પણ મારૂં સ્વત્વ તો આ પોશાકથી તેટલુંજ આઘાત પામ્યું છે. "

## ૪૭

# અમને મળેલી લંગોટી

કમનસીબે ધરતીમાતાએ મારી વિનંતિ સાંભળી નહિ, અને તેણે ફાટીને મારગ આપ્યો નહિ, એટલે એજ અવસ્થામાં અમે સ્નાન કરવા ચાલ્યા. ત્યાં તો વળી શરમનો જે કાંઇ છાંટો અમારામાં બાકી રહ્યો હતો તેને પણ અમારે તિલાંજલિ આપી દેવી પડી. ન્હાતી વખતે પહેરવાને અમને લંગોટી આપવામાં આવી હતી તેમાં તો શરમ જેવી વસ્તુને રહેવાનો જરાયે અવકાશ ન હતો. એટલે જ્યારે અમે ન્હાવા માટે કપડાં ઉતાર્યાં ત્યારે કૌરવોની સભામાં નિરાધાર દ્રૌપદીની જે દશા થઇ હતી તેવી જ દશા અમારી થઈ.

છતાં દૈવને આધીન થયા સિવાય છૂટકો ન હતો, કારણ બીજો કાંઇ ઉપાય નહતો. નીચી મૂંડી રાખીને જેમતેમ અમે એ સ્નાનવિધિની પૂર્ણાહૂતિ કરી. ત્યાર પછીજ અમને સમજાયું કે આ સ્થાનમાં ભદ્રલોક ( Gentleman ) તો શું પણ મનુષ્ય જેવું પણ કોઇ પ્રાણી નથી. બધા કેદી જ છે! અમને દરેકને માટે એકેક લોઢાની થાળી અને વાડકી આપવામાં આવી. થાળી તો કાટથી એવી કાળી બનેલી તે સાફ થાયજ નહિં ! અને વાડકીઓ તેલની ચીકાસને લીધે એકબીજાની સાથે એવી ચોંટી ગયેલી કે કેમે કરી છૂટી પડેજ નહિ. જેમ તેમ—મહામહેનતે—અમે તે બંનેને સાફ કર્યાં અને ઘાસમાં હાથ લૂછીને જમવા બેઠા. એક પતરાંના ડબ્બા રૂપ કડછી વતી અમને દરેકને એક ડબ્બો ભાત, થોડીક અડદની દાળ અને બે રોટી ( મુસલમાની રોટલી ) પીરસવામાં આવ્યાં. આ પણ અમને અમૃત સમાન લાગ્યાં. ચાર દિવસ સુધી માત્ર ચણા અને છોલા ખાઇને રહ્યા પછી આ ખોરાક કેમ અમૃતસમ ન લાગે ?

ભોજનપર્વ પૂરૂં થયા પછી અમને પાંચમા નંબરના બ્લોકમાં લઇ ગયા. અને ત્રણ ત્રણ ચાર ચાર કોટડીનો ગાળો રાખીને દરેકને જુદી જુદી કોટડીમાં પૂર્યા. અમે સામાન્ય કેદીઓની સાથે કોઇ જાતનો સંબંધ ન રાખી શકીએ એટલા માટે પ્રથમથી જ છેક ઉપલા માળની કોટડીઓ ખાલી કરાવીને અમને ત્યાં પૂરવામાં આવ્યા હતા. સાધારણ રીતે તો પહેરેગીરોની જગા રોજનીરોજ બદલાયાં કરે છે; પણ અમારી બાબતમાં તો જે બાર પહેરાવાળાઓ અમારા પર ચોકી રાખવા ગોઠવાયલા હતા તે હંમેશને માટે એના એજ. તેમની જગા–બદલી કરવામાં આવતી નહિ. અમારા જળભરીઆ અને ઝાડુવાળાને પણ બહાર નીકળવાની મનાઇ કરવામાં આવી હતી. દારોગાઓ અને પેટી ઓફીસરો પણ અમારે માટે ખાસ ચૂંટી કહાડેલા હતા. તેમાં માત્ર એક બરમાઝ સિવાય બીજા બધા પઠાણો હતા. તેઓ અમને કોટડીમાંથી કાઢતા, અને પાછા પૂરતા. અમે પણ અંદર જઇ લાંબા ટાંટીઆ કરી આડા પડતા અને બીજું કાંઇ કામ કરવાનું ન હોવાથી નિરાંતે મકાનના થાંભલા, વળાઓ, અને નળીઆંની ગણત્રી કરવા મંડી પડતા.

પાંચમા નંબરના બ્લોકમાં દરેક માળે ૨૬–૨૬ કોટડીઓ છે, એટલે ત્રણ માળની બધું મળીને ૭૮ કોટડીઓ થઇ. આખી જેલમાં બધા બ્લોક મળીને નાચે પ્રમાણે કોટડીઓ હતીઃ–

| બ્લોક નંબર | દરેક માળે કોટડીની સંખ્યા | કુલ સંખ્યા |
|---|---|---|
| ૧ | ૩૫ | ૧૦૫ |
| ૨ | ૩૫ | ૧૦૫ |
| ૩ | ૫૨ | ૧૫૬ |
| ૪ | ૨૨ | ૬૬ |
| ૫ | ૨૬ | ૭૮ |
| ૬ | ૨૦ | ૬૦ |
| ૭ | ૪૦ | ૧૨૦ |

એ પ્રમાણે આખી જેલમાં કોટડીઓની કુલ સંખ્યા ૬૯૦ ની છે. અહીં કેદીઓને માટે બરાક-ખુલ્લી છાવણીઓ-નથી પણ માત્ર કોટડીઓ-Cells-જ છે અને તેથી જ એ જેલ સેલુલર (Celular) જેલને નામે ઓળખાય છે.

બપોરે એક કે બે વાગે જેલના સુપરીન્ટેન્ડેન્ટ મૂરે સાહેબ આવ્યા અને કોટડીના બંધ દરવાજાની સામેજ ઉભા રહીને એકવાર બધાનું ઉપલક દર્શન કરી ગયા. તેમણે દાઢી સાફ મૂંડાવેલી હતી. તેમનો બાંધો ઠીંગણો અને આંખો ભૂરી હતી. એકંદરે તે બહુજ ખંધા દેખાયા.

ગળામાં ઘંટા

થોડી વાર પહેલાં એક લુહાર અમારી કોટડીમાં આવ્યો હતો; અને અમને દરેકને ગળામાં એકેક ગાયઘંટડી પહેરાવી ગયો હતો. અહીં તેમજ બીજી બધી જેલોમાં આ તો એક સામાન્ય રિવાજ છે કે કેદીઓ જેલમાં આવે એટલે તેમનાં તેમની ફોઇએ પાડેલાં નામો કોણ જાણે કયાંય ઉડી જાય છે અને તેઓ નંબરથી ઓળખાવા લાગે છે. દરેકના ગળામાં ત્રણ ઈંચ લાંબી, બે ઈંચ પહોળી અને એક ઇંચ જાડી લાકડાની તકતી લટકાવવામાં આવે છે. તેના ઉપર તેનો નંબર, સજાની મુદત, સજા શરૂ થયાની તારીખ અને જે કાયદા-કલમને આધારે તેને સજા થઇ હોય તેનો નંબર લખવામાં આવે છે.

આ તકતીઓ ત્રણ પ્રકારની આવે છે. એક તો લંબચોરસ, બીજી ગોળાકાર, અને ત્રીજી ત્રિકોણાકાર હોય છે. ૩૦૨ સેકશનની સજાવાળા, એટલે ખૂનના કેદીઓને લંબચોરસ તકતી મળે છે. ધાડપાડુઓ અને રાજદ્વારી કેદીઓને ગોળાકાર મળે છે; અને જેઓ પોર્ટબ્લેયરમાંથી નાસી છૂટવાનો પ્રયત્ન કરે છે, અથવા

એક વાર નાસી છૂટીને પકડાય છે, તેમને ત્રિકોણાકાર તકતી મળે છે.

એ તકતીને લોઢાના તાર વડે ગળાની આસપાસ બાંધવામાં આવે છે. મદ્રાસની જેલમાં તો કેદીનો નંબર એક પતરાં પર કોતરીને તે પતરૂં બંડીની ઉપર ચાંદની પેઠે લટકાવવામાં આવે છે. પરંતુ અહીં પોર્ટબ્લેયરમાં તો આ ગાયઘંટડી લટકાવ્યા સિવાય છૂટકો જ નથી.

સાંજે ચાર વાગે અમને બહાર કાઢીને મેદાનમાં લઈ ગયા. ત્યાં અમે ન્હાયાધોયા; અને અમારી થાળીવાડકીને જમીન પર ગોઠવીને પાછા આવી કોટડીમાં પૂરાયા. પછી રસોઇઆઓ નીકળ્યા અને એમાં દાળ ભાત રોટી પીરસી ગયા. તેમના જવા પછી અમે નીકળ્યા અને ખાવા બેઠા. સામાન્ય કેદીઓ તો પોતાનું દિવસનું કામ પૂરૂં થાય એટલે ન્હાઇને પંક્તિબંધ જમવા બેસી જાય છે, અને તેમને પીરસવામાં આવે છે. પણ અમને એવી સ્વતંત્રતા ન હતી. કારણ આન્દામાનમાં બોમ્બકેસના કેદી તરીકે અમે પહેલાજ હતા. તેમ વળી ભારે અરાજકવાદી તરીકે પણ અમે પહેલે નંબરે હતા. એટલે સૌને વાઘવરૂ કરતાં પણ અમારો ભય વધારે લાગતો. તેથીજ અમારી બાબતમાં ખૂબ તાળાબંધી, કાળજી, સાવધાની અને કડકાઇ રાખવામાં આવતી હતી.

પણ અમે પોતે ભયથી કેવા ધ્રૂજતા હતા અને ગમે તે પ્રકારે અમારી જીંદગી બચાવવાને કેવા આતુર હતા તેનો કોઇને જરા ખ્યાલ ન હતો. આ વખતે તો અમારી અને જેલના અધિકારી વર્ગની સ્થિતિ ભારે રમૂજી થઇ પડી હતી. તેઓ અમારા તરફ ભયાકુળ દૃષ્ટિથી જોતા; અને અમે પણ [illegible]કુળનો [illegible]

નૈય કર્તવ્ય: એ સૂત્રને યાદ કરી આન્દામાનમાં રાજાના અંશધા-રીઓના પ્રત્યે તેવીજ દૃષ્ટિથી જોતા. અધિકારીઓ પોતાની ભયની લાગણી છૂપાવવાને હંમેશ ખૂબ પ્રયત્નશીલ રહેતા. બહારથી તેઓ ભારે બેપરવા હોય એવો દેખાવ કરતા. અમે પણ તેવીજ રીતે અમારૂં 'દેશભક્ત' તરીકેનું નામ સાર્થક કરવાના હેતુથી તેમની આગળ વખત-કવખતે, સ્થાન-અસ્થાનની દરકાર કર્યા વગર લાંબા ભાષણ આપવા મંડી પડતા, અને એમાંજ ખૂબ આનંદ માણતા. છેક જેલરથી માંડીને નાનામાં નાનો ચોકીદાર પણ અમને હાલતાં-ચાલતાં કાયદો બતાવે, ડોળા કાઢે, અને કેટલીકવાર પજવવા મંડે. પણ તે બધું પોતાનું માન સાચવવા માટેજ હતું. અમારા વિષે તેઓ એમ વિચાર કરતા કે–" આ લોકો લુચ્ચા અને બદમાશ છે. તેઓ રખેને કંઇ તોફાન કરી બેસે. " એવો તેમને અહોનિશ ભય લાગતો. અમે પણ કોઇ વખતે ક્રોધથી ડોળા ચઢાવી દેતા; તો કોઇ વખતે ગરીબ ગાય જેવા બની જતા; કારણ તેમ કર્યા સિવાય અમારી પાસે બીજો કોઇ માર્ગજ ન હતો. એટલે, કરડવાનું ત્યજવા સાથે ફુંફાડો મારવાનું પણ બંધ કર્યું હોત, તો અમે આજે જીવતા હોત કે નહિ તે પણ સંશયભરેલું છે.

## 'કાંજીદેવી' નાં પ્રથમ દર્શન

બીજે દિવસે પ્રાતઃકાળે અમને બહાર કાઢયા. અમે હાથમ્હોં ધોયાં કે તરત જીંદગીમાં પ્રથમવાર અમને કાંજી અથવા કાંજીદેવીનાં દર્શનનો લાભ મળ્યો. અહીં કાંજી એટલે પાણીમાં ચોખા ઉકાળીને બનાવેલો દૂધપાક સમજવો. અમને દરેકને એકેક ડબ્બૂ ભરીને આ દૂધપાક મળ્યો. ડબ્બૂ એટલે એક જાતનો ચમચો. નાળીએરની અડધી કાચલીમાં એક લાંબો હાથો બેસાડેલો હોય તેને અહીં ડબ્બૂ કહે છે.

અમને પીરસવામાં આવેલા દૂધપાક અથવા કાંજી—જે કહો તે—માં મીઠું સરખું ન હતું. એટલે તે ઘણુંજ બેસ્વાદ લાગ્યું. દરેક કેદીદીઠ રોજ એક ડ્રામ જેટલું મીઠું આપવામાં આવે છે. પણ એટલું તો દાળ અને શાકમાં પડી જાય છે, એટલે બીચારી કાંજી સમૂળગી મીઠા વગરની રહે છે ! ગમે તેવી પણ અમારે તો એ કાંજીબાઈને ગળા હેઠે ઉતાર્યા વિના છૂટકોજ ન હતો. અલીપુરની જેલમાં આવીજ એક વસ્તુને લાપ્શીને નામે અમે ઓળખતા હતા, પણ ત્યાંની લાપશીમાં કંઇક સ્વાદ તો ખરો જ, કારણ કે તેમાં કોઇક વાર ગોળ નાંખવામાં આવતો, તેમજ કોઇકવાર દાળ નાંખવામાં આવતી હતી.

## ડાકટરી તપાસ

સાત દિવસ સુધી અમને કવૉરન્ટાઇનમાં ગોંધી રાખવામાં આવ્યા. પછી ઇસ્પીતાલમાં અમારી ડાકટરી પરીક્ષા કરવાનો વખત આવ્યો. આ પરીક્ષા થવાથી દરેક કેદીનું ભવિષ્ય નક્કી થઇ જતું. મિ. મૂરે સાહેબ દરેકનું શરીર તપાસતા અને 'જેલ–હિસ્ટરી' નામના ચોપડામાં દરેક કેદીને માટે કામનો પ્રકાર—સારું શરીર હોય તેને સખત મહેનતનું કામ—અને નબળું હોય તેને હલકું કામ—લખી આપતા અને તેને આધારે પાછળથી જેલર મિ. બારી સાહેબ દરેક કેદીને તેના શરીરને અનુકૂળ કામની સોંપણુ કરતા.

## દોરડાં ગુંથવાનો પહેલો અનુભવ

અમારા શરીરની ડાકટરી પરીક્ષા થઇ ગયા પછી સાત દિવસે અમને બારી સાહેબ તરફથી કામ મળ્યું. એ વચગાળાના દિવસો દરમ્યાન અમે દોરડા ગુંથવાનું કામ કર્યું. કેદીઓની એક ટુકડી કાથાને પાણીમાં પલાળીને, કૂટીને તેના રેસા કાઢે છે અને બીજી ટુકડી,

જેને હલકું કામ મળે છે તે, રેસામાંથી દોરડાં બનાવે છે. દરેક કેદીએ આખા દિવસમાં ત્રણ રતલ દોરડું ગુંથવું પડે છે.

અમે અમારી આખી જીંદગીમાં કદિ દોરડાં ગુંથવાનું કે કાથો છુંદવાનું કામ કર્યું ન હતું. અરે, અમારી ચૌદ પેઢીમાં પણ કોઇએ એવું કામ નહિ કર્યું હોય એમ હું ખાત્રીપૂર્વક કહી શકું છું. છતાં અમે આ કામ કર્યું ખરું. પહેલે દિવસે અમને બધાનેજ દોરડાં ગુંથવાનું કામ મળ્યું. "રસ્સી બાંટો" એવા હુકમની સાથે એકેક કાથાનું બંડલ અમારી બંધ કોટડીમાં જાળીમાંથી નાંખવામાં આવ્યું. અમે પોતપોતાનું બંડલ છોડયું અને તેને જોઇને માથે હાથ દઇ દીધા. આનું તે દોરડું બનેજ કેમ ? એ શકયજ નથી ! અને બબડાટ કરવા લાગ્યા. એટલામાં પેલા ચાર પહેરેગીરો અમને દોરડાં ગુંથવાનો પાઠ શીખવવા માટે આવ્યા. તેમણે સૌથી પ્રથમ થોડા થોડા રેસા બે હથેલીની વચ્ચે લઇને તેને આમળા ચઢાવી દીવેટ બનાવતાં શીખવ્યું. દીવેટ બની એટલે એવી અનેક દીવેટો બનાવી ને પછી તેમાંથી એક એક લઇને જોડી જોડીને આમળા ચઢાવી ધીમે ધીમે દોરડું બનાવવા માંડયું. જેમ જેમ દોરડું બનતું જાય તેમ તેમ તેને એક બાજુ પર રાખી આગળ બીજી દીવેટો વળગાડીને તેને વિશેષ લાંબું કરતા ગયા. એ બધાનું વર્ણન અપાય છે સહેલાઇથી; પરંતુ તેટલું શીખતાં ઘણી મહેનત પડી હતી. અને આખરે પણ અમારાં દોરડાં કેવાં નમૂનેદાર—એક જગાએ જાડું, એક જગાએ પાતળું, એક જગાએ પીંછડાવાળું, એક જગાએ પોચું—એમ પુષ્કળ ખામીવાળાં બન્યાં હતાં. સરકાર બહાદુર તો દૂર રહી પણ અમે બનાવેલાં દોરડાં જોઇને અમનેજ હસવું આવતું હતું.

પરંતુ ધીમે ધીમે અમને માલમ પડયું કે થોડીક ટેવ પડવાથી ઘણીજ ઝડપથી દોરડું વણી શકાય છે. હાથ જાણે સંચાની પેઠે ચાલે છે અને સડસડાટ જેવું જોઇએ તેવું દોરડું વણી શકાય છે.

અભ્યાસથી જે કાર્ય સ્હેલું લાગે છે તેજ કાર્ય શરૂઆતમાં અભ્યાસના અભાવને લીધે ઘણુંજ કઠણ લાગે છે. તે દિવસે કોઇનું દોરડું દશ હાથ લાંબુ અને કોઇનું પાંચ હાથ લાંબુ થયું. માત્ર ઉપેન્દ્રબાબુએ દોઢ બે હાથ જેવડું દોરડાંનું ગુંચળું બનાવ્યું. તેમના કરતાં વિશેષ (!) તે દિવસે કોઇનું બન્યું ન હતું. ઉપેન્દ્રના જેવું કારીગરીનું કુદરતી જ્ઞાન ભાગ્યેજ કોઇને હોય છે. છતાં મારૂં દોરડું તેનાથીયે લાંબું (!) બન્યું હતું; તેથી ઉપેન્દ્રે કહ્યું:—" તું તારે ઘેર પણ છાનામાના દોરડાં ગુંથતો લાગે છે." હું ઘોષવંશનો વંશજ તે જાણે એક સામાન્ય દોરડાં ગુંથનાર ! ઉપેન્દ્રની ટીકા સાંભળીને મને મનમાં તો અતિશય ક્રોધ ચઢયો. પરંતુ શું કરૂં કે જેલમાં પડયો હતો, એટલે દાંત કચકચાવીને અંતરનો ગુસ્સો અંતરમાંજ ગળી ગયો.



૫

# મદ્રાસી અને બરમીઝ કેદીઓ



અમે દશ જણાઓ લગભગ ૭ મહિના સુધી પાંચમા નંબરના બ્લોકમાં એકત્ર રહ્યા. સાત દિવસ ક્વોરન્ટાઇનમાં ગોંધી રાખ્યા. પછી કેટલાક મદ્રાસી કેદીઓને અમારી સાથે લાવીને રાખવામાં આવ્યા હતા. તેમને ૭ માસની કોટડીબંધની સજા હતી. એટલે અમારી માફક તેઓ પણ અન્યત્ર ગતાગતિરહિત દશામાં દોરડાં વણવાનું કામ કરતા.

એ મદ્રાસી કેદીઓમાં નાગાપ્પા અને ચિનાપ્પા કરીને બે જણ હતા તેમની સાથે અમારે ઠીક માયા બંધાઈ હતી. નાગાપ્પા જાતે અને ધંધે હજામ હતો. ચિનાપ્પા એ બધા મદ્રાસીઓમાં સૌથી નાનો હતો અને તેનો સ્વભાવ પણ ઘણોજ ઉમદા હતો. અમને બધાને એ છોકરા ઉપર ખૂબ પ્રેમ હતો. આ બધા મદ્રાસીઓ અ-

અને દોરડાં વણવાના મહાભારત કાર્યમાં ભારે સહાયરૂપ હતા. છ મહિના પછી તેમને છૂટા કરવામાં આવ્યા તે વખતે ચિનાપ્પા સ્વતંત્ર ઉપાર્જનકારી થયો; તેણે સેલુલર જેલના દેશી ડાક્ટર સાહેબના હાથ નીચે નોકરી લીધી. નાગાપ્પા થોડાજ વખતમાં પરલોકવાસી થયો.

આ મદ્રાસી ટોળી જેલમાંથી મુક્ત થઇને વિદાય થઈ એટલે તરતજ એક બરમીઝ ટોળી અમારા બ્લોકમાં આવી. તેમના ઉપર ૧૨૧ મી કલમ પ્રમાણે રાજદ્રોહનો અપરાધ સાબીત થયો હતો. બ્રહ્મદેશી બ્રાહ્મણો ફુંગી કહેવાય છે. એ ફુંગીઓ વખતોવખત એક બનાવટી થીબો ( રાજા ) ઉભો કરે છે, અને લોકોને ઉશ્કેરીને પોલિસ થાણા પર ધાડ પડાવે છે. આ કેદીઓનો પણ તેવોજ અપરાધ હશે. તેમને અમારી પાસેનીજ કોટડીઓમાં લાવી ગોંધેલા હતા એટલે તેઓ અમારા ક્ષણેક્ષણના સહવાસી હતા. અમારી પેઠે તેમની પણ **नययौनस्थौ** જેવી સ્થિતિ હતી.

જીંદગીમાં પ્રથમ તેજ વખતે અમે આ ગોરીચામડીવાળા, દાઢીમૂછ વગરના અને કપાળમાં છૂંદણાવાળા બ્રહ્મદેશીઓનું દર્શન કર્યું. તેઓમાં એક બે જણા હિંદી જાણતા હતા. દોરડાં વણવામાં આ લોકો અમારા શિષ્ય હતા, અમે તેમના ગુરૂ હતા. તેઓમાંના ઘણાને કાથો કૂટવાનું કામ પણ કરવું પડતું. દોરડાં અને કાથા શાસ્ત્રમાં બિલકુલ ગમાર જેવા આ બ્રહ્મદેશીઓને જોઇને અમને ખૂબ આનંદ અને સંતોષ થયો. એ શાસ્ત્રની થોડી આવડત હોવા છતાં અમે તેમના ગુરૂ બનવામાં ઠીક ફાવ્યા. અને તેઓ પણ ભારે કૃતજ્ઞતાપૂર્વક અમે લીધેલા પરિશ્રમને ખાતર અમારા ભક્ત બની ગયા. પેલા મદ્રાસીઓના " આપ્પા સ્વામી, ઇંગેયા, રૂન્ડુ રૂન્ડુ પો " વગેરે અતિમધુર કડકાંતોડ શબ્દો અને ગિલિબિલિગિલિબિલિ ઉચ્ચારો સાંભળી

સાંભળીને અમારા કાન ટેવાઇ ગયા હતા. પણ હવે વળી આ બ્રહ્મદેશી- ઓની ગેંગેં ગુંગું વાળી અનુનાસિક ભાષા સાંભળીને તો અમે ચકિતજ થઇ ગયા. છતાં કેટલોક વખત પછી, ન ચાલે એવા કેટલાક શબ્દો અને ઉદ્ગારો શીખીને અમે બ્રહ્મી ભાષાના પણ ખાં બની ગયા !

આ પ્રમાણે બીજા છએક મહિના વીત્યા બાદ કેપ્ટન મૂરે સાહેબ બે વરસની રજા લઇને વિલાયત સીધાવ્યા. પાછળથી સાંભ- ળ્યું કે તે તો પોતાના ગૃહલક્ષ્મીશૂન્ય આવાસને માટે એકાદ લક્ષ્મી- જીની શોધ કરવા માટેજ ગયા હતા. તેમની હાજરીમાં અમને અ- નેક પ્રકારનું સુખ હતું. કાથો કૂટવા કરતાં વધારે અઘરૂં કામ બીજું ભાગ્યેજ હશે. છતાં જ્યારે મૂરેસાહેબ અમારી પાસે આવીને અમારી સાથે હસીને વાતો કરતા ત્યારે અમારૂં એ નિઃસ- હાય સ્વજનહીન જીવન પણ કંઇક સહ્ય બનતું. બારી સાહેબની સાથે સરખાવતાં તો મૂરેસાહેબ શિક્ષા કરવામાં બહુજ સંકોચવાળા હતા. તેઓ ઘણુંખરૂં તો માત્ર મ્હોંડેજ ધમકાવતા. છતાં મૂરેસાહેબના જવાથી જે કંઇ દુઃખ થયું—વધ્યું–તે પણ અમારા ભાગ્યનોજ દોષ હતો.

જેલર મહાશયનો એવો હુકમ હતો કે બોંબગોળાના કેદીઓને પરસ્પર વાત કરવા દેવી નહિ. તેટલા માટે અમને બધાને ઉઠતાં, બેસતાં, ખાતાં, પહેરતાં, એકેકથી અલગજ રાખવામાં આવતા ! પાંચમા નંબરની એકજ ચાલમાં દશ જણાને પાસે પાસે રાખી તેમની પાસે ફરજીઆત અબોલા પળાવવાનું કામ કેટલે અંશે ફળીભૂત થઇ શકે તેની કલ્પના વાંચકેજ કરી લેવી.

## પઠાણ ખોયદાદખાં

છતાં એ દુઃસાધ્ય કાર્ય કરવા એક પેટી ઓફીસર ઉમેદવાર તરીકે બહાર પડયો હતો. તેનું નામ પઠાણ ખોયદાદખાં. અમે દશે જણા

હિંદુ હતા. એટલે રખેને હિંદુ દારોગા અને ચોકીદારો અમારા પ્રત્યે સહાનુભૂતિ રાખે એવા ભયથી અમારા બધા પહેરેગીરો હિંદુસ્થાની મુસલમાન, પંજાબી મુસલમાન અને પઠાણો રાખવામાં આવ્યા હતા. પઠાણ એટલે સાધારણ રીતે મેવો વેચનારા કાબૂલી સમજાય છે, પણ અહીં પોર્ટબ્લેયરમાં તો એ લોકો યમરાજના દૂત તરીકે જ મનાય છે. કોઇને પકડી લાવવાનો હુકમ મળ્યો એટલે એ પઠાણો તેને દોરડાં બાંધીનેજ ઘસડી લાવવાના. પોતે તો આળસુના પીર અને હાડકાંના આખા હોય છે, છતાં બીજાની પાસે કામ લેવામાં તેઓ ઘણોજ ઉત્સાહ અને ઉત્તેજિત વૃત્તિ રાખે છે.

બધા પઠાણોમાં ખોયદાદ સર્વનો રાજા હતો. એને જોતાંવારજ માણસ માંદો પડી જાય. ઠીંગણો, મોટા મોટા વાળવાળો, ટુંક ગરદનીઓ, રંગે કાળો મેશ, મોટા મોટા થોભીઆ, લાંબા વાંકાચૂંકા દાંત, એકધારી લાંબી ભમર, ઉંચું ટીચકીઉં નાક, ફાટેલો મિજાસ અને હાથમાં દંડો! આટલા બધા સદ્‌ગુણો આપીને પણ વિધિ 'નિષ્કામ' થઈ બેઠી ન હતી. ખોયદાદને તેણે જબરો કાયદાબાજ બનાવ્યો હતો. એના રાજ્યમાં જરા પણ નિયમભંગ ચાલતો નહિ. હંમેશ અમારે બબ્બેની જોડી થઇને ચાલવું પડતું. ભોગજોગે સરતચૂક થવાથી આપણો પગ આપણા જોડીદાર કરતાં આઘોપાછો કે વહેલોમોડો પડયો કે તરતજ તીવ્ર દ્રષ્ટિવાળા ખાંસાહેબનો દંડો ઉછળ્યો સમજવો. તે વખતે એકદમ નમ્રતા ધારણ કરીને "હાંજી, જમાદારજી, કસૂર હો ગયા. માફ કીજીએ," એમ કહેતાં કે આપણા ક્ષણિક પરિચય સાથીની જોડમાં ભરાઇ ગયા વગર છૂટકો ન હતો. બીજા બધા બ્લોકોમાં માત્ર જેલર સાહેબ અથવા સુપરીન્ટેન્ડેન્ટ સાહેબ આવે ત્યારે તેમજ સાંજે કવાયત વખતે બબ્બેની જોડ બંધાઈ ઉભા રહેવું પડે છે. પરંતુ અમારા બ્લોકમાં ખોયદાદી અમલ દરમ્યાન તો હંમેશ જ અમારે બબ્બેનું જોડકું બની રહેવું પડતું.

માત્ર જોડકાં બની રહેવાથીજ કંઇ પ્રેમના તત્ત્વજ્ઞાનનો અંત આવતો નહિ. હારબંધ જોડકાં ઉભા રહ્યાં પછી "ખડે હો જાઓ" નો હુકમ મળતાં લૂગડાં કાઢીને લંગોટી ધારણ કરવી પડતી. "પાણી લેઓ" નો હુકમ મળતાં વાડકી વડે પાણી લઇને ઝપ ઝપ માથાપર રેડવું પડતું. એ પ્રમાણે સ્નાનપર્વ પૂરૂં થતું. શૌચપર્વ પણ તેવુંજ હતું. જોડકાં બંધાઇને એક હારમાં પાયખાના તરફ મ્હોં રાખીને બધાએ બેસવાનું; વારાફરતી જેમને હુકમ મળે તે આઠ દશ જણાએ પાયખાને જવાનું. જ્યાં સુધી હુકમ ન મળે ત્યાં સુધી દાબીને–સંયમશક્તિ કેળવતા–બેસી રહેવાનું હતું.

પણ સૌ કરતાં ખરાબ તો સાંજનું કવાયતપર્વ હતું. પ્રથમ તો જોડકાં થઇને બેસવાનું. દરેક બેબેકેદીના જોડાં વચ્ચે બહુ-દેશી અને મદ્રાસી કેદીઓનાં બે ત્રણ જોડકાં ગોઠવી દેવામાં આવતા અથવા અમારામાંથી ગમે તેનું જોડકું ગમે તે મદ્રાસી અથવા બર-મીઝ કેદીની સાથે બાંધતા. એ પ્રમાણે બંધાઇને બેડા પછી પણ અમે લજ્જારૂઢ નવોઢા સુંદરીની પેઠે અત્યંત ધીમા સ્વરથી ખાંસાહે-બની નજર ચૂકાવીને ચોરીછૂપીથી એક બીજા સાથે ગુસપુસ વાતો કરી લેતા. કેટલીક વાર કોઇ ઉપરી અધિકારી હાજર ન હોય ત્યારે ખાં-સાહેબ પણ આંખ–આડા–કાન કરી દેતા.

## બારી સાહેબનો કરપ

જ્યારે જ્યારે બારી સાહેબનો જેલની તપાસ માટે આવવાનો વખત થતો, ત્યારે ત્યારે આખી જેલમાં એક પ્રકારનો સળવળાટ ફેલાઇ રહેતો. કેદીઓ બધા ભય અને ત્રાસપૂર્ણ સ્થિતિમાં ડાહ્યાડમરા અને સુશીલ હોવાનો દેખાવ કરી પોતપોતાને સ્થાને ગોઠવાઇ જતા. વાર્ડરો અને પેટી ઓફીસરો પણ કાષ્ટનાં પૂતળાંની પેઠે ઉભા રહીને સાહેબને સલામી ભરવા માટે પોતાનો જમણો હાથ તૈયાર રાખતા. બારી

સાહેબ જેલ બંધ કરવા માટે આવીને એક વાર વચલા મિનારામાં ફરતા. જે વખતે જે બ્લોકની પાસે તેઓ આવે, તે બ્લોકમાંથી "સરકાર...ર" શબ્દનો ધ્વનિ ઉઠે અને બધા કેદીઓ સ્પ્રીંગના પૂતળાંની પેઠે તડાક કરતા ઉભા થઇ જાય; તેમજ ચોકીદારો અને પહેરેગીરો લશ્કરી ઠાઠથી સલામી ભરે! એ જર્મનીનો કૈસરી ઓ દેખાવ તો ખૂબ જોવા લાયક હતો. જો બધા કેદીઓ એક સાથે એકી વખતે ઉભા થયા તો તો ઠીક. "બૈઠ જાઓ" નો હુકમ મળે કે તરત તેમણે બેસી જવાનું. પરંતુ જો કદિ કોઇ એક કે બે કેદી બીજાના કરતાં જરાક મોડા ઉભા થયા તો આવીજ બન્યું! "સરકાર" અને "બૈઠ જાઓ," "સરકાર" અને "બૈઠ જાઓ," એ શબ્દોની પરમ્પરાજ શરૂ થાય અને દરેક વખતે ઉઠબેસ ઉઠબેસ કરતાં કરતાં અમારો દમ પણ નીકળી જાય! કુંભકર્ણ કે મહિષાસુરની ગર્જના મેં તો કદિ સાંભળીજ નથી. પરંતુ તે ગમે તેવી ભીષણ હોય તોયે ક્રોધાયમાન બારી સાહેબની ભયંકર ગર્જના આગળ તો તે કબૂતરાંના કૂજન સરખીજ થઇ પડે! એ બાબતમાં જો કોઇને સંદેહ હોય તો તેને હું એટલુંજ કહેવા માગું છું કે બીજી બધી ખટપટ છોડીને એકાદ રાજદ્વારી અપરાધ કરીને બારી સાહેબની તબીઅત સલામત છે ત્યાંસુધીમાં પોર્ટબ્લેયર જાઓ અને તેમનો ઘોર જીમૂતનાદ સાંભળી જૂઓ. પણ હવે તો તે સંભવિત નથી. બારી સાહેબની ગર્જનાના સંબંધમાં ગીતાજીના આ શ્લોક સિવાય બીજું તે હું શું કહું?—

आश्चर्यवत्कश्चिदेनं शृणोति
श्रुत्वाप्येनं वदेन चैव कश्चित् ॥

આ ઉપરથી કોઇએ એમ માની લેવું નહિ કે હું દૂષણબુદ્ધિથી બારી સાહેબની નિંદા કરી રહ્યો છું. આખા ભારતવર્ષના સૌથી

ભયંકર માણુસો, દુર્દાંત ખૂનીઓ, ધાડપાડુ, ઠગ, જુગારી, બદમાશ અને લંપટ માણુસોથી ભારતની સેંકડો જેલો ભરાયલી હોય છે. તેમાંથી પણ જેઓ શ્રેષ્ટ હોય છે તેઓ પોર્ટબ્લેયરમાં મહેમાન થઇ આવે છે. એવા એવા હીરાઓને કાપવા માટે બારી સાહેબ જેવો તેમનાથી પણ ચઢીઆતો હીરો જોઇએજ એમાં શું સંદેહ ? જેલના કેદીઓને જો હંમેશ હાલની કારાપદ્ધતિ પ્રમાણે ભય અને શિક્ષાના દોરથીજ દાબમાં રાખવાના હોય તો **विषस्य विषमौषम**– એ સૂત્ર પ્રમાણે બારી સાહેબ જેવા કાતિલ ઝેરની તો જરૂર પડશેજ. પરંતુ અમારા જેવા સીધા ગરીબ કેદીઓને માટે તો બારી સાહેબની દેખરેખ **लघु पापे गुरु दंड** જેવીજ થઇ પડે છે. ભલેને અમે બોમ્બ ફેંક્યો હોય. તેથી શું અમને સાક્ષાત્ કાળના મુખમાંજ ગબડાવી દેવાના ?

## ખોયદાદખાંની વફાદારી

તેમ છતાં બારી સાહેબને તો ચલાવી લઇએ; પરંતુ તેમના મુષ્ટિયોગ સાથે ખોયદાદખાંનો વજ્રયોગ ભળ્યો એટલે તો બીચારા કેદીના રામ રમી ગયા સમજવા. બપોર પછી જ્યારે તપાસ અથવા ઝાડો લેવાનો વખત થાય ત્યારે " ટન્ ટન્ ટન્, ટન્ ટન્ ટન્, ટન્ ટન્ ટન્ " એમ ત્રણવાર ઘંટ વાગે છે એટલે બીજા બધા બ્લોકમાં રહેતા કેદીઓ તત્ક્ષણ " ખડા હો જાઓ " ના હુકમે ઉભા થઇ પોતપોતાનાં કપડાં વગેરે ખુલ્લાં કરીને ' તપાસ ' આપે છે, અને ' લેઓ ' નો હુકમ મળતાં કપડાં ઉપાડી લઇને, પહેરીને, " બૈઠ જાઓ " ના હુકમે બેસી જાય છે. પરંતુ આ બાબતમાંયે ખોયદાદખાંની પદ્ધતિ તો એ પાણ ચઢીઆતીજ હતી. પહેલાં " ખડા હો જાઓ, " પછી " સીધા એક લાઇનસે ખડા હો જાઓ, " પછી " કપડે ઉતારો, " પછી " હાથમેં રખો, " પછી

" કદમ ઉઠાઓ, " પછી " રખ દેઓ " પહેલા હુકમે અમે ઉભા થતા, બીજા હુકમે અમે ખાંસાહેબના તરફ જોતા જોતા એક બીજાની જોડાજોડ હારમાં ઉભા રહેતા; ત્રીજા હુકમે બંડી અને ટોપી ઉતારતા; ચોથા હુકમે તેને એક હાથમાં પકડીને હાથ સામે લંબાવી રાખતા; પાંચમા હુકમે એક પગ ઉચો લઇ નૃત્યકુશળ નર્તકીની પેઠે ઉભા રહેતા; અને છઠ્ઠા હુકમે પગને આગળ ગોઠવી કપડાં જમીન પર મૂકી દેતાં. આ ક્રિયાઓમાં જો બધી ઠીક પાર ઉતરી તો પરમ સદ્ભાગ્ય ! અને ખાંસાહેબ પોતાના વાંકડીઆ દાંત દેખાડીને દાઢી પસવારતા પસવારતા " શાબાશ ! બહાદૂર ! " કહીને બડી ખુશી પ્રદર્શિત કરતા. અમે પણ તેઓ સાહેબની ' મહરબાની ' સંપાદન કરવાને જેને જેટલા દાંત હોય તેટલા બહાર કાઢી તેમના હાસ્યનો યોગ્ય ઉત્તર આપતા. પાછા સાડી છપ્પન અવળા હુકમો પ્રમાણે જમીન પર બેસીને ત્રીજી ઘંટડી થવાની વાટ જોતા. ઘંટ વાગે એટલે દરેક કેદી પોતપોતાની કોટડીમાં ચાલ્યો જાય, અને ત્યારે જ એક દિવસને માટે તો ખાંસાહેબના પંજામાંથી છૂટયા એવી હૈયે ટાઢક વળે.

અમે દોરડાં વણીએ તેથી પણ ખાંસાહેબના ચિત્તને શાંતિ થતી નહિ. હાથમાં ધરીને તે કહે–" યહ તો મોટા હૈ. શરમ લગતા નહિ ? " કાથો હાથમાં લઇને ગુસ્સાથી દાંત કચકચાવી કહે–" એઇ, બંગાળી, યહ કચરા હય. જાઓ ધોકે સૂખા દો. " ખાંસાહેબને સંતોષ પમાડવાને માટે અમે કોઇ ચીજ બાકી રાખતા નહિ.

ખોયદાદખાંને બારી સાહેબનો ખૂબ ભય હતો. તે તેને સાક્ષાત યમ-રાજ જેવા લાગતા. બારી સાહેબ જેલ તરફ આવવાને નીકળે એટલે જ ખાંસાહેબ હોઠ ફડફડાવવા અને 'બિસ્મિલ્લાહ' જપવા મંડી

જતા. કેદીઓમાં એમની એક ધર્મિષ્ટ મુસલમાન તરીકે સારી ખ્યાતિ હતી. અમે તેમની ધાર્મિક વૃત્તિના વખાણુ કરતા અને એક દહાડો અમે પણુ મુસલમાન થઈશું એવી અભિલાષા બતાવતા. એમના હૃદયની ઉદારતા અને માણુસો પર કાબૂ રાખવાની શક્તિની અમે ભારે તારીફ કરતા, અને ખાંસાહેબ તે સાંભળીને ભાન પણુ ભૂલી જતા. હું અને અવિનાશબાબુ Convalescent Gang–માંદાના મંડળ-માં હતા, એટલે અમને રોજ બાર ઔંસ જેટલું દૂધ મળતું. હું કોઇ કોઇ વાર મને મળતું દૂધ ખાંસાહેબને આપતો. તેઓ સાહેબ પહેલા જરા વિવેક કરતા; પણુ પછી તરત જ લઇને મોજથી ગટગટાવી જતા, અને દાઢી પસવારતા પસવારતા હસીને કહેતા:—" યા બિસ્મિલ્લાહ ! ખુદાને કયા અજબ ચીજ બનાયા હૈ!" મારે કબૂલ કરવું જોઇએ કે આ દૂધ તે એક જાતની લાંચ જ હતી; એ ઉંટખાઉ કાણુજી—દુર્વાસા—ના ક્રોધાગ્નિને શાંત પાડવા માટે એ અમારો અર્ઘ્ય હતો.

## બારી સાહેબ સાથે વાર્તાલાપ

બારી સાહેબ જેમ એક રીતે કડકભડક હતા તેમ બીજી રીતે અમારા પ્રત્યે માયાળુ પણુ હતા. રોજ સવારે જેલમાં રોન ફરતી વખતે અને સાંજે જેલ બંધ થવાની વખતે તેઓ મ્હોંમાં બ્રહ્મદેશી ચીરૂટ અને બગલમાં લાકડી ધારણુ કરીને ડોલતા ડોલતા અમારી પાસે આવતા અને દરેકની સાથે થોડીઘણી મીઠી વાતો કરી જતા. તેઓયે જાણુતા અને અમે પણુ જાણુતા હતા કે તેમની આ મહેરબાનીને લીધે જ અમારા ઉપર બીજા ચોકીદારો અને દારોગાઓની નેક નજર રહેતી હતી. સાહેબ અમારી સાથે અમારા સમોવડીઆની માફક હસીને–મશ્કરી કરીને–વાત કરી જાય એટલે તેઓ ધારતા કે અમે પણુ કોઇક મહાન ધુરંધર વ્યક્તિઓ છીએ. એવી છાપ પડેલી હોવાથી જ અમે બીજા સામાન્ય કેદીઓને મળતા

ગાલિમફાન તેમ જ પ્રહારોમાંથી બચી જતા હતા. સામાન્ય કેદીઓને તો જાણે જન્મસિદ્ધ હક્ક હોય તેમ એ વસ્તુઓની પ્રાપ્તિ થયાં જ કરતી હતી. તેમના ઉપર ગુજારવામાં આવતો જુલમ અને દંડપ્રહારો દૂરથી જોઇને જ અમે ધ્રૂજી જતા. જેલર સાહેબ અને 'સુપર્ટન્ટ' સાહેબની સાથે વાત કરતાં અમે પાણીની માફક ઇંગ્લીશ ફેંકયા રહેતા તે જોઇને આ અમારા છોટા સાહેબો અમારા પ્રત્યે માનભેર વર્તતા; એટલે તેમની લાઠીનો આસ્વાદ ચાખવાનું સૌભાગ્ય અમને જવલ્લે જ મળ્યું હશે.

બારી સાહેબની છોકરીનું નામ કેથેલીન હતું. તેમની સ્ત્રી બીચારી જન્મથી જ ખોડી હતી. તેનો એક પગ બીજા કરતાં ટુંકો હતો. સેલુલરના આ કબૂતરખાનામાં નવાં કબૂતરો આવે એટલે તે દેખાડવાને બારી સાહેબ પોતાની સ્ત્રી તથા પુત્રીને લઇને કોઇ કોઈ વાર આવતા; અને તે વખતે અમે ઉઘાડે પગે, જાંગીઉં, બંડી અને ટોપી પહેરીને અને ડોકમાં લાકડાની ગાય-ઘંટા ઝુલાવતા ઝુલાવતા એ મડમ સાહેબની સમક્ષ ઠીકઠાક બનીને હસતે મ્હોંડે ઉભા રહેતા. બારી સાહેબ પોતાના મનમાં વિચારતા હશે કે એથી અમારા ઉપર ભારે મહેરબાની થતી હતી ! પણ એમ મડમ સાહેબ સામે ઉભા રહેવામાં અમને કેટલી લજ્જા અને વેદના થતી હતી તે તો અમારૂં મન જ જાણે છે. અમે કાંઈ બોલતા ન હતા. સાહેબ ભલાઇ બતાવતા હતા તે ભલે બતાવતા. તેમને તેમ કરતાં અટકાવવાથી—**अरसिकेषु रसनिवेदनम्** કરવાથી-શું લાભ થવાનો હતો—

કિ યાતના વિષે
બુઝિરે સે કિસે,
કભૂ આશી વિષે
દંશેનિ યારે !

જ્યાં સુધી સાપ કરડ્યો ન હોય ત્યાં સુધી તેના વિષથી કેવી યાતના થાય છે તે કેવી રીતે સમજી શકાય?

## ગંદો મુનશી ગુલામ રસુલ

તે વખતે કેદીઓના કામકાજની નોંધ રાખનાર જે મુનશી હતો તેનું નામ ગુલામ રસુલ હતું. આ મોટા કબૂતરખાનામાં એ માણુસ પણ એક અજબ ચીજ હતો. રંગે કાળો, મંદુડીઓ, કદરૂપો અને દાથડો. પણ સાહેબનો એ સાચો, નિમકહલાલ કૂતરો હતો.

તે અમારા વખતમાં જેલ મુનશીનું કામ કરતો હતો. એને કોઇ પણ દિવસ ન્હાવાની જ બાધા હતી. એવું—ન્હાવા જેવું—ગંદું કામ કોણ કરે? એના શરીરમાંથી એટલી બધી દુર્ગંધ છૂટતી કે પાંચ મિનિટ પણ એની પાસે ઉભા રહેવું અસંભવિત હતું! ગુલામ રસુલ જ્યારે પહેલવહેલો આ જેલમાં આવ્યો, ત્યારે એની ન્હાવાની 'બાધ' જોઇને સાહેબે એક દિવસ હુકમ કર્યો, કે ત્રણ ચાર ઝાડુ-વાળા મળીને એને જબરદસ્તીથી ન્હવડાવો. સાહેબનો હુકમ થયો એટલે થઇ ચૂક્યું. એનું ઉલ્લંઘન થાય કેમ? બેચાર ઝાડુવાળા આવ્યા, અને ગુલામ રસુલને ઉંચકીને નાંખ્યો હવાડામાં! પછી તો નાળીએરનાં છોડાં વડે એનું ડીલ ચોળીને, ખૂબ રગડીને, એનો જીવ રૂંધાઇ જાય ત્યાં સુધી ન્હવડાવ્યો. તે દિવસથી જ્યારે જ્યારે ગુલામ રસુલને ચીઢવવો હોય, ત્યારે આ જબરદસ્તી સ્નાનની વાત ઠીક સાધન થઇ પડતી ગુલામ રસુલ દાંતીઆ કરવામાં અને ડોળા કાઢ-વામાં ખૂબ હુશીઆર હતો. એક દિવસ તેણે ઉપેન્દ્રને દોરડું બરાબર ન ગુંથાયા બાબતમાં ડોળા કાઢીને, દાંત કચકચાવીને જે ધમકી આપી હતી તે હજુ પણ તેનાથી ભૂલાઇ નથી.

એ ગુલામ રસુલે અનેક માણસોને શિક્ષા કરાવી છે. એને લીધે બેડી અને હાથકડી પામીને અનેક માણસ જડમૂળથી નાશ પામ્યાં છે, દુર્દશાને પામ્યાં છે, તેમજ અનેક લોક હજુ પણ આન્દામાનના ટાપુઓમાં ફર્યા કરે છે. તેઓ રાહ જૂએ છે કે ક્યારે ગુલામ રસુલ બરતરફ થઇને જેલની દિવાલોમાંથી બહાર નીકળે–ને ક્યારે તેના ઉપર અમે અમારૂં વેર વાળીએ! પણ બારી સાહેબનો આ પ્રિયતમ અનુચર બહુ પક્કો છે. ગમે તે થાય તો પણ તે જેલની બહાર આવે જ શાનો? તે શરૂઆતમાં વાર્ડર–દારોગા–નું કામ કરતો; પછી ધીમે ધીમે ચઢતાં ચઢતાં પેટી ઓફીસર, ટંડેલ, અને આખરે જમાદાર થયો છે. જમાદાર તરીકે તે હજુ પણ જેલની દિવાલોમાં પોતાનું રાજ્ય જમાવી બેઠો છે.

ખોયદાદ, ગુલામ રસુલ અને બારી સાહેબની ત્રિપુટીના હાથ નીચે–સાસુના હાથ નીચે ક્રોધાયમાન પતિદેવતાને હાથે ચૌદમા રત્નનો પ્રસાદ પામનાર કુળવધુની પેઠે–અમે અમારો સમય પરમ આનંદથી નિર્ગમન કરવા લાગ્યા. પાંચમા નંબરના બ્લોકમાં એ પ્રમાણે અમે લગભગ એક વરસ રહ્યા. દરમ્યાન એકવાર હેમદા, ઇંદુ વગેરે કેટલાકને પાંચમા બ્લોકના મેદાનમાંનું ઘાસ કાપવાનું કામ પણ કરવું પડેલું. મારા કેટલાક રંગીલા વાંચકોને અજાયબી લાગશે કે ખાનદાન કુળના સદ્‌ગૃહસ્થો શું ઘાસ કાપે? પણ આ ઉલટા વાતાવરણવાળા જેલખાનાના રાજ્યમાં તો ઘાસ કાપવાનું, ઝાડુ કાઢવાનું કે ભંગીનું કામ પરમ સૌભાગ્ય લેખાય છે; ઘાણી પીલવાના કામને બદલે ભંગીનું કામ મેળવવા માટે અરજી કરનારા ઘણા કાયસ્થ, ક્ષત્રિ અને બ્રાહ્મણોને અમે અમારી આ નજરે જોયા છે. જે લોકોને એ કામો મળતાં તેઓ–કંઇ નહિ તો–છૂટથી આમતેમ ફરી શકતા. વળી એ કામો હલકાં હોવાથી

તેને ઝટપટ પૂરાં કરીને બાકીનો વખત તેઓ મોજથી આરામ લઈ શકતા.

એ કારણથી અમારા જેવા બોમ્બકેદીના હાથમાં ઘાસ કાપવાનું દાતરડું આપવામાં મૂરે સાહેબે જરૂર અમારી ઉપર મહત્ કૃપા કરી હતી. મૂરે સાહેબનો હુકમ હતો કે જ્યારે તડકો કે વરસાદ ન હોય ત્યારે જ બધાએ મેદાનમાં ઘાસ કાપવું. એટલે જ્યારે તડકો કે વરસાદ ચાલૂ હોય ત્યારે તો મેદાનમાં બનાવેલા લાકડાના કારખાનાના ઓટલા ઉપર પગ પર પગ ચઢાવીને નિરાંતે આરામ લેવાનો. જ્યારે એકાદું વાદળું આવીને સૂર્યનારાયણને ઢાંકી દે ત્યારે જ અમારે દાતરડું ઝાલી ઘાસ કાપવાનું. વરસાદ પડતો હોય તે વખતે તો સંપૂર્ણ આરામ! અને આંદામાનની આબોહવા જ એવી છે કે વરસમાં મોટે ભાગે વરસાદ અને તડકો વારાફરતી આવ્યાં જ કરે છે.



૬*

# ઉપવિતહરણનો અત્યાચાર

અમે કાળાપાણીની જેલમાં પહોંચ્યા ન પહોંચ્યા એટલામાં જ અમારામાં જે જે બ્રાહ્મણો હતા તેમનાં ઉપવિત કાઢી લેવામાં આવ્યાં. હિંદુસ્થાનની જેલોમાં કદાચ આવો નિયમ નહિ હશે, પણ આન્દામાનમાં તો હંમેશ એ નિયમ પ્રમાણે જ વર્તવામાં આવે છે. જેલ તો જગન્નાથપુરી છે! અહીં વળી જાતિભેદ કેવો? અહીં તો મનુષ્ય મટીને પ્રેત દશા પ્રાપ્ત કરવાની! છતાં મુસલમાનોની દાઢી અને શિખ લોકોની શિખાને કોઇ છેડતું નથી. માત્ર ગરીબ ગાય જેવા બ્રાહ્મણોનાં જનોઇ ઉતારી લેવાને સૌ કોઇ તૈયાર રહે છે. એનું કારણ એટલું જ કે મુસલમાનો અને શિખો તો માથાના ફરેલ છે. બ્રાહ્મણ બીચારો શેનું! તે કોઇ પણ અપમાનને સહન કરે. ગમે તેમ હોય, અમે તો એ તેજોહીન બ્રહ્મણ્યના નિર્જીવ

* આ અને તે પછીના સાતમા, આઠમા, અને અગીઆરમા પ્રકરણ ઉપેન્દ્રબાબુના શબ્દોમાં લખાયલાં છે.

ચિન્હરૂપ ઉપવિતનો ત્યાગ કરીને બાકીના ટોળામાં ભળી ગયા. આશ્ચર્યની વાત તો એ હતી કે અમારામાંથી કોઇ પણ બ્રાહ્મણે તેમ કરવામાં વાંધો દર્શાવ્યો નહિ. કહેવત છે કે 'નીચી ઓરડીને સૌ કોઇ ઝૂડે.' જગતમાં જે માણસ સામો થયા વગર ચુપચૂપ માર ખાઇ બેસી રહે તેને મારવાને સૌ કોઇના હાથ ચળવળે.

## પંડિત રામરક્ષાનો સત્યાગ્રહ

પરંતુ ઘણા સમય પછી રામરક્ષા નામનો એક પંજાબી બ્રાહ્મણ આવ્યો તેણે આ બાબતમાં વાંધો ઉઠાવ્યો. તેણે જેલર સાહેબને જણાવ્યું, કે "શરીર પર ઉપવિત ન ધર્યું હોય ત્યારે કોઇ પણ વસ્તુ ખાવાપીવાની ધર્મમાં મનાઈ છે. એટલે જો મારૂં ઉપવિત કાઢી લેવામાં આવશે તો હું જેલમાં કાંઇ પણ ખાનાર નથી."

એણે ચીન, જાપાન, સીઆમ વગેરે અનેક દેશમાં મુસાફરી કરેલી હતી, અને જાતિભેદ પાળવા બાબતમાં એ કાંઇ એટલો બધો આગ્રહી દેખાતો પણ ન હતો; છતાં અહીં તો એક સિદ્ધાંતને ખાતર ઉપવિત–હરણની સામે તેણે વાંધો ઉઠાવ્યો.

પણ નબળાપોચાની વાત પર ધ્યાન કોણ આપે? તેનું ઉપવિત કાઢી લેવામાં જ આવ્યું. તેણે પણ ખાવાપીવાનું છોડી દીધું. ચાર દિવસ સુધી નિર્જળ નકટ અપવાસ થયા, પણ તેણે પોતાની હઠ છોડી નહિ. ત્યારે એક રબરની નળી, સ્ટમક–પંપ વડે જોરજુલમથી તેના પેટમાં દૂધ રેડવા લાગ્યા. એ પ્રમાણે લગભગ એક મહિના સુધી ચાલ્યું.

એ જ વખતમાં આખી જેલમાં ભારે હડતાળ પડવાની તૈયારી થઇ રહી હતી. રામરક્ષાબાબુએ એ હિલચાલનું નેતૃત્વ સ્વીકાર્યું

લીધું અને સત્તાધિકારીઓની સામે અમે ખૂબ જોશથી લડવા લાગ્યા. બ્રહ્મદેશની જેલમાંથી તેને આન્દામાન લાવવામાં આવ્યો તે પહેલાં-થી જ તેનું શરીર નાના પ્રકારની કઠોરતા—અગવડો સહન કરી કરીને દોદરૂં થઇ ગયું હતું; તે છતાં આ લડતમાં તેણે ભારે શ્રમ ઉઠાવ્યો ! આથી તેને ક્ષયનો રોગ લાગૂ પડયો. તેને ક્ષય રોગીના ચિકિ-ત્સાલયમાં લઇ જવામાં આવ્યો. ત્યાં થોડા જ સમયમાં તે બધીયે કારાયંત્રણા અને ભવયંત્રણામાંથી મુક્ત થઇને સ્વર્ગને પંથે ચાલ્યો ગયો !

## અમારી અધોગતિ

અહાહા ! એ બનાવ અમે નજરોનજર જોયો, અને છતાં અમને મરીને જીવવાની હિંમત ન થઇ—મન ન થયું ! મરવાનું મન ન થયું તે ભલે, પણ, શરમ છે અમને, કે જેલખાનાનો ખોરાક ખાઇને પણ જીવતા રહેવાનોજ અમે જાણે નિશ્ચય કરી દીધો ! અને અમને જે ખોરાક મળતો હતો એ ખોરાક પર જીવતા રહેવાનો નિશ્ચય કરવો એ કાંઇ થોડી બહાદુરીની વાત છે ? રંગૂની ચોખાનો ભાત અને મોટી મોટી રોટી ! તે તો જાણે ઠીક, પણ ડીચકાં અને પાતરાં સાથે કચ્ચૂના મૂળા અને બટાટા, છાલ સાથેજ કાચાં કેળાં અને કંદનું શાક, નાની નાની કાંકરી અને ઉંદરડાની લીંડીઓ—એ બધું ભેગું રંધાઇને જે પરમ સ્વાદિષ્ટ ભોજન—વાની તૈયાર થાય, તે આજ કાલના મોંઘવારીના વખતમાં બંગાળાના કોઇ શ્રીમંતના છોકરાને પણ મળતી હશે કે કેમ તેની શંકા છે. સ્ટીમરની મુસાફરીના ચાર દિવસ અમે ચણા અને ચીવડો ચાવીને રહ્યા હતા; એટલે ઉદરની જ્વાળા તરફ જોતાં આ અદ્‌ભુત ભોજન પણ અમને અમૃત સમાન પ્રેમથી વધાવી લેવા જેવું લાગતું અને અમે પણ હસતે મોઢે તેને પેટમાં પધરાવી જતા હતા.

જેલમાં ગોધતાં પહેલાંજ જેલર સાહેબે અમને જણાવી દીધું હતું, કે "તમને પરસ્પર વાત કરવાની તેમજ ભેગા બેસવાની મનાઇ છે. નિયમનો ભંગ કરશો તો સજા ભોગવ્યા વગર છૂટકો નથી."

## કાથાકૂટણ પર્વ (!)

પછી કામ કરવાનો વખત આવ્યો. કાળાપાણીના ટાપુઓમાં નાળીએરની ઉપજ ખૂબ છે, અને તે બધી સરકારને હસ્તક છે. એટલે ત્યાં મુખ્ય કામકાજ નાળીએરને લગતુંજ છે. નાળીએરનાં છોડાંને પીસીને તેના રેસા કાઢવા, અને તે નીકળે એટલે તેનાં દોરડાં વણવાં; સુકાયલાં નાળીએરનાં કોપરાં અને રાઇને ઘાણીમાં પીલીને તેલ કાઢવું; તેમજ નાળીએરની કાચલીમાંથી હુક્કાની લોટીઓ બનાવવી—એવું એવું કામ જેલમાં મુખ્યત્વે કરાવાય છે. એ ઉપરાંત ત્યાં નેતરનું કારખાનું પણ છે તેમાં નાની ઉમ્મરના છોકરાઓ કામ કરે છે.

સૌથી અઘરૂં કામ ઘાણી પીલવાનું અને કાથો કૂટવાનું છે. અમારામાં બારીન્દ્ર અને અવિનાશ એ બે જણા શરીરે દુર્બળ હોવાથી તેમને દોરડાં વણવાનું કામ સોંપવામાં આવ્યું હતું. બીજા બધાના નસીબમાં નાળીએરનાં છોડાં પીસવાનું આવ્યું. સવારના પહોરમાં વહેલા ઉઠીને, શૌચકર્મ વિગેરેથી પરવાર્યાપછી થોડીવારે "કાંજી" નો પ્રસાદ લઇને, લંગોટી વાળી અમે છોડાં પીસવાં બેસી જતા હતા. દરેકને વીશ નાળીએરનાં સુકાં છોડાં આપવામાં આવે છે. તેને કેવી રીતે પીસવા તેનું વર્ણન ફરી એકવાર આપું છું. એક લાકડાના ટુકડાની ઉપર એક એક છોડાને ગોઠવીને એક લાકડાના ઘોકાવડે તેના ઉપર ઘા કરવાથી થોડીવારે તે નરમ થાય છે. તે નરમ થયું કે તેનો ઉપરનો ભાગ ઉખેડીને ફેંકી દેવો. પછી બાકીનાને પાણીમાં ભીંજવીને ફરીથી ઘોકાવડે કૂટવા માંડવું.

કૂટતાં કૂટતાં અંદરનો બધો ગર્ભ નીકળી જાય ને માત્ર રેસાજ બાકી રહે એ રેસાને તડકે સૂકવીને સાફ કરવાના હોય છે. દરેક કેદીએ એવા રેસાનો એક શેર ( બંગાળી ) વજન જેટલો ગુચ્છો બનાવી આપવાનો હોય છે.

## જેલ કે અપશબ્દોનું કારખાનું ?

પહેલે દિવસે તો આ કાથાકૂટણ પર્વને સમજતાંજ અમારો ઘણો વખત નીકળી ગયો. પછી પીસવા માંડયું. થોડી વારમાં તો અમારા હાથમાં આંટણુ અને ઉઝરડા પડેલા દેખાયા. આખો દિવસ ખૂબ માથાઝીક કરવા છતાં અંતે જોયું તો મેં અડધો પાશેર જેટલા રેસા કાઢેલા હતા. ત્રણ વાગે બધાએ કરેલું કામ નોંધવાનો વખત થતાં, હું યજ્ઞના બકરાની પેઠે ધ્રૂજતો ધ્રૂજતો, મારૂં કામ નોંધાવવા જેવો હાજર થયો કે મુનશીજીએ મારા તરફ જોઇ એવા તો દાંત કચકચાવ્યા કે હું તો ઠંડોગાર બની ગયો. મૂંગે મ્હોંડે ગાળાગાળી સહન કરી લેવાનો મને જરાયે અભ્યાસ ન હતો. આજથી આ વિદેશમાં—શત્રુપુરીમાં—આવો કઠોર પરિશ્રમ અને ભયંકર ગાળાગાળી વેઠતાં વેઠતાંજ ઘણો વખત વીતાડવાનો છે એમ વિચાર આવતાંજ મારૂં આખું અંગ થરથરી ઉઠયું. ગાળાગાળી—તે પણ કેવી ઉદારતા ભરેલી ? શરત્બાબુના એક પુસ્તકમાં વાંચ્યું હતું કે અપશબ્દો બોલવામાં હિંદુસ્થાનના લોકના જેટલી લાંબી જીભ બીજી કોઇ જાતિની નથી. તમને મારી સવિનય પ્રાર્થના છે કે એકવાર પોર્ટ-બ્લેયર જઇને ત્યાંની ભાષાનું તત્ત્વાનુશીલન તો કરી જૂઓ. હિંદુસ્થાનીની સાથે પંજાબી, પઠાણ, અને બલુચીઓ મળીને ત્યાં આગળ જે અમૃતનો ઝરો વહેવરાવે છે તેનો સ્વાદ તો એકવાર જેણે ચાખ્યો છે તેજ જાણી શકે. સાત સાત જન્મ સુધી એ ભાષાનો અભ્યાસ કરે તોયે આપણી ભાષાના પંડિતો અને વાગ્મિભૂષણો

એ ભાષા શીખવાને શક્તિમાન થાય કે નહિ તેની મને શંકા છે. બીભત્સતામાંયે આટલી બધી વિવિધતા હોઈ શકે છે એમ મને જરાયે ખ્યાલ ન હતો.

## પ્રહારકુશળ પ્રહરીઓ

છોડાં કૂટીને, તેમજ કચૂનાં પાતરાંનું શાક અને ગાળાગાળી ખાઇને પાંચમા નંબરના બ્લોકમાં અમે અમારૂં દૈનિક પાપ ધોવા લાગ્યા. પરંતુ અમારા જેલના ઉપદેવતાઓની કઠોરતાને લીધે અમને જીવન પણ મિથ્યા લાગવા માંડયું. ભારતવર્ષની જેલોમાં જેમ મેઇટ (mate) અને કાળી પાઘડી હોય છે તેમ કાળા-પાણીની જેલમાં દારોગાઓ, પેટી ઓફીસરો, ટંડેલ અને જમાદારો છે. જેલમાં છ-સાત વર્ષ સારી વર્તણુકથી ગાળ્યા પછી કેદીઓજ આ પદવી ધરાવતા થાય છે. આન્દામાનમાં તો બધો કારભાર અને બધી સત્તા તેમનાજ હાથમાં છે. જેલર સાહેબના અંગરક્ષક તરીકે પણ તેઓજ છે. મારી બાલ્યાવસ્થામાં મેં એક રસિક બંગાળી વ્યાખ્યાનકારને મ્હોંડે સાંભળ્યું હતું કે સડાસડ સોટીઓ મારે તે જ માસ્તર. તેવીજ રીતે અમને પણ એમજ લાગવા માંડયું કે ગમે તેમ પણ 'પ્રહાર' અને 'પ્રહરી' ( પહેરેગીર ) શબ્દની વચ્ચે કંઈક ગાઢ સંબંધ હોવો જોઇએ. ગાળાગાળી અને મારપીટ કરવામાં તે બધાજ પહેલે નંબરે હોવા જોઇએ. "રામલાલ લાઇનમાં વાંકો બેઠો છે, લગાવ એના વાંસામાં બે ગુબ્બા...મુસ્તફા અવાજ દેતાંની સાથે ઉભો થતો નથી. ખેંચો એની દાઢી...વકાઉલ્લાએ જાજરૂમાંથી નીક-ળતાં વાર લગાડી, ત્રણ ડંડા લગાવી એની ગરદન હલકી કરો." એવી એવી અનેક સદ્‌યુક્તિના પ્રયોગોવડે તેઓ જેલખાનાની વ્યવસ્થા સાચવી રહ્યા છે.

ઘણીવાર કેદીઓ ગળામાં અમુક જગ્યાએ પૈસા છૂપાવી રાખે છે. ગમે તેવી રીતે જોરજુલમ કરીને પણ તેમની પાસેથી એ પૈસા પડાવી લેવા તરફ પહેરેગીરોનું ધ્યાન હંમેશ લાગેલું રહે છે. અમારી પાસે તો પૈસા બિલકુલ હતાજ નહિ. અમારે કયાં જવું ? બારીન્દ્ર શરીરે માંદલા જેવો હોવાથી તેને માટે હૉસ્પિતાલમાંથી રોજ બાર ઔંસ જેટલું દૂધ આવતું. અમારા પેટી ઓફીસર ખોયદાદખાંના મુખકમળમાં અમે એ દૂધ રેડી દેતા, એટલે બધી જાતના અત્યાચારમાંથી અમારો બચાવ થતો. ખોયદાદ એક પ્રચંડ શરીરનો નમાજી મુલ્લાં હતો. તેના નામનો અર્થ—ખોદાકા બંદા, એવો હશે. દૂધ ગટગટાવી ગયા પછી તે બોલતો—" યા બિસ્મિલ્લાહ ! ખોદાને કયા અજબ ચીજ પયદા કી હૈ ! "

વિપદની વાત તો એ હતી કે આટલા બધા જુલમ અને અત્યાચાર ત્યાં થતા હતા છતાં તેનો કોઇ પ્રતિકાર ન હતો. પહેરાવાળાઓની વિરૂદ્ધ સાક્ષી આપીને પોતાના પગમાં કુહાડો મારવાનું સાહસ કોણ કરે ? કદાચ કરે તો પણ જો આખરે મુકર્દમો સાબીત થાય નહિ તો ખોટો દાવો ઉભો કરવા માટે ઉલટી પોતાનેજ શિક્ષા થવાનો સંભવ વધારે હતો. જ્યાં રક્ષક પોતેજ ભક્ષક બને ત્યાં પ્રાણ બચવાની શી આશા ?

## નવા 'સુપર્ટન' સાહેબનું આગમન અને ઘાણીનું કામકાજ

એ પ્રમાણે અમે બીજા છ સાત મહિના પસાર કર્યા. એટલામાં નાસિક, ખુલના અને અલાહાબાદથી દશબાર રાજદ્વારી કેદીઓ આવી પહોંચ્યા. તેમની સાથે અમારી કુલ સંખ્યા ૨૦—૨૨ ની થઇ.

એજ અરસામાં અમારા ભાગ્યગગનમાં એક નવીન જેલ સુપરીન્ટેન્ડેન્ટ રૂપી ધૂમકેતુનો ઉદય થયો, તેથી તો અમારા પૂરા ભોગ લાગ્યા. તેના આવ્યા પછી થોડા દિવસમાંજ અમારામાંના કેટલાકને માટે ઘાણી પીલવાનું કામ કરવાની વ્યવસ્થા થઇ. ઉલ્લાસકર બાબુને રાઇ પીલવાની ઘાણીમાં જોડયા હતા. તે ઘાણી ઘણે ભાગે આપણે ત્યાંના ઘાંચીની ઘાણીને મળતી આવતી હતી. પણ હેમચંદ્ર, સુધીર, ઇંદુભૂષણ વગેરેને જે ઘાણી મળી હતી તે તો હાથે ફેરવવાની હતી.

દરેક માણુસે રોજ ૧૦ શેર રાઇનું તેલ અથવા ૩૦ શેર કોપરેલ કાઢી આપવાનું હતું. મોટા મોટા પહેલવાનો પણ આ ઘાણી ફેરવવાના કામમાં તો છકકડ ખાઇ જતા, તો અમને એ કામ મળવાથી અમારી કેવી દશા થઇ હશે તેની કલ્પના વાંચકેજ કરી લેવી. જેલના જે ભાગમાં તેલ કાઢવાનું કામ ચાલે છે, તે વિભાગનો કારભાર બે પઠાણ પેટી ઓફીસરના હાથમાં હતો. અમે ત્યાં ગયા–દાખલ થયા–કે તરતજ એ બેમાંનો એક પઠાણ અમારી પાસે આવી અમારા નાકની ઉપર મુકકી રાખીને મોટેથી ગર્જના કરી કહેવા લાગ્યો—"દેખો, બાબુ ! કામ બરાબર ન હુ આ તો ઇસસે તુમ્હારા નાક ચીબા કર દૂંગા."

પરંતુ અમારા ગરીબ બીચારા નાકના ભવિષ્ય વિષે–તેની ભાવિ દુર્દશા વિષે–વિચાર કરતા બેસીને કાળક્ષેપ કરવાથી અમને કંઇ લાભ ન હતો. ઝટપટ એક બાંધ પર સવામણ ( ૫૦ રતલ) નાળીએરની વાટીઓ અને બીજા હાથમાં બાલદી લઇને ઘાણી પાસે જઇ અમારે કામ શરૂ કરી દેવાનું હતું. અરે, એ કંઇ કામ નહોતું; એ તો ખરેખરૂં મલ્લયુદ્ધ જ હતું. આઠ દશ મિનિટમાં તો એવો દમ ચઢી જતો કે જીભ પણ સુકાઇ જતી. એક કલાકમાં તો

હાથપગ અને બધાં અવયવો થાકીને જૂઠાં પડી જતાં. મનમાં ગુસ્સો તો એવો ચઢે કે નવા " સુપરીન ટનડન" સાહેબના બાપનું શ્રાદ્ધ કરી નાંખીએ, પણ તેથી શું વળે? એક વાર વિચાર આવ્યો કે મોટેથી ભેંકડો તાણીને જરા રડીએ તો આ હૃદયજ્વાળા શાંત થશે. શરમના માર્યા તેવું પણ કરી શકયા નહિ.

દશ વાગે જ્યારે અમે ભોજન કરવા માટે નીચે ઉતર્યા ત્યારે જોયું તો મારા હાથમાં ફોલ્લા પડયા હતા, આંખમાંથી રાઇના ઝણુ-ઝણાટને લીધે આંસુ પડતા હતા, કાનમાં ચાલૂ ઘાણીના અવાજનો પડઘો પડયાં કરતો હતો, અને જાણે આખી દુનિયા મારી આસ-પણ પાસ ચકરચકર ફરતી હોય તેમ મગજ ઘૂમતું હતું.

## હેમદાનું મનોબળ

એક ખૂણામાં વૃદ્ધ હેમચંદ્રબાબુને ગુપચૂપ બેસી રહેલા મેં જોયા. પાસે જઇને પૂછયું—" કેમ, દાદા, શું વિચાર કરો છો ? "

દાદાએ પોતાના હાથ બતાવી કહ્યું:—**दारुभूतो मुरारि** !

પરંતુ બંને હાથ જૂઠા પડીને લાકડા જેવા થઇ જાય કે પાષાણ જેવા થઇ જાય તો પણ હેમચંદ્રબાબુનું મનોબળ એક તિલ માત્ર પણ ઓછું થાય એમ નહતું. હસતે મુખે દુઃખ—સંકટ સહેવામાં, ને તીવ્ર યંત્રણા હોય ત્યારે પણ અવિચલિત મનોવૃત્તિથી ભાવિ કર્તવ્ય સ્થિર કરવામાં, તેમના જેવી ઠરેલ વ્યકિત બીજી કોઇ ભાગ્યેજ હશે. તેમને હિંમત હારેલા કદિ પણ કોઇએ જોયા નથી. જ્યારે જ્યારે અમારામાંના બીજા કોઇ આ દુઃખોથી કંટાળીને ગમે તેવું અવિચારી પગલું લઇ બેસવાનો વિચાર કરતા ત્યારે ત્યારે હેમચંદ્ર-બાબુજ પોતાનું મનોબળ તેમનામાં પ્રેરીને તેમનો જુસ્સો શાંત પાડતા.

અમારામાંથી બે ત્રણ જણ સિવાય બીજા બધાને માટે રોજ ૩૦ રતલ કોપરેલ કાઢવું અશકયજ હતું. તેથી ઘણીવાર બીજા કેદીઓ છાની રીતે અમને અમારા કામમાં મદદ આપતા.

એ પ્રમાણે દિવસના ભાગમાં ઘાણી ફેરવીને અને રાત્રે થાકીને અધમૂઆ થઇ પડીને અમે એક મહિનો વીતાડયો.

## શ્રી નંદગોપાળનો બળવો

એક મહિના પછી પહેલી ટોળીની બદલી થઇ અને બીજી ટોળી ઘાણી ફેરવાના કામપર લાગી. અવિનાશબાબુનું શરીર અત્યંત દુર્બળ હતું અને તેને Tuberculosis (ક્ષય) થવાનો સંભવ હતો; એટલે પહેલાંના સુપરીન્ટેન્ડેન્ટ સાહેબે તેને કઠણ કામના બોજામાંથી મુક્તિ આપી હતી. પરંતુ આ નવા સાહેબે ( એનું નામ મેજર બર્ક હતું) તેમને જોયા તપાસ્યા વગર જ ઘાણી ફેરવવાને મોકલ્યા. અલાહાબાદના " સ્વરાજ " પત્રના સંપાદક શ્રીમાન નંદગોપાળજીને પણ તેમની સાથે ઘાણી પર મોકલ્યા હતા.

નંદગોપાળજી પંજાબના ક્ષત્રિય હતા. તેમનો બાંધો મજબૂત અને સુઘટ હતો. ૧૨૧ મી (ક) કલમની રૂએ અપરાધી સાબીત થઇને તે ૧૦ વર્ષની કાળાપાણીની સજાએ આવ્યા હતા

નંદગોપાળજી ઘાણીપર ગયા એટલે ત્યાં તેણે એક નવુંજ તુત જગવ્યું. તેમણે પહેલેથીજ જણાવી દીધું કે " આટલી ઝડપથી ઘાણી ફેરવવાનું મને પરવડશે નહિ, " અને જેમ બને તેમ ધીમે ધીમે ઘાણી ફેરવવા લાગ્યા. પરિણામ એ આવ્યું કે દશ વાગ્યાં ત્યાં સુધીમાં જોઇએ તેના કરતાં એક તૃતીયાંશ જેટલું પણ કોપરેલ નીકળ્યું નહિ.

દશ વાગે બીજા કેદીઓ નીચે આવીને પાંચસાત મિનિટમાં જ ભોજનવિધિ સમાપ્ત કરીને પાછા કામ કરવા લાગી જાય છે. દશથી બાર વાગતા

સુધીનો વખત જેલના નિયમ પ્રમાણે આહાર અને વિશ્રામ માટે અપાય છે, છતાં સાંજ સુધીમાં કામ પૂરૂં ન થઇ શકશે એવા ભયથી કેદીઓ એ વખત દરમ્યાન પણ આરામ લેવા થોભતા નથી. એકવાર કામ પૂરૂં થાય પછી સૌ નિરાંતે આરામ લેવાશે એવી તેમની વૃત્તિ હોય છે.

પરંતુ નંદગોપાળજીને તેવો કાંઇ ભય નહતો. પેટી ઓપીસરે તેમની પાસે આવીને ઝટપટ જમી લેવાનો તકાદો કરવા માંડયો. નંદગોપાળજીએ હસતે મ્હોડે તેને તંદુરસ્તીના નિયમો સમજાવીને કહ્યું:—" ઉતાવળે ખાવાથી હોજરીને ખૂબ નુકસાન પહોંચે છે, અને જ્યારે ૧૦ વરસ સુધી મારે સરકાર બહાદૂરના મહેમાન થઇને રહેવાનું જ છે ત્યારે કોઇ પણ રીતે મારૂં સ્વાસ્થ્યભંગ કરીને સરકાર બહાદૂરને બદનામી પહોંચાડવી એ મને લાજમ નથી. "

આનો રીપોર્ટ જેલર સાહેબની પાસે પહોંચ્યો. તેમણે આવીને જોયું, તો નંદગોપાળજી ધીમે ધીમે એક એક કોળીઓ મ્હોંમાં મૂકી, તેને બત્રીશે દાંત વડે ચોંસેડવાર ચાવીને પછી જ ગળે ઉતારતા હતા. જેલર સાહેબે ભારેમાં ભારે અવાજથી ગર્જનતર્જન કરીને નંદગોપાળજીને જણાવી દીધું કે વખતસર કામ પૂરૂં નહિ થશે તો નેતરના ઝપાટા ખાધા વિના છૂટકો નથી. નંદગોપાળજી અત્યંત શાંત મુખમુદ્રાથી, જરાયે ક્ષોભ પામ્યા વગર જેલર સાહેબને તંદુરસ્તીના નિયમો સમજાવીને મધુર હાસ્ય કરતાં બોલ્યા—" જો દશથી બાર સુધીનો સમય આહાર અને વિશ્રામને માટે ઠરાવેલો છે તો પછી સરકાર જાતેજ તે નિયમનો ભંગ શા માટે કરે ? ઉલટું તમારી તો એ ફરજ છે કે બીજાઓ એ નિયમનો ભંગ ન કરે એની તપાસ રાખવી. "

જેલર સાહેબ તો એ સાંભળીને ઠંડાગારજ થઇ ગયા. અને ધાંટાધાંટ કરીને જેમ ફાવ્યું તેમ બબડીને ધીમે ધીમે ત્યાંથી પસાર થઇ ગયા.

ધીમે ધીમે ભોજન સમાપ્ત કરીને નંદગોપાળજી પોતાની કોટડીમાં ગયા. પેલા પેટી ઓફીસરે ધાર્યું કે હવે કામ શરૂ કરશે. પરંતુ નંદ-ગોપાળજી તો કામળો લઇને ધીમે ધીમે બિછાનું બિછાવી સુઇ ગયા! પહેરેગીરોની કારમી ગાળાગાળ પણ તેમના અંતરના વિશ્રામને આ-ઘાત પહોંચાડી શકે એમ નહોતું. Passive resistance–સત્યા-ગ્રહ કરવામાં તે મહાત્મા ગાંધીજીનાયે ગુરૂ હતા!

બરાબર બાર વાગે ઉઠીને તે પાછા કામ પર ચઢયા. એક કલાક સુધી ઘાણી ચલાવી અને જ્યારે બાલદીમાં લગભગ ૧૫ શેર કોપરેલ એકઠું થયેલું દેખાયું ત્યારે બાકીના કોપરાં સમેટી લઇને ચુપચૂપ બેસી રહ્યા. કામ લગભગ અડધું થયું હતું. હવે બાકીનું અડધું કોણ કરશે? નંદગોપાળજીએ કહ્યું:—"જેની ખુશી હશે તે કરશે. હું કાંઇ ઘાંચીનો બેલ નથી, કે આખો દિવસ તેલ કાઢું. આખા દિવસ-માં છ પૈસાનો ખોરાક તો ખાવા મળતો નથી, તો પછી ૩૦ શેર તેલ કેમ કરીને કાઢી આપીશ?"

આથી અધિકારીવર્ગમાં એકજાતની હોહા થઇ રહી. અનેક જાતની ગાળો દેવાઈ, ધમકીઓ અપાઇ. પરંતુ નંદગોપાળજી તો નિર્વિકારી પરમ પુરૂષની પેઠે શાંત રહેતા, અને સદા સ્મિતવદને ફરતા. એમની પાસેથી ૩૦ શેર કોપરેલ મળવાની આશા નથી એમ ખાત્રી થવાથી, સુપરીન્ટેન્ડેન્ટ સાહેબે એમના પગમાં બેડી ઠોકી બીજો હુકમ મળે ત્યાં સુધી કોટડીબંધ રાખવાનો હુકમ કર્યો.

આ તરફ મોટી ભારે ઘાણી ફેરવવાથી અવિનાશનું શરીર ભાંગી પડયું. દશ વાગ્યા પછી તો તેનામાં વધારે કામ કરવાની

શક્તિ રહેતીજ નહિ. અમારામાં ઇંદુ સૌથી સશક્ત હતો. બીજા કેદીઓની સાથે સંતલસ કરીને અવિનાશનું બાકી રહેલું કામ તે પૂ કરી આપતો.

એ પ્રમાણે બીજો એક મહિનો પસાર થઇ ગયો. એટલામ જેલર સાહેબે નંદગોપાળજીની સાથે 'સાંડવાળ' કરી. તેમણે કહ્યું જો માત્ર ચાર દિવસ તું પૂરૂં કામ કરી આપે તો પછી હંમેશ માટે તને ઘાણીના કામમાંથી મુક્ત કરી દઉં. નંદગોપાળજી રાજ થયા. બીજાની મદદ લઇને તેમજ જાતે વિશેષ મહેનત કરી તેમણે ચાર દિવસ પૂરૂં કામ કરી બતાવ્યું. અને એ રીતે તેમન વારી પૂરી થઇ.

## હડતાળની શરૂઆત

પણ આ નિષ્કૃતિનો આનંદ કંઇ ઝાઝો દિવસ ટક્યો નહિ થોડા દિવસ પછી તેમને ફરીથી એક મોટી ઘાણી ચલાવવાનું સોંપવ માંડયું. તેમણે તે કામ કરવાની ના પાડી. એટલે પરિણામે–બે અને કોટડીબંધ થયાં. એટલુંજ નહિ, પણ તેને લીધે બીજા બધાં ફરી ત્રણ દિવસ ઘાણી ફેરવવાનું થયું.

એક તો અમે અનિર્દિષ્ટ કાળને માટે જેલમાં ગોંધાયા હતા તેમાં વળી રોજ આ ઘાણીનો અત્યાચાર. સૌને લાગ્યું કે કા કરવા બાબતમાં એક વખત પાકો ફડચો કરીશું નહિ તો આ કાળાપાણીના ટાપુમાંજ આપણી જીવલીલા સમાપ્ત કરવાનો વખ આવશે. એક સજા તો થયેલીજ છે. ત્યાં વળી આપણે જાત શા માટે દુઃખ વહોરી લેવું? આ વખત અનેક માણસોએ ઘાણ ફેરવવાની ના પાડી.

એ પ્રમાણે હડતાળની શરૂઆત થઇ.

અધિકારી વર્ગે પણ મક્કમ થઇ સખતાઇનાં પગલાં લેવાં માંડયાં. આખી જેલમાં જાણે એક મોટો ખળભળાટ થઇ રહ્યો. સજા પર સજા થવા લાગી. ચાર દિવસ કાંજી–ભક્ષણ અને સાત દિવસ ઉભી હાથકડી–એ પ્રમાણે શિક્ષાની શરૂઆત થઇ. બારીક કણકીને ખખળતા પાણીમાં નાંખવાથી જે સ્વાદિષ્ટ સામગ્રી બને છે, તેજ અમારી "કાંજી." તે પણ માપીને એક એક રતલ જેટલી દિવસમાં બે વાર ખાવાને મળતી. અને કેદી કોઇ રીતે બીજું કાંઇ લાવીને–સંગ્રહ કરીને–છાનાંછાનાં ખાય નહિ તે માટે સખત ચોકી રાખવામાં આવતી.

જેલના કાયદા પ્રમાણે ચાર દિવસ કરતાં વધારે વખત સુધી આ કાંજીનો ખોરાક આપી શકાય નહિ. પરંતુ અધિકારી વર્ગની અમારા પ્રત્યેની, શુભ લાગણીને લીધે કહો કે બીજા કોઈ કારણને લીધે કહો–અમારામાંથી ઉલ્લાસકર, નંદગોપાળજી તથા હોતીલાલને બારતેર દિવસ સુધી માત્ર આ 'કાંજી'ના ખોરાકપર જ રાખ્યા હતા!

૧૯૧૩ ની સાલમાં જ્યારે શ્રી. રેજીનૉલ્ડ ક્રેડૉક સાહેબ પોર્ટ-બ્લેયરની તપાસ માટે આવ્યા, ત્યારે નંદગોપાળજીએ તેમની આગળ આ બાબત વાત કરી હતી. પરંતુ જેલનો અધિકારી વર્ગ કેદી-ઓને શિક્ષા કરે છે છતાં તેમની રિપોર્ટોમાં તે વિષે કાંઇ ઉલ્લેખ થતો નથી, એટલે આ ફરીઆદનું કાંઇ પરિણામ ન આવ્યું. જેલર સાહેબે વગર સંકોચે જાહેર કર્યું કે નંદગોપાળજીની વાત બનાવટી છે. એ પ્રમાણે જેલર સાહેબની વિરૂદ્ધ કેદી જે કંઇ કહે તે હંમેશ બનાવટી જ હોય છે.

સજા પર સજા થવા લાગી. અનેક જાતની નાની મોટી બેડી-ઓની શિક્ષા પછી અમને કોટડીબંધ કરવામાં આવ્યા. 'કોટડી-બંધ' કરવાના પણ જુદા જુદા પ્રકારો છે. સાધારણ કેદીઓ

કોટડી-બંધ થયા હોય તોયે નીચે આવીને સ્નાન-આહાર કરી શ
છે. બીજા કેદીની સાથે વાર્તાલાપ કરે તેમાંયે વાંધો લેવાતો નથ
પણ એ વખતે એવો હુકમ કરવામાં આવ્યો કે અમારી સાથે
કોઇ કેદી વાત કરશે તેને સજા કરવામાં આવશે. એટલે અમ
પૃથક કારાવાસ ( separate confinement ) ની સજા થયેલ
હતી, છતાં આ હુકમને લીધે તે નિર્જન કારાવાસ ( solitar
confinement ) જેવી થઇ પડી. ઘણાને ત્રણ મહિના અથ
તેથીયે વધારે વખત સુધી આ પ્રમાણે કોટડી-બંધ રહેવું પડયું.

## જેલ બહારનું કામ

પણ એક વખતે ઘણાની તબીઅત બગડી. એક તો પોર્ટ
બ્લેયરમાં મલેરિયાનો ભારે ઉપદ્રવ હોય છે જ. તેની ઉપર વ
મરડા અને હરસનો રોગ ચાલ્યો. અધિકારીવર્ગને પણ લાગ્યું
કેદીઓની વ્યવસ્થામાં ફેરફાર થવાની જરૂર છે. આથી અમારામાંથ
કેટલાક જણને ચૂંટી કાઢીને કોરોનેશનના ઉત્સવ વખતે જેલ
બહાર Settlement માં મોકલ્યા. બારીન્દ્ર Engineering fi
માં રાજમિસ્ત્રીની સાથે મજૂરી કરવા ગયો. ઉલ્લાસકર જમ
ખોદીને ઇંટો બનાવવાના કામ પર ગયો. કોઈક જંગલમાં જંગલ
ખાતાનું કામ કરવા ગયું, તો કોઇ રીક્ષા-ગાડી ખેંચવા
કામ પર ગયું. બીજા કેટલાક સમુદ્ર કિનારે બંધ બાંધવા
કામે ગયા.

પરંતુ આમાં અમારે તો હોલામાંથી ચૂલામાં પડવા જેવું
થયું. જેલમાં હતા ત્યારે કામ ગમે તેવું કપરું હતું છતાં સરક
તરફથી નક્કી કરાયલો પૂરો ખોરાક મળતો તેમજ વરસાદમાં ભ
ભીંજાવું પડતું ન હતું. બહાર ગયા એટલે તેટલું સુખ પણ જ

રહ્યું. સવારમાં છ વાગ્યાથી દશ વાગતાં સુધી અને બપોરે એકથી સાડાચાર વાગતા સુધી તો અમારે કડીતોડ મહેનત કરવીજ પડતી હતી. ઉપરાંત તડકામાં શેકાવાનું અને વરસાદમાં ભીંજાવાનું થયું. એક તો પોર્ટબ્લેયરમાં સાત મહિના તો ચોમાસુંજ ચાલે. તેમાં વળી જંગલોમાં જળોનો મહાત્રાસ છે. એ દુઃખને લીધે જંગલમાં કામ કરવાના ભયથી કેટલાયે કેદીઓ નાસી ગયા હશે તેની ગણત્રી થઇ શકે એમ નથી.

ઉપર જણાવેલું દુઃખ હતું તે ઉપરાંત પૂરો ખોરાક પણ મળતો ન હતો. કેદીઓનો ખોરાક ચોરાઇને બજારોમાં અને ગામેગામ વેચાતો. સાધારણ કેદીથી માંડીને યુરોપીઅન અધિકારી સુધી બધાયે આ ચોરીની વાત સારી પેઠે જાણે છે છતાં ચોરી કદિ બંધ ન થાય. મોટે ભાગે તો અધિકારીઓ જાતેજ ચોર હોય, એટલે એ ચોરીનો પ્રતિકાર થાયજ કેમ ? એની વિરૂદ્ધ બોલવાની સાધારણ કેદીને ઇચ્છા નહિ જ થાય, કારણ કે તે જાણે છે કે આ બાબતમાં જરા પણ મ્હોં ઉઘાડયું તો જાતેજ આફતમાં આવી પડીશ.

જેલની બહાર દર્દીઓને માટે ચાર ઇસ્પીતાલ છે. પરંતુ કમનસીબે તે બધી એક બંગાળી આસિસ્ટંટ સર્જયનની દેખરેખ હેઠળ હોવાથી ચીફ કમીશ્નર કર્નલ બ્રાઉનિંગ સાહેબે હુકમ કર્યો હતો કે અમારામાંથી કોઇ માંદું થાય તો તેને ઇસ્પીતાલમાં મોકલવો નહિ. આથી અમારે જેલમાંજ પાછા આવવાનું હતું. તાવથી ધગધગતા શરીરે, બીસ્તરા અને થાળી વાડકાની પોટલી ખાંધપર નાંખીને પાંચ–સાત–દશ માઇલ ચાલીને આવવું એ કાંઇ રમત વાત નથી. અને જેલમાં આવ્યા પછી પણ ચિકિત્સા કે સારવાર કયાં થવાની હતી ?

ઇસ્પીતાલની પાસેજ કેટલીક નાની નાની કોટડીઓ હતી. તેમાં અમારે દિવસના લગભગ ૨૧ કલાક પડી રહેવાનું થયું ! તેજ કોટડીમાં મળમૂત્રત્યાગ માટે એક વાસણ મૂકેલું હતું. વરસાદ પડતો હોય ત્યારે પાછલી ભીંતમાંના જાળીઆંમાંથી વાછંટ આવવાને સારો માર્ગ હતો, પરંતુ તેમાંથી અમારે જોઇએ એટલી સ્વચ્છ હવા આવવાને માર્ગ નહતો. ઇ. સ. ૧૯૨૦ સાલના જાન્યુઆરી મહિનામાં જે જેલ કમિશન પોર્ટબ્લેયરની તપાસ માટે આવ્યું હતું તેણે આ કોટડીઓની વિરૂદ્ધ સખત અભિપ્રાય આપ્યો હતો. તેથી થોડા સમયમાં એ કોટડીઓની રચનામાં સુધારો થશે ખરો.

આટલા દિવસ અમે એવી આશા રાખેલી કે કોઇ રીતે જેલની બહાર જઇ શકીએ તો આપણું દુઃખ ઘણું ઓછું થશે. પરંતુ એ આશા નિષ્ફળ ગઈ. "ઘરની બળી વનમાં ગઇ તો વનમાં ઉઠી આગ" એવો અમારો ઘાટ થયો. સાધારણ કેદી ધીમે ધીમે વાર્ડર, પેટી ઓફીસર અથવા ભણેલો હોય તો મુનશી બને છે. આ રીતે તેને મહેનતના કામમાંથી મુક્તિ મળે છે. પરંતુ અમારે માટે તો તે રસ્તોયે બંધ હતો.

એક પછી એક એમ લગભગ અમે બધા બહારનું કામ છોડીને પાછા જેલમાં આવી ગયા.

## ઇંદુની આત્મહત્યા

આજ સમયે એક અત્યંત શોચનીય બનાવ બન્યો: ઇન્દુભૂષણે ફાંસી ખાઇને આત્મહત્યા કરી. એનું પ્રચંડ, બળવાન શરીર ગમે તેવો ભારે પરિશ્રમ કરવા છતાં થાકે એમ ન હતું, પરંતુ જેલમાં મળતાં ક્ષુદ્ર અપમાનો અને ગાળાગાળી તેનાથી સહન થતાં ન હતાં. દિવસે દિવસે વધારે ને વધારે અસહિષ્ણુ બનીને તે કહેતો કે:—"જીંદગીનાં

દશ વર્ષ આ નર્કકુંડ સમા જેલખાનામાં કાઢવા એ મારે માટે તો અસંભવિત છે." એક દિવસ રાત્રે તેણે પોતાનું વસ્ત્ર ફાડીને તેની દોરડી વણીને પાછલી ભીંતમાંના જાળીઆં સાથે બાંધી તે વડે ફાંસી ખાધી !

તેજ રાત્રે જેલના સુપરીન્ટેન્ડેન્ટને ટેલીફોન કરવામાં આવ્યો. પરંતુ બીજા દિવસના સવારના આઠ વાગતાં સુધી તેનો મેળાપ થયો નહિ. રાત્રે જેલરની સાથે જે જે પહેરાવાળા ઇંદુભૂષણની કોટડીમાં ગયા હતા તેમાંના ઘણાખરા એમ કહેતા હતા કે ઇંદુભૂષણની ડોકમાંની તકતી સાથે એક પત્ર બાંધેલો હતો. સાચું જૂઠું તો ભગવાન જાણે, પણ તે પત્રનો કાંઇજ પત્તો લાગ્યો નહિ. અમે પાછળથી જેલરને એ પત્રના સંબંધમાં પૂછ્યું, ત્યારે તેણે પત્રના અસ્તિત્વનો ઇનકાર કર્યો. થોડા સમય પછી ઇંદુભૂષણના વડીલ ભાઇએ તેના આપઘાત સંબંધે તપાસ કરવાને સરકારને અરજી કરી, ત્યારે તે કાર્યનો ભાર પોર્ટબ્લેયરના ડેપ્યુટી કમિશ્નર ઉપર નંખાયો. પરંતુ ફળ કંઇજ આવ્યું નહિ, અને ધીમે ધીમે એ ઘટના વિસારે પડી.

## ઉલ્લાસકરને ઉન્માદવ્યાધિ

ઉપર જણાવ્યું તેમ એ વખતે ઘણા કેદીઓ બહારનાં કામથી કંટાળીને પાછા જેલમાં આવવા લાગ્યા હતા. ઉલ્લાસકરબાબુ પણ જેલમાં પાછા આવ્યા. તેમને તડકા તાપમાં ઇંટો બનાવવાનું કામ સોંપાયલું હતું. તે વખતના જુનીઅર મેડીકલ ઓફીસરે જણાવ્યું કે ઉલ્લાસકરનું શરીર તડકા તાપમાં કામ કરવા લાયક નથી. પરંતુ બંગાળી ડાક્ટરનો અભિપ્રાય, તે ગોરા ઓવરસીઅર સાહેબ કેમ સ્વીકારે ? તેણે તો ઉલ્લાસબાબુને તેના તેજ કામ પર ચાલુ રાખ્યા.

પરિણામ એ આવ્યું કે તેઓ પાછા ચાલ્યા આવ્યા તેમણે કહ્યું:— "સજાના ભયથીજ કામ કરવાથી આપણું મનુષ્યત્વ સંકુચિત થઇ જાય છે. સજાના ભયથી કામ કરવા હું રાજી નથી."

તેમને સાત દિવસ હાથકડી સાથે ઉભા રહેવાની સજા કરવામાં આવી. પરંતુ તે સાત દિવસ પૂરાજ ન થયા. પહેલેજ દિવસે બપોરે સાડાચાર વાગે જેવો પહેરેગીર તેમને હાથકડીમાંથી મુક્ત કરવા ગયો, તો તેણે જોયું કે ઉલ્લાસબાબુ અતિશય જ્વરને લીધે બેભાન થઈ—સાંકળથી લટકી—ઢળી પડયા છે !

તરતજ તેમને ઇસ્પીતાલમાં મોકલવામાં આવ્યા. રાત્રે શરીરમાં ૧૦૬ ડીગ્રી તાવ ભરાયો હતો. સવારે જોયું તો તાવ ઉતરી ગયો હતો; પરંતુ ઉલ્લાસકર, તે પહેલાના ઉલ્લાસકર રહ્યા ન હતા. જે ધીર પુરૂષ ભારે આફતને સમયે પણ નિર્વિકાર અને શાંત રહેતા, અત્યંત તીવ્ર શારીરિક વેદનાને વખતે પણ જેના મુખ પરથી હાસ્યની રેખા સુકાતી નહિ, તે અત્યારે ઉન્માદગ્રસ્ત—પાગલ થઇ ગયા હતા !

## અમારો અલ્ટીમેટમ

તેજ દિવસે અમને જેલખાનાનું સાચું સ્વરૂપ કેવું ભીષણ છે તે સમજાયું. " અહીંથી બચીને પાછા દેશમાં જવાની તો આશાજ નથી; કોઇ ફાંસી ખાઈને મરશે તો કોઇ પાગલ થઇને મરશે, એમ જો મરવાનું નક્કીજ છે તો આપણે જાતે થઇને શામાટે આ શરીર-યંત્રણાનો ભાર વહોરી લેવો ?" અમે—લગભગ બધાએ—નક્કી કર્યું કે જ્યાં સુધી આપણે માટે કંઇ ખાસ વ્યવસ્થા કરવામાં આવે નહિ, ત્યાં સુધી કંઇ પણ કામ કરવું નહિ. આમ એક તરફ અમે Ultimatum મોકલીને લડવાની અને વખત આવ્યે મરવાની વાટ જોતા બેઠા અને બીજી તરફ અધિકારી વર્ગે પણ અમને દાબી દેવા માટે પોતાના હાથમાંના બધા ઉપાયો લેવા શરૂ કર્યા.

આમ એક પ્રકારે ગજ–ફચ્છપ જેવું યુદ્ધ શરૂ થયું. તેની કેટલોક સમય પહેલાં ચૂંચુડાવાસી શ્રી. નનિગોપાળ અને ઢાકાના પુલિનબાબુ તથા બીજા એક બે જણા આવી પહોંચ્યા હતા. નનિગોપાળની ઉમ્મર બહુજ નાની હતી છતાં તેને ઘાણી ફેરવવા વગેરેનું કઠણ કામ આપવા માંડયું. તેણે તે કરવાની ના પાડી અને હડતાળમાં જોડાઇ ગયા.

આથી બીજા કેદીઓથી નોખા પાડીને અમને એક અલગ બ્લોકમાં લઇ જઇ ગોંધ્યા, અને અમારા ઉપર મોટા મોટા પઠાણ ચોકીદારોનો પહેરો ગોઠવ્યો. ખોરાકનું પ્રમાણ પણ ફરી ઘટાડવામાં આવ્યું, અને અમે પરસ્પર વાતચિત કરી શકીએ નહિ તે બાબત પૂરતી સાવચેતી રાખવામાં આવી. જાજરૂ જઇએ તે વખતે અમે રખેને વાત કરીએ–તે અટકાવવા માટે એક પ્રહરી ત્યાં જ સામે ઉભો રહેતો. પરંતુ એવાં બંધનોને જેમ સખત કરવામાં આવે તેમ તે વહેલાં તૂટે છે. જેને કાયદા માટે માન નથી રહ્યું તેવા મનુષ્યની પાસે જેર-જુલમથી–ભય બતાવીને–કાયદો પળાવવો એ વ્યર્થ જ છે.

અમારી માગણીઓ મુખ્યત્વે ત્રણ હતીઃ–(૧) સારો ખોરાક અને પોશાક, (૨) ભારે પરિશ્રમના કાયદામાંથી મુક્તિ અને (૩) એક-બીજાની સાથે વાર્તાલાપ કરવાની છૂટ.

ચારચાર પાંચપાંચ કોટડીઓનો વચ્ચે ગાળો રાખીને અમને એક એક કોટડીમાં પૂર્યા હતા. તેથી પરિણામ એ આવ્યું કે પહેલાં અમે ધીમે સાદે વાત કરતા હતા તે હવે મોટા ઘાંટા–બરાડા પાડીને કરવા લાગ્યા ! હાથકડીથી શરીરનાં અવયવો જકડી નાંખે પણ માણસનું મ્હોં થોડુંજ બંધ કરાય એમ હતું ?

## અધિકારીઓની મુંઝવણ

અધિકારીઓને તો સાપે છછુંદર ગળ્યા જેવું થઇ પડયું. તેમનાથી અમારી માગણી કબૂલ કરાય એમ ન હતું; કારણ તેમ

કરે તો તેમની પ્રતિષ્ઠા (prestige) જળવાય નહિ. તેમજ તેમ ન કરે તો હડતાળ છૂટે એમ ન હતું. એટલામાં અમારા નવા સુરી- ‘ટેનડન’ બદલાયા અને તેની જગાએ જૂના સાહેબ પાછા આવ્યા. તેની સલાહથી ચીફ કમીશ્નર સાહેબે અમારામાંના કેટલાકને સહેલાં કામ આપીને જેલ બહાર મોકલ્યા. અમે કહ્યું:—જો અમને બધાયને જેલ બહાર મોકલવામાં આવશે તોજ અમે બહારનું કામ કરવા તૈયાર છીએ. નહિ તો અમે જેલમાં પાછા ચાલ્યા આવીશું.

લગભગ ૧૦–૧૨ જણાને સરકારી નાળીએરીનાં જંગલમાં પહેરો ભરવા માટે મોકલ્યા. નાળીએરી પરથી નાળીએર ચોરાઇ જાય નહિ તેની તપાસ રાખવાનું તેમનું કામ હતું. કામ હતું તો સહેલું, પરંતુ દરેકને જુદે જુદે સ્થળે પહેરો આપવામાં આવ્યો, કે રખેને અમે એક બીજા સાથે વાતચિત કરીએ કે પરસ્પર એકમેકને જોઇ લઈએ.

જેલમાંની હડતાળ ચાલૂજ રહી. નન્દગોપાળ અને નનિગો- પાળને કેટલાક દિવસ પછી વાઇપર ટાપુમાં આવેલી એક નાની જેલમાં લઇ જઈ રાખ્યા. ત્યાં ગયા પછી નનિગોપાળે આહારનો ત્યાગ કર્યો. જેલમાંથી બધાને સાથે બહાર કામે લઇ જવાની જે વાત હતી તે વિષે કાંઇ થઇ શકયું નહિ.

આ તરફ જેમને જેલ બહાર કામ કરવાને મોકલ્યા હતા, તેમણે એકી સાથે કામ કરવાનું બંધ કર્યું. એક બીજાનાં સ્થાનનો પત્તો મેળવીને હડતાળની ગોઠવણ કરવામાં લગભગ એક મહિનો વીતી ગયો. અને જયારે ત્રણ મહિનાની સજા મેળવીને તેઓ જેલમાં પાછા આવ્યા ત્યારે જોયું તો—જેલખાનાની હડતાળ તૂટી પડી છે, અને ઘણાઓએ નિરાશ થઇને કામ કરવા માંડ્યું છે.

## ૯૯

# નનિગોપાળની અડગતા

નનિગોપાળે ચાર દિવસ અપવાસ કર્યા પછી તેને જેલમાં પાછા લાવ્યા. તેને જોરજુલમથી નાકમાં રબ્બરની નળી મૂકીને દૂધ પીવડાવવાની ગોઠવણ કરવામાં આવી કે જેથી તે અપવાસથી મરીને અધિકારીઓને બદનામી પહોંચાડે નહિ. તે વખતની હડતાળનો બધો કારભાર નનિગોપાળ, વીરેન્દ્ર વગેરે બે ત્રણ જુવાન કેદીના હાથમાંજ હતો. સજા પર સજા થવાથી અને મનોરથ સફળ થવાની આશા ન રહેવાથી એક પછી એક બધાએ હડતાળ છોડી. માત્ર નનિગોપાળ એકલોજ મરણીઓ થઈને નિશ્ચયને વળગી રહ્યો.

દિવસો એક પછી એક પસાર થવા લાગ્યા. નનિગોપાળનું શરીર અપવાસને લીધે સુકાઇને હાડપિંજર જેવું જીર્ણશીર્ણ થઈ ગયું. છતાં તેણે પોતાનો ટેક તોડયો નહિ. દોઢ દોઢ મહિના સુધી એક દાણો અન્ન તેના પેટમાં ગયું ન હતું છતાં પણ તેને હાથકડીથી બાંધી ઉભા રાખતા—તેનું શરીર અચેત થઇ સાંકળ પર ઢળી પડે—છતાં અધિકારીઓને જરાયે રહેમ કે સંકોચ થતો નહિ.

આનું પરિણામ એ આવ્યું કે આહારત્યાગરૂપ હડતાળ ભારે પ્રમાણમાં ચાલવા માંડી. અને અધિકારીઓએ ગમે તેટલી સાવધાની રાખેલી હોવા છતાં આખરે ઈંદુભૂષણના આપઘાતની, ઉલ્લાસકરના ગાંડપણની અને નનિગોપાળના અપવાસની વાતો હિંદુસ્થાનમાં જઈ પહોંચી. ત્યાંના છાપાંઓમાં ભારે ચર્ચા થવા લાગી. તેના પરિણામે સરકારે ડાકટર લ્યુકીસ સાહેબને તપાસ કરવા માટે પોર્ટબ્લેયર મોકલ્યા. એ સાહેબની તપાસનો રીપોર્ટ હજુ બહાર પડયો નથી. પરંતુ તેમની તપાસને લીધે ઉલ્લાસબાબુને મદ્રાસની

ઉન્માદશાળા (ગાંડાની ઇસ્પીતાલ) માં મોકલી આપવામાં આવ્યા; તેમજ બીજા બધાને પણ થોડા દિવસ માટે આસાએશ મળી.

નનિગોપાળને તેના ભાઇબંધો તેમજ સાથીઓએ અનેક રીતે સમજાવી આહાર લેવાનું કબૂલ કરાવ્યું. પછી થોડાજ દિવસમાં જેઓ બહારથી ત્રણ માસની સજા લઇને આવેલા હતા તેમની મુદત પૂરી થવાથી તેમને પાછા જેલ બહાર મોકલી દેવામાં આવ્યા.

એ પ્રમાણે હડતાળનું પહેલું પર્વ સમાપ્ત થયું.



૭

# નનિગોપાળની નગ્નાવસ્થા



"જેને રામ રાખે તેને કોણ ચાખે ?" "જેનો રામ રૂઠે તેને કોણ ન લૂટે ?" અમે બહાર જઇ રહ્યા; સુખે દુઃખે જેમ તેમ દહાડા કાઢવા લાગ્યા; પરંતુ થોડાજ દિવસમાં અમને ખબર પડી કે જેલખાનામાં પાછો ખળભળાટ થઇ રહ્યો છે. ઘણી પીડા આપવામાં આવતી હોવાથી નનિગોપાળ ફરી કામ કરવાનું છોડી બેઠો. તેને શિક્ષારૂપે કંતાનનાં કપડાં પહેરવા આપવામાં આવ્યાં. પણ તેનો તેણે અસ્વીકાર કર્યો. જોરજુલમથી તેનું જાંગીઉં કાઢી લઇને તેની કોટડીમાં કંતાનનું જાંગીઉં નાંખવામાં આવ્યું. પરંતુ **Naked we came out of our mother's womb, and naked shall we return,** માના પેટમાંથી જેવા આવ્યા તેવાજ પાછા જઇશું, એમ કહીને કંતાનનું જાંગીઉં બહાર ફેંકી દઇ તે તો નગ્નાવસ્થામાંજ બેસી રહ્યો. ડોકમાં લટકાવેલી

લાકડાની તકતી પણ કાઢીને ફેંકી દીધી. ચીફ કમીશ્નર આવે તો પણ ઉભો થાય નહિ, સલામ પણ ભરે નહિ. શું જોઇએ છે એમ પૂછતાં કંઇ નહિ જોઇએ, એમ જવાબ દે; અને એવીજ બીજી ઉન્માદચેષ્ટા કરવા માંડી.

બધાને લાગ્યું—આ છોકરો પણ ગાંડો થઈ ગયો કે શું ? તપાસ કરતાં માલમ પડયું કે તે કાંઇ ગાંડો થયો ન હતો, પણ ભારે ગહન વિચારમાં પડી ગયો હતો. અંગ્રેજ લોકોએ પોતાની મરજી મુજબ જે ' કાયદા–કોર્ટ ' બનાવ્યા છે અને જેની સાથે આપણા દેશજનોને કોઇ પ્રકારનો સંબંધ નથી તે કાયદા–કોર્ટને ન્યાયસર, ધર્મપ્રમાણે મસ્તક નમાવી શામાટે માન્ય રાખવા ? આ બાબતના વિચાર તેના અંતરમાં ઘોળાતા હતા. જે કામમાં આપણી ધર્મબુદ્ધિ—આપણો અંતરાત્મા સંમતિ આપે નહિ, તે કામ, પ્રાણ બચાવવાને ખાતર પણ કેમ કરી શકાય ? પ્રાણ બચાવવાનો પ્રયત્ન કરવામાં જ જો જીંદગી મૃતઃપ્રાય થતી હોય તો પ્રાણ બચાવવાથી ફળ શું ?

ઇશ્વરે જેના અંતરમાં સ્વતંત્રતાની ધૂન જગાડી છે તેના દેહને મોટામાં મોટો જાલિમ શહેનશાહ પણ ઝાઝો વખત પરાધીન રાખી શકતો નથી. નનિગોપાળની આ વિલક્ષણ અવસ્થાની આ સિવાય બીજી શી સમજૂત હોઈ શકે ?

## અચાનક ઘેરો ને તપાસ

બીજી તરફ અમારો પણ વારો થોડા દિવસમાંજ આવ્યો. કલકત્તાના છાપાંઓમાં એ વખતે આન્દામાનના રાજદ્વારી કેદીઓની સ્થિતિ વિષે ચર્ચા ચાલી રહી હતી. એ ચર્ચા માટે ખબરો અમેજ પૂરી પાડતા હોવા જોઇએ એમ અધિકારીઓએ ધારી લીધું. અમે કાંઇ

હંમેશ કાયદાકાનૂન અને નિયમોને માન આપી શકતા ન હતા. ઉદરની જ્વાળાને લીધે અમે ઠેકાણે ઠેકાણે ફરીને અમારે ખાવાને માટે ફળો અને શાકભાજી અથવા બીજી કોઈકોઈ વસ્તુ લાવી સંઘરી રાખતા; તેમજ બીજા સામાન્ય કેદીઓની સાથે ભળી જવાનું અમારે માટે અશક્ય-અસંભવિત હોવાથી અમે જુદે જુદે સ્થળે જ રહેતા. અમારા ભાઈભાંડું કેદીઓની સાથે મેળાપ વાર્તાલાપ પણ અમે ચોરીછૂપીથી કરતા. તેમ ન કરીએ તો અમારા જીવને ચેન પડતું નહિ. અધિકારીઓને આ વાતની ખબર ન હતી, અથવા ખબર હોય તોયે અજાણ્યા હોવાનો ઢોંગ કરીને તેઓ અમને સંકટમાં નાંખવાનો પ્રયત્ન કરવા લાગ્યા.

એક દિવસ સવારના પહોરમાંજ ચોમેર તપાસની ધામધૂમ ચાલવા માંડી. અમારા સૂવા–બેસવા–રહેવાની જગાની આસપાસ પોલિસો ઘેરો ઘાલી બેઠા. પણ આખરે " ખોદ્યો ડુંગર ને કહાડયો ઉંદર " જેવું જ થયું. કારણ એક બે નિર્દોષ પત્રો અને કેટલીક કવિતાઓ સિવાય કાંઈ પણ મુદ્દો હાથ લાગ્યો નહિ. છતાં ચીફ કમીશ્નર સાહેબના હુકમથી અમને બધાને જેલમાં મોકલવામાં આવ્યા.

## ગ્રામોફોનની પીનો અને લોખંડના ટુકડા

પાછળથી અમારા સાંભળવામાં અનેક પ્રકારની વાતો આવી. અમે બોમ્બ બનાવીને પોર્ટબ્લેયરને ઉડાવી દેવાનો અને અમુક સરકારી સ્ટીમરને હાથ કરીને નાસી જવાનો ઘાટ ગોઠવી વખતસરની રાખ્યો હતો ! અને લાલમોહન સાહા નામના એક વફાદાર કેદીની સૂચનાથી અંતર્યામી ચીફ કમીશ્નર સાહેબે પોતાના સંસ્થાનની રક્ષાને માટે પાકો બંદોબસ્ત કરી રાખ્યો હતો ! ચીફ કમીશ્નર જેલમાં

આવ્યા ત્યારે અમે તેમને પૂછ્યું—" સાહેબ, આમ કેમ ? શું હકીકત બની છે ? આ તપાસરૂપી અચિંત્યું આક્રમણ શામાટે થયું છે ?' "

સાહેબે ડાબાડમરા થઇને જવાબ આપ્યો—" હું તો કાંઇયે જાણતો નથી. મેં તો હિંદુસ્તાનની સરકારનો જે હુકમ આવ્યો છે તેજ માત્ર અમલમાં મૂક્યો છે. "

ઠીક ભાઇ ! આ ઉત્તરનો પ્રત્યુત્તર પણ શું હોય ? પરંતુ થોડાક દિવસ પછી અમારા સાંભળવામાં આવ્યું કે કેટલાક માણસોને, તેઓ અમારી સાથે મળતા તથા વાતચિત કરતા હતા એવો આક્ષેપ મૂકીને, શિક્ષા કરવામાં આવી હતી. અને પોલિસના એક સાક્ષીએ કોણ જાણે ક્યાંથી કેટલીક ગ્રામોફોનની પીનો અને લોખંડના ટુકડા વગેરે વસ્તુઓ ખોળી ભેગી કરીને અમે ખરેખર બોમ્બ બનાવવાનો પ્રયત્ન કરતા હતા એમ સાબિત કરી આપ્યું હતું ! નારાયણગઢ પાસે બડા લાટસાહેબની ટ્રેઇન ઉથલી પડી તે બનાવ વખતે કેટલાક નિરપરાધી માણસો દંડાઇ ગયા હતા તે વખતથીજ અમે પોલિસની અપાર ચાતુરીનો મહિમા સારી પેઠે જાણતા હતા. એટલે અમે અધિકારી સાહેબને પૂછ્યું કે જો અમારી વિરૂદ્ધમાં તમારી પાસે કાંઇ પૂરાવો હોય અથવા તમને અમારા પર સંશય હોય તો પછી આ ચોરીછૂપીની નીતિ છોડી દઇને અમને ખુલ્લી કોર્ટમાં લઇ જઇને શામાટે પૂછતા નથી ? પરંતુ તેમણે આ પ્રશ્નનો કાંઇજ ઉત્તર આપ્યો નહિ અને મ્હોં ફેરવીને ચાલ્યા ગયા. અમે પણ કિંકર્તવ્યમૂઢ થઇને બેસી રહ્યા.

## રેજીનાલ્ડ સાહેબની મુલાકાત

કેટલાક મહિના પછી Sir Reginald Craddock સર રેજીનાલ્ડ ક્રેડોક સાહેબ પોર્ટબ્લેયરની મુલાકાતે આવ્યા. અમે ધાર્યું

કે—:"કેપ્ટન સાહેબ ઠીક આવી પહોંચ્યા છે; હવે આપણાં દુઃખોનો એક સામટો નિવેડો આવશે". તેમની આગળ અમે અમારાં દુઃખોની કહાણી શરૂ કરી—ન કરી એટલામાંજ ચીફ કમીશ્નર સાહેબ પોતાનું ખરૂં સ્વરૂપ ધારણ કરીને બોલી ઉઠયા—:" તમે તો બહાર હતા ત્યારે રાજદ્રોહનાં કાવતરાં કરી રહ્યાં હતાં."

અમે ઉત્તર આપ્યો—" જો એમ આપની પહેલેથીજ ધારણા હતી, તો તે વખતે જ્યારે અમે આપને પૂછેલું ત્યારે શામાટે ભો-ળાભાળા હોવાનો દેખાવ કરીને 'હું તો કાંઇ જાણતો નથી' એમ કહ્યું હતું ? અને તેમ કહ્યા પછી પણ, જો અમારો અપરાધ પૂરવાર કરવાની સાબિતી મળતી હતી તો પછી શામાટે અમને ખુલ્લી કોર્ટમાં ઉભા કરવા બાબતમાં આટલો બધો સંકોચ રાખવામાં આવ્યો છે ?" સર રેજીનાલ્ડ સાહેબ આડું જોઇને હસતાં હસતાં બોલ્યા—" કોણ જાણે ? એવી વાતો બધી પૂરવાર થતી નથી."

નનિગોપાળે પણ પોતાનો ઇતિહાસ તેમની આગળ રજૂ કર્યો. કેડોક સાહેબે તે સાંભળીને માત્ર એટલોજ ઉત્તર આપ્યો:—

" તમે તો સરકારનાં દુશ્મન છો. તમને તો મારી નાંખવા એજ ઉચિત છે."

" જો તેમજ ઉચિત હોય તો પછી ન્યાયકોર્ટરૂપી ખોટો આડંબર રાખી વ્યર્થ પૈસા ખરચવાનું શું કામ છે ? એટલું કામ તો સહજમાં પણ થઇ શકે !"

થયું ! ચૂકાદો તો મળી ચૂકયો. હવે કરવું શું ? હવે તો નોધારાના આધાર પરમેશ્વરની કૃપા થાય નહિ ત્યાં સુધી અમારી દશા બદલાય નહિ એ સ્થિતિ હતી. પણ પરમેશ્વર પણ અત્યારે તો જાણે કુંભકર્ણની ઉંઘમાં પડયો હોય એમ લાગતું હતું.

## મેજીસ્ટ્રેટની કોર્ટમાં તપાસ

એક પછી એક એમ લગભગ બધાએ કામકાજ કરવું બંધ કર્યું. જેલના અધિકારીઓ જ્યારે અમને શિક્ષાઓ કરી કરીને થાકી ગયા, ત્યારે અમારામાંથી જેઓ ટુંક સમયને માટેજ દેશનિકાલ થયેલા હતા તેમને મેજીસ્ટ્રેટની કોર્ટમાં તપાસ માટે લઇ જવામાં આવ્યા. અમને લઇ જવાનો ભાર ડેપ્યુટી કમીશ્નર લોવીસ સાહેબને માથે પડયો. મુકર્દમો ચાલવાનો હતો તેને આગલે દિવસે તે સાહેબ અમારી પાસે આવ્યા અને વાત કહાડી અમારી હડતાળ સંબંધે તપાસ કરવા લાગ્યા.

અમે જેલમાં અમારા પ્રત્યે જેવા પ્રકારનું વર્તન ચલાવવામાં આવતું હતું તે તેમની સમક્ષ વર્ણવી બતાવ્યું. તે સાંભળીને તેમણે કહ્યું:—

" હિંદુસ્તાનની સરકારનો જ એવો હુકમ છે કે અમારે તમને બીજા સામાન્ય કેદીના જેવાજ ગણવા. તેમના કરતાં વિશેષ કોઇ સગવડ ન આપવી. એટલે એ બાબતમાં અહીંના કોઇ સ્થાનિક અધિકારીનો જરાય હાથ નથી."

"પરંતુ, સાહેબ ! બીજા સામાન્ય કેદીઓને જેટલી સગવડો—જેટલા હકો—હોય છે, તેટલાં પણ અમને મળતાં નથી, તેનું કેમ?" અમે પૂછ્યું: " સામાન્ય કેદી લખતાંવાંચતાં જાણતો હોય તો તેને ઓફીસનું ઉંચા પ્રકારનું કામકાજ કરવાનું મળે છે; અને અભણ હોય તોયે તે વાર્ડર, પેટી ઓફીસર વગેરે પદવી લઇ શકે છે. અમે તેવા અધિકારોથી વંચિત છીએ. વળી તેઓને પાંચ વર્ષ પછી દર મહિને બાર આનાનો પગાર મળે છે અને દશ વર્ષ વીત્યાં પછી પોતાની આજીવિકા કમાતા થાય છે. ત્યારે અમારે તો નિરંતર આ જેલમાં પડી રહીને સડવાનુંજ છે."

સાહેબે કહ્યુંઃ—" એ બધી ગોઠવણ હિંદુસ્તાનની સરકારના હુકમને આભારી છે."

એક જણે પૂછ્યુંઃ-"સાહેબ, કોઈનું ભલું કરવાની સત્તા તમને મળીજ નથી; માત્ર સજા કરવાનોજ અધિકાર રાખ્યો છે, ખરૂંને ?"

સાહેબે હસી પડીને ઉત્તર આપ્યોઃ—" કેમ કરીએ ? જેલમાં discipline તો સાચવવી જ જોઇએ ને ?"

" ન્યાય થાય કે અન્યાય થાય ગમે તેમ પણ discipline સાચવવી જોઈએ. કેમ, ખરૂંને ?"

આ પ્રશ્નનો સાહેબે ઉત્તર આપ્યોજ નહિ. વસ્તુસ્થિતિ કેવી હતી તેનો તેમને પૂરેપૂરો ખ્યાલ હતો; છતાં આખરે પણ તે નોકર તો સરકારના જ ને ? એટલે કોઇને એક મહિનો, કોઈને ત્રણ મહિના અને કોઇને છ મહિના એમ સજાની મુદતમાં વધારો કરીને સાહેબ ચાલ્યા ગયા. પાછળથી એક વાર મારો ને તેમનો મેળાપ થયો હતો. તે વખતે ઉલ્લાસઆણુની વાત નીકળતાં તેમણે કહ્યું હતું કેઃ—"ઉલ્લાસકરના જેવા ઉમદા સ્વભાવના યુવાનો મેં થોડા જ જોયા છે. પણ એ કંઇક વિશેષ ખ્યાલી idealistic છે." છતાં તેને પોતાની નોકરીને ખાતર એવા 'યુવાન' ને સજા કરવી પડી હતી !

જેલમાં વ્યવસ્થા અને શાંતિ જળવાય એવા હેતુથી કેદીઓને શિક્ષા કરવામાં આવતી હતી; પરંતુ થોડાજ સમયમાં માલમ પડ્યું કે એવી રીતે શાંતિ જળવાવી મુશ્કેલ છે. અમારા દૃષ્ટાંત પરથી બોધપાઠ લઇને બીજા સામાન્ય કેદીનાં મંડળોએ હડતાળ પાડવી શરૂ કરી. જેલનો પ્રબંધ એથી પાછો પડવા લાગ્યો. અધિકારીઓએ જોયું કે હવે કાંઇ પણ ઉપાય કર્યા વિના ચાલે એમ નથી.

## હડતાળના બીજા પર્વની પૂર્ણાહુતિ

રાજદ્વારી કેદીઓમાં જેટલા મુદતી કેદી( Term convicts ) હતા તેમાંના સાતઆઠ જણને એક દિવસ અચાનક ભારતવર્ષની જેલમાં મોકલી દેવામાં આવ્યા. પછી જે જેલર સાહેબ પહેલાં અમને ગાળો ભાંડતાં પણ અચકાતા ન હતા, તેણે એક દિવસ અમારી પાસે આવીને અમને હડતાળ બંધ કરવાની વિનંતિ કરતાં કહ્યું:—"હવે તો તમે સન્માનભેર પાછા હઠી શકશો." વળી એમ પણ કહ્યું કે બીજા પણ કેટલાક મુદતી કેદીઓને હિંદુસ્તાન પાછા મોકલવાના છે, અને તેમના જવા પછી પોર્ટબ્લેયરમાં બાકી રહેલાઓને ખોરાક તેમજ કામકાજની બાબતમાં વિશેષ રાહત આપવામાં આવશે.

અમે કહ્યું:—" તથાસ્તુ. પણ જો બે મહિનામાં તમારી એ વિશેષ રાહતનાં કાંઇ ચિહ્નો અમારી નજરે પડશે નહિ તો અમે બંધનમુક્ત થઈ અમારી મનગમતી વ્યવસ્થા કરી લઇશું."

એ પ્રમાણે વાત થયા પછી ઉભય પક્ષ તરફથી સુલેહના કોલ-કરાર પર સહીઓ થઈ અને હડતાળનું બીજું પર્વ સમાપ્ત થયું.

### અમારી 'ખાસ રાહત'

થોડાજ દિવસમાં નીચે જણાવ્યા સિવાયના બીજા બધા મુ-દતી કેદીઓને હિંદુસ્તાનની જેલમાં મોકલી દેવામાં આવ્યા. અલીપુ-રવાળા બારીન્દ્ર કુમાર, હેમચંદ્ર, અને ઉલ્લાસકર; ઢાકાના બાબુ પુલિન વિહારી અને સુરેશચંદ્ર; તથા નાસિકવાળા સાવરકર ભાઇઓ અને શ. જોશી-એટલા જણને રાખવામાં આવ્યા હતા. અમારે માટે 'ખાસ રાહત' વિષે પણ જવાબ આવ્યો તે નીચે પ્રમાણે:—

( ૧ ) માફી (remission ) મળી હોય તે સાથે મળી ચૌદ વરસ અમારે જેલમાં રહેવું પડશે; ત્યાર પછી અમને મજૂરીનાં કામમાંથી મુક્તિ મળશે અને માત્ર આસન કેદી તરીકે ગણવામાં

આવશે. જેલમાંથી છૂટા કરવાનો વિચાર તો એ ચૌદે વર્ષ પૂરાં થયાં પછીજ કરવામાં આવશે.

( ૨ ) અમે જેલમાં રહીએ તે વખત દરમ્યાન અમને બહારના સામાન્ય કેદીને મળતી બધી સગવડો–અધિકારો મળશે; એટલે કે પાંચ વર્ષ વીત્યાં પછી અમે જાંગીઆને બદલે ધોતીઆં પહેરી શકીએ, તેમજ અમને દર મહિને બાર આના લેખે પગાર મળે અને અમે સ્વહસ્તે રસોઇ બનાવી ખાઇ શકીએ.

( ૩ ) દરવર્ષે અમારી વર્તણુક બાબત હિંદુસ્તાનની સરકારને રીપોર્ટ મોકલવામાં આવશે; અને દશ વર્ષ પૂરાં થયાં પછી અમારે માટે એથી પણ વિશેષ સારી વ્યવસ્થા કરવી કે નહિ તેનો સરકાર બહાદૂર વિચાર કરશે.

( ૪ ) હવેથી અમને સર્વ પ્રકારે એક સામાન્ય કેદીને મળતી સગવડો મળશે, એટલે કે રાજદ્વારી કેદી તરીકે નેતરના સપાટામાંથી મુક્તિ મળશે નહિ.

ગમે તેમ હોય, પણ "નહિ મામા કરતાં કહેણા મામા સારા." અધિકારીઓએ બિલકુલ રાહત ન આપી હોત તો અમે શું કરી શકત ? એટલે જેટલી રાહત મળી તેટલી ઠીક.



૮

# નૂતન રાજદ્વારી કેદીઓનું આગમન



જ્યારે મુદતી કેદીઓને ભારતવર્ષમાં મોકલી દેવામાં આવ્યા, ત્યારે અમને કેટલાકને શાંતિ વળેલી—અમે નિશ્ચિત થયા હતા. જે ૭ સાત જણા બાકી રહેલા હતા તેમને તો પોર્ટબ્લેયરમાં રહેવાનું નક્કીજ હતું. એટલે પછી ઝાઝી ખટપટ કરવાથી શું લાભ થવાનો હતો ? મુક્તિ મેળવવાની—છૂટવાની—જ્યાં બિલકુલ આશાજ ન હતી, ત્યાં મરણની વાટ જોતાં શાંત ચિત્તે દિવસો વીતાડવા એજ ઉત્તમ હતું.

પરંતુ અમારા ભાગ્યમાં એ શાંતિ લખાયલી જણાતી ન હતી. ઇ. સ. ૧૯૧૪ માં યૂરોપમાં વિગ્રહ જાગ્યો. તેને પરિણામે ભારતવર્ષમાં ખળભળાટ ચાલૂ થયો; લાહોરનું કાવતરું (Lahore Conspiracy) થયું અને 'ગદર' મંડળના લગભગ પચાસ માણસોને આન્દામાન

મોકલવામાં આવ્યા. પલટનના અનેક શિખ સિપાઇઓને પણ રાજદ્વારી અપરાધ માટે શિક્ષા કરવામાં આવી. બંગાળામાંથી પણ પંદર સોળ જણા આવ્યા.

## પુનઃ ઝઘડો અને ત્રીજી હડતાળ

પરિણામે પોર્ટબ્લેયર રાજદ્વારી કેદીઓથી ભરાઇ જઇને જાણે નર્કની ખાણ બન્યું. એ બધામાંના ચાર પાંચ જણા સિવાય બીજા કોઇને પણ ઘાણી ફેરવવાનું કામ આપવામાં આવ્યું ન હતું. પરંતુ નાળીએરનાં છોડાં પીસવાં એ પણ કાંઈ સહેલું કામ નથી. વળી જે ખોરાક સરકાર તરફથી મળતો તેનાથી પેટ પૂરૂં ભરાતું નહિ. મૂળે તો તેઓ લાંબા ચૌડા પ્રચંડ શરીરવાળા પંજાબી; તેમાં વળી ઘણા તો ઘણો વખત અમેરિકામાં રહીને પેટ પૂરતો માંસ વગેરેનો આ-હાર કરવાની ટેવ પાડી આવેલા. એટલે બે ટચુકડી રોટી અને એક વાડકી ભાત, તે તેમના પેટના કોણ જાણે કયા ખૂણામાં છૂપાઇ જતો હશે ? વળી ગમે તેવાં અપમાનો ગળી જઇને, ગાળો ખાઇને પણ મૂગા બેસી રહે એવા પણ તેઓ ન હતા. એટલે થોડાજ દિવસમાં તેમની અને અધિકારીવર્ગની વચ્ચે નરમગરમ ખટાખટી ચાલવા લાગી.

ઝાંસીવાળા પરમાનંદજીને લીધે ઝઘડો શરૂ થયો. અમુક એક બાબતને માટે તેમને જેલરની પાસે લઈ જવામાં આવ્યા. ત્યાં જેલરે પોતાના અધિકારની રૂએ જેવા શબ્દો તેમને સંભળાવ્યા તેવાજ તેમણે પાછા વાળ્યા. ગરમાગરમ બોલાચાલી થઇ. વાત શબ્દો પરથી મારામારી પર આવી. આખરે પરમાનંદજીને નેતરના વીશ સપાટા મારવામાં આવ્યા. અને એને પરિણામે હડતાળ શરૂ થઇ.

પરંતુ એ હડતાળ ઝાઝો સમય ટકી નહિ. જેલરે પોતેજ

બધાને સમજાવીને, ફોસલાવીને, ભવિષ્યમાં સદ્વ્યવહાર કરવાની આશા આપીને તે હડતાળનો અંત આણ્યો.

છતાં અસંતોષનું બીજ મરી ન ગયું. થોડાક દિવસ પછી એક નજીવા કારણ માટે તકરાર જામી. રવિવારને દિવસે કેદીઓને રજા હોય છે. તે દિવસે પોતપોતાનાં કપડાં ધોવા સિવાય બીજાં કામમાંથી તેને છૂટ્ટી મળે છે. પરંતુ આન્દામાનમાં તો રવિવારને દિવસે જેલના મેદાનમાંથી ઘાસ કાપવાનું હોય છે.

હવે રવિવાર જેવ રજાને દિવસે કેદીઓને બપોરનો આખો વખત કોટડીમાં ગોંધી રાખવામાં આવે, અને તેમાં વળી આ પ્રમાણે સવારે ઘાસ કાપવાનું થયું એટલે તો તેમને મળેલી રજાનો કાંઈ જ અર્થ રહેતો નથી. આથી અમેરિકાની 'ગદર' પત્રિકાના સંપાદક શ્રી. જગતરામ તથા બીજા કેટલાક જણા આ હુકમની સામે થયા અને રવિવારે સવારે ઘાસ કાપવાની ના પાડી. સુપરીન્ટેન્ડેન્ટ સાહેબે તેમની તપાસ ચલાવીને તેમાંના દરેકને છ મહિના સુધી ' બેડી અને કોટડીબંધ'ની શિક્ષા કરી. સ્વાભાવિક રીતેજ આ લઘુ પાપે ગુરૂ દંડ થયેલો જોઇને બધાનાં મન દુ:ખી થયાં. ત્યાર પછી પણ દિવસો દિવસ પડતું સંકટ કમી થવાની કાંઇ પણ આશા દેખાઇ નહિ, એટલે બીજા ઘણાઓએ કામકાજ કરવાનું બંધ કર્યું.

## એક વૃદ્ધ કેદીને મૃત્યુજનક માર

એ વખતે એક એવો બનાવ બન્યો કે તેને લીધે ભારે ધાંધલ મચી રહી. એક વૃદ્ધ શિખ કેદીની સાથે પહેરાવાળાને ચડભડાટ થયો. કેદીએ જણાવ્યું કે મને કોટડીમાં લઈ જઇને ચોકીદારે ખૂબ માર માર્યો. સાચું જૂઠું તો રામ જાણે પણ એક બે દિવસમાંજ તેને મરડાનો રોગ લાગુ પડયો અને તેથી તેને ઈસ્પીતાલમાં

મોકલવામાં આવ્યો. ત્યાં તે ક્ષય રોગનો ભોગ થઈને થોડા જ દિવસમાં મૃત્યુ પામ્યો. ઇસ્પીતાલના માણુસો પણ ખાત્રીથી એમ કહેતા હતા કે એનું મૃત્યુ અસહ્ય મારને લીધે જ થયું છે. છતાં જેલના અધિકારીઓ તે વાત માનવા તૈયાર ન હતા.

આ પરિસ્થિતિનો કોઈ પણ રીતે ઉપાય કરવામાં આવતો ન હતો તે જોઈને ચાર પાંચ જણાએ અન્નજળનો ત્યાગ કર્યો. તેઓનો અગ્રણી પૃથ્વીસિંહ કરીને હતો. તેને રોજ જોરજુલમથી નાક વાટે દૂધ પાવામાં આવતું હતું.

એ પ્રમાણે પાંચ મહિના ચાલ્યું. બીજો કોઈ દેશ હોત તો આ બનાવોને લીધે હાહાકાર વર્તી રહેત, પણ આ તો આન્દામાનનો બેટ રહ્યો. અહીંના બનાવોની ખબર પણ કોણ રાખે ? અને અહીં એ પાંચ કેદી જીવ્યા કે મૂઆ, તો પણ તેમાં શું ઓછું થવાનું હતું ?

શિખ કેદીઓમાં બીજા પણ ત્રણ ચાર જણા આ પ્રમાણે ક્ષય રોગના ભોગ થઇ, બે ત્રણ મહિના દુઃખ ભોગવી, મરણને શરણ થયા. સીઆમ દેશવાળા પંડિત રામરક્ષાજીની વાત મેં આગળ વર્ણવીજ છે. જેલમાં દાખલ કરતી વખતે જનોઈ કાઢી લેવાના રિવાજની વિરૂદ્ધ તેમણે આહારત્યાગ શરૂ કર્યો હતો. તેમનું પણ આજ વખતે ક્ષયરોગથી મૃત્યુ થયું. સંકટમાંથી ઉગરવાનો કોઇ પણ માર્ગ નહિ સૂઝવાથી એક જણાએ કાચનો ટુકડો ગળીને આપઘાત કર્યો.

## શ્રી. યતીશચંદ્ર પાલની ઉન્માદાવસ્થા

ગમે તેમ પણ જેઓ મરણ પામ્યા તેઓ તો બચી ગયા. જેઓ પાગલ બનીને જીવતાં મુડદાં થઈ રહ્યા તેમની દશા ભારે શોચનીય હતી. બાલેશ્વર ( Balasore ) મુકર્દમા વાળા શ્રી. યતીશ-ચંદ્ર પાલ તેમાંના એક હતા. કોટડીબંધ અવસ્થામાંજ તેમનું મગજ

ખસી જઇ તેઓ ગાંડા થઈ ગયા હતા. તેમને ગાંડાની ઇસ્પીતાલમાં મોકલવામાં આવ્યા. પાછળથી તેમને ભારતવર્ષમાં લઇ આવ્યા. અત્યારે તેઓ બરહામપુરની પાગલશાળા ( Madhouse ) માં પોતાના દિવસો વીતાડે છે.

આવી આવી ઘટનાઓનો કાંઈ હિસાબ નથી. કોની વાત લખું ને કોની ન લખું ? છત્રસિંહ નામના એક શિખ કેદી લાયલપુરની ખાલસા સ્કૂલના શિક્ષક હતા. તેમણે શું અપરાધ કર્યો હતો તે તો રામ જાણે ? પણ અહીં આન્દામાનમાં તેમને પ્રથમથીજ 'કોટડી-બંધ' કરી રાખવામાં આવ્યા છે. વાત એવી ચાલે છે કે જ્યારે હડતાળ સંબંધી ધાંધલ ચાલી રહી હતી ત્યારે તેમણે એક દિવસ ઝનૂને ભરાઇને સુપરીન્ટેન્ડેન્ટ સાહેબ પર હૂમલો કર્યો હતો. તેથી ચોકીદારોએ તેમને મારી મારીને બેભાન કરી નાંખ્યા. ત્યારથી તેમને જે કોટડીબંધ કરવામાં આવ્યા છે તે હજુ સુધી આજ બે વર્ષ થઇ જવા છતાંયે બહાર કાઢવામાં આવ્યા નથી !

જેલના વરંડાના એક ખૂણાપર જાળીઆં ઠોકીને તેને માટે એક પાંજરૂં તૈયાર કરેલું છે. એજ પાંજરામાં તેના આહાર-વિહાર, મળમૂત્ર ત્યાગ, તેમજ રાત્રે નિદ્રા પણ થયાંજ કરે છે. આવી સ્થિતિમાં માણસનું સ્વાસ્થ્યભંગ થઇને તે મરણતોલ સ્થિતિમાં આવી પડે તેમાં શું આશ્ચર્ય ? અમરસિંહ નામના બીજા એક શિખ કેદીની પણ એજ અવસ્થા છે.

## ભાઈ પરમાનંદ પર જુલમ

જ્યારે મૃત્યુની સંખ્યા ધીમે ધીમે વધવા માંડી, ત્યારેજ અધિકારીઓની આંખ ઉઘડી. તેમણે ઘણાને તેમનાં શરીરને અનુકૂળ પડે તેવું સહેલું—દોરડાં વણવાનું કામ સોંપવા માંડ્યું. પંડિત જગતરામને ઘણા દિવસના નિર્જન કોટડીબંધ આવાસને લીધે માથાનો દુખાવો

શરૂ થયો હતો; તેથી તેને તથા બીજા બે જણાને છાપખાનાનું કામ સોંપવામાં આવ્યું. દયાનંદ કૉલેજના એક આગલા પ્રોફેસર ભાઇ પરમાનંદે હડતાળમાં બિલકુલ ભાગ લીધેલો નહિ તેથી તેમને ઇસ્પીતાલમાં કંપાઉન્ડરની જગા આપવામાં આવી.

પરંતુ તેમનાથી એ સુખની જગા ઝાઝો વખત ભોગવી શકાઇ નહિ. તેમની પત્નીએ તેમણે લખેલા એક પત્રમાંથી આન્દામાનમાં રાજદ્વારી કેદીઓની સ્થિતિ સંબંધી કેટલોક ઉતારો ન્યુસપેપરમાં પ્રગટ થયો, તેથી ચીફ કમીશ્નર સાહેબને ભારે ખોટુ લાગ્યું અને તેમનો ક્રોધ ભાઇ પરમાનંદ ઉપર ઉતર્યો. પરમાનંદે સાહેબને જણાવ્યું કે મારો પત્ર હંમેશના રિવાજ મુજબ જેલના સુપરીન્ટેન્ડેન્ટ સાહેબના હાથમાં થઇને ગયો હતો. છતાં તેમનું કહેવું સાંભળવામાં આવ્યું નહિ, તેમજ સાહેબની ખફગી ઉતરી નહિ. એને તેમના ઉપર જુલમ થવા માંડ્યો. એ જુલમનો અંત ન દેખાવાથી અને પરમાનંદે આહારત્યાગ કરીને આત્મઘાત કરવાનો નિશ્ચય કર્યો. પરંતુ સદ્દભાગ્યે થોડાજ દિવસ પછી શહેનશાહનો ઢંઢેરો બહાર પડતાં તેમને જેલમાંથી મુકત કરવામાં આવ્યા. જે રાજદ્વારી કેદીઓ હજુ પણ જેલમાં પડેલા છે તેની દુર્દશાનો અંત કયારે આવશે ? પ્રભુ જાણે.



૯

# આન્દામાનમાં કેદીઓના પ્રકાર

સારા ભારતવર્ષમાં આન્દામાનના કેદીઓ વિષે કોણ કેટલું જાણે છે ? આપણને ખ્યાલ પણ નથી કે આપણી પોતાનીજ અવગણનાને લીધે લાખો મનુષ્યો—આપણી સમાજનાજ પતિત, વિકૃત-ચરિત્ર ભાઇબ્હેનો—આપણાં પ્રાયશ્ચિતરૂપે, જીવતાજીવત આ પૃથ્વી-પર રૌરવ નર્કમાં વાસ કરી રહ્યાં છે.

આપણાં સદ્દભાગ્ય છે કે વખતોવખત કોઇ કોઇ મહાત્મા આપણી વચ્ચે ઉત્પન્ન થઇને આપણી માબ્હેનોનાં દુઃખ, અજ્ઞાનતા અને દીનતા વિષે વિચાર કરે છે; પણ આપણે પોતે તેને વિષે કાંઇજ વિચાર કરતા નથી. ઉલટું આપણે તો એ વિચાર કરનારાઓની હાંસી કરીએ છીએ ! સમાજમાંથી પદચ્યુત થયેલા અપરાધીઓની વાત જાણવા, વિચારવાની શી જરૂર છે એમજ આપણે માની રહ્યા છીએ !

પરંતુ હવે સમય એવો આવતો જાય છે કે એવાઓની વાત જાણ્યા વિચાર્યા વગર આપણો છૂટકો થવાનો નથી. આજ સુધી આપણે આપણા દેશી ભાઇઓ પ્રત્યે જે અવગણના, અપમાન અને જુલમગારીનું વર્તન રાખ્યું છે તે પાપનો પુંજ પહાડ સરખો થવા આવ્યો છે. એ પાપના સ્પર્શથી માતૃભૂમિના પ્રાણરૂપ અહલ્યા પાષાણમય બની ગઈ છે. એથી ઉપજેલી જડતા અને પક્ષાઘાતમાંથી અત્યારે આપણને ઉગરી જવા સિવાય છૂટકો નથી.

દર વરસે લગભગ હજારથી બારસો માણસોને દેશનિકાલ કરી આન્દામાન મોકલવામાં આવે છે. તેમાં સોળ સત્તર વર્ષના છોકરાથી માંડીને પચાશ પંચાવન વર્ષના બુઢ્ઢાઓ પણ--ડાકટર સાહેબની કૃપાથી દેશનિકાલ થવાને લાયક ગણાઇને—આવે છે. સરકાર બહાદૂરના કાયદા કાનૂનોમાં અને તેના અનુષ્ઠાનમાં કોઇ પ્રકારની ત્રુટિ નથી. બડા સીવીલ સર્જન સાહેબની પરીક્ષામાં પાસ થાય નહિ ત્યાં સુધી કોઇને આન્દામાન મોકલી શકાતા નથી એ ખરૂં, પરંતુ તેમાં શું વળ્યું ? જે ડાકટર સાહેબ કેદીઓની પરીક્ષા કરે તે જો હૈયાસૂનો હોય તો તો તે આ કામ જેમ બને તેમ જલદી જ પતાવી દેવા ઇચ્છે. કારણ એવાં તો એને હજાર કામ હોય! કદાચ તે બિચારો સવારથી સાંજસુધી બીજાં કામો કરી કરીને થાકી ગયેલો હોય ત્યારેજ તેને બસો કેદીઓનું ઝુંડનું ઝુંડ તપાસવાનું હોય. એવું હોય ત્યારે તે બિચારો એક એક કેદીની પાસે આવે, મિનિટેક ઉભો રહે, જીભ કઢાવી જૂએ, છાતી પીઠ ઠોકી જૂએ ને જેમ સૂઝે તેમ એક બે શબ્દો ટિકીટ પર ચિતરી આપે. એમ ન કરે તો તેનો પત્તોયે કેમ ખાય ?

મેં ગયા દશ વરસ દરમ્યાન કેદીઓની ઓછામાં ઓછી બસો અઢીસો ટોળીઓ આવેલી જોઇ હશે. એ કેદીઓ જ્યારે પહેલવહેલા

આવે છે ત્યારે તેઓ જેલખાનાના બીજા કેદીઓના પ્રમાણમાં ભોળા હોય છે, તેમાંના કોઇક ઝનૂને ભરાઇને એકાદવાર અત્યાચાર કરેલો હોય છે તો કોઇકે અમુક વ્યક્તિ પ્રત્યે દ્વેષને લીધે અચાનક તેનું ખૂન કરેલું હોય છે. દરેક ટોળીમાં સેંકડે ૧૫ ટકા જેટલા કેદીઓ તો નિર્દોષજ હોય છે. પોલિસ અથવા જમીનદાર, સાહુકાર અથવા ગામના બીજા કોઈની સાથે વેર બંધાયલું હોવાથીજ તેના ઉપર આ વિપત્તિ આવી પડેલી હોય છે. સેંકડે દશ જણા ( Habitual Criminal ) દાગીચોર હોય છે. તેમની તો વૃત્તિજ નિરંતર ગુન્હા કરવા તરફ વળેલી હોય છે.

જીવનમાં પહેલી જ વાર અપરાધ કરીને પકડાયલા હોય એવા લગભગ નિર્દોષ ( Casual Criminal ) કેદીનું જીવન આવા દાગીચોરોના સંસર્ગથીજ કલુષિત થવા માંડે છે. ત્યાર પછી તેમને સેલુલર જેલમાં અલગ અલગ બ્લોકમાં રાખવામાં આવે છે તે વખતે તેમના જીવનમાં જેટલી શુદ્ધતા હોય છે તે બધી ભૂંસાઇને રોજ તેમાં કચરો ભળે છે. તેમના સ્વભાવમાંથી માણસાઇ ઉડી જાય છે અને માત્ર પશુતા—પાશવ વૃત્તિઓ—ઉત્તેજીત થાય છે. તેમના એ અધઃપતનનું કારણ માત્ર અહીંના દાગીચોરોનો સંસર્ગજ છે.

ભારતવર્ષની બીજી બધી જેલોની માફક આન્દામાનની સેલુલર જેલમાં પણ ત્રણ જાતના કેદીઓ આવે છેઃ (૧) કુચરિત્ર અથવા સ્વભાવથીજ નઠારા, (૨) સુચરિત્ર અથવા સારા સ્વભાવના અને (૩) નિર્બળ મનના, અસ્થિર ચરિત્રવાળા કેદીઓ.

જેમનો સ્વભાવ મૂળથીજ સારો હોય છે અને જેમની લાગણીઓ ઉંચા પ્રકારની હોય છે તેમને જેલના કાયદા, કાનૂન, નિયમો, દંડ કે તાડન કશાની જરૂર નથી હોતી. તેઓ તો આપોઆપ સુંદર પુષ્પ જેમ પોતાની સુવાસિત પાંખડીઓને એક પછી એક પ્રફુલિત કરે છે અને પોતાની સુન્દરતા બતાવી આપે

છે. જેમ સુવર્ણને અગ્નિમાં નાંખવાથી તે વિશેષ શુદ્ધ થાય છે તેમ કારાવાસના કડવા નિયમો અને દંડતાડન વગેરે તેમના જીવનને મલિન નહિ પણ વિશેષ શુદ્ધ બનાવે છે.

પરંતુ જેમની પ્રકૃતિ જન્મથીજ ઇંદ્રિયલોલુપ અને કુકર્માસક્ત હોય છે તેઓ તો જેલખાનાનાં બંધનો અને શાસન-તાડનને લીધે મરણીઆ થઇ બેસે છે. હાથકડી, બેડી, જેલબંધ, નિર્જન કોટડીબંધ એવી એવી શિક્ષાઓને તો તેઓ ઘોળીને પી જાય છે. અને પહેરેગીરોના દંડા ખાવા એનો જાણે એક બહાદૂરી સમજે છે. અત્યંત પાપી અને શરમભરેલા કૃત્યને માટે જ્યારે તેમને શિક્ષા સહન કરવાની હોય છે તે વખતે પણ તેઓ જે નીડરતા અને બેદરકારી ધારણ કરે છે તે જોઇને તો આપણને આશ્ચર્યજ લાગે છે. એવા લોકો બેએક વર્ષની જેલ ભોગવ્યા પછી સેટલમેન્ટમાં છૂટા થાય છે તેવાજ પાછા આવે છે. જેલમાં પાછા આવવાને માટે તો તેઓ કોઇને મારે છે, અથવા તો બેચાર દિવસ ગેરહાજર રહીને શિક્ષા મેળવવાને ખાતર પકડાય છે. જેલ બહાર જંગલખાતામાં, અથવા ચ્હા કે રબરની વાડીઓમાં અથવા ઇંટની ભઠ્ઠીઓમાંનું કામ જેલમાં ઘાણી ફેરવવા કરતાં પણ અઘરૂં પડે છે. જેલમાં તો તડકા તાપ અને વરસાદમાં કામ કરવું પડતું નથી. તેમજ ખોરાકીની ચોરી થતી ન હોવાથી કેદીઓને પેટ ભરીને ખાવાનું મળી શકે છે. મેં એક એક દાગીચોર (Jailbird) ને દશ દશ અગીઆર અગીઆર વાર જેલમાં પાછા આવતાં જોયો છે. પોર્ટબ્લેરમાં એવો કોઇ પણ માણસ ન હતો જેને સેરા, મૂરગા, સૈયદ, મહાવીર, પહેલવાન, ગોર, ચાર્લી વગેરે સુવિખ્યાત દાગીચોરોને વિષે માહિતી નહિ હોય.

## જેલખાનાનાં અનિષ્ટો

કારણવશાત્ અપરાધ કરનારા અસ્થિર મનના કેદીઓની સંખ્યા સેંકડે ૮૦–૯૦ જેટલી હોય છે. એવા કેદીઓ જ્યારે જેલ-

માં પ્રવેશ કરે છે ત્યારે કંઇક ભોળા, સરળ, ભારે ગુન્હા ન કરી શકે એવા અને દુર્દૈવવશાત્ અથવા ગ્રહની નબળાઇને લીધે અપરાધી બનેલા હોય છે. પરંતુ જ્યારે તે જેલ છોડીને જાય છે ત્યારે અનેક ઠોકરો ખાઈ, ઘડાઈને, વારંવાર દંડ–સજાનાં દુઃખો ભોગવીને અને દુષ્ટ દાગીચોરોના સહવાસમાં આવીને પહેલાંના કરતાં ચારગણા લોભી, નિર્દય, ખટપટી અને કુકર્માસકત થઈને નીકળે છે. આમ થવાનાં કારણો મુખ્યત્વે કરીને નીચે પ્રમાણે છેઃ—

( ૧ ) દાગીચોર અથવા સ્વભાવથીજ બદમાશ કેદીઓનો સહવાસ; અને તેમની પાપવૃત્તિ તથા પાપી કૃત્યોનો નિત્ય પરિચય.

( ૨ ) કઠણ કામ કરવાની અશક્તિ. જ્યારે તે ગમે તેમ કરતાં પણ ત્રીશ રતલ તેલ પીલી શકતો નથી ત્યારે સજા *થવાના ભયથી તે બીજા બદમાશ લઠ્ઠ શરીરવાળા કેદીનું શરણ લે છે અને તેની પાપી પ્રવૃત્તિમાં સહાયભૂત થવાનું કબૂલી, બદલામાં પોતાનું બાકી રહેલું કામ તેની પાસે કરાવે છે.

( ૩ ) ભય–પ્રદર્શન અર્થાત્ દંડાબાજીના ઉપરજ આધાર રાખતી જેલની વિધિઓ પરોક્ષ રીતે કેદીના અધઃપતનનું કારણ બને છે. પહેલાં પહેલાં તો હાથકડી પહેરીને ઉભા રહેવાની, બેડી સાથે, અથવા બિલકુલ નગ્ન શરીરપર નેતરના સપાટા ખાવાની શિક્ષા મરવા જેવી કડવી લાગે છે. પણ જ્યાં એકવાર તેનાં ભય અને શરમ તૂટી જાય છે પછી માણસ મરણીઓ બની રહે છે. ઝનૂનથી તેનું હૈયું કઠણ બની જઇને તે સીધો પાપને પંથેજ ચાલ્યો જાય છે. અંતરના બળાપાને લીધે જાતપર ચીઢવાઇ જઇને આપઘાત કરનારાઓના ઘણા દાખલા જેલમાં મળી આવશે.

( ૪ ) વ્યસનોની અપૂર્તિ. જેને પહેલાં તમાકુનું અથવા કોઇ બીજા વ્યસન કે નિશાની ટેવ હોય છે તેવો માણસ એક ચપટી

તમાકુને માટે કોઇ પણ છળકપટ કે પાપનું કામ કરવાને ચૂકતો નથી. એ ત્રણ વરસ સુધી સાકર, માંસ કે મીઠાઈ ખાવાને નહિ મળવાથી એક મુઠ્ઠી સાકરને માટે ભયંકરમાં ભયંકર પાપ કરતાં મેં કેટલાકને જોયા છે.

( ૫ ) ફરજીઆત બ્રહ્મચર્યપાલન. મનુષ્યપ્રાણીની કુદરતી ક્ષુધાને કાયદા વડે દબાવી શકાતી નથી. સ્ત્રીપુત્રાદિના સહવાસથી વંચિત થયેલો, 'સંગસુખ'નો અભિલાષી મનુષ્ય પોતાની વાસના તૃપ્ત કરવાને કેવા ભયંકર અને બીભત્સ ઉપાયો વડે જીવનને કલંકિત કરે છે તે જો બરાબર સમજવું હોય તો પોર્ટબ્લેયરની અથવા બીજી કોઇ પણ જેલમાં કેદી થઇને રહેવાથી જ સમજી શકાશે. કુટુંબપરિવારના સહવાસ અને આત્મતૃપ્તિના અભાવથી મનુષ્ય ખરેખર પશુજ બની જાય છે.

( ૬ ) ધાર્મિક વાતાવરણ અને જ્ઞાનનો અભાવ. જેલખાનામાં પાપને માર્ગે વળવા માટે હજારો તરફથી પ્રેરણા અને પ્રલોભનો મળે છે. પરંતુ જ્ઞાનપ્રાપ્તિનો અથવા જીવનનો સદુપયોગ કરવા વિષેનો લાભ જરાયે મળતો નથી. કેદી પહેલાં જ્યારે સ્વતંત્ર હોય છે ત્યારે તેની આસપાસ દેવમંદિર, કથાપુરાણ, સાધુસંતના સમાગમ, પૂજાઅર્ચા વગેરે સાધનો તેના ચારિત્રગઠનને માટે હોય છે. પરંતુ જેલખાનામાં તો તેવું કશુંજ નહિ મળે. અહીં તેનું જીવન પાપમાર્ગની એટલું બધું નજીક આવે છે કે તે સ્વર્ગનું નહિ પણ નર્કનુંજ દ્વાર ઠોકવા મંડી પડે છે.

( ૭ ) કેદીની અધોગતિ થવાનું એક કારણ એ છે કે અહીં કોઇ પણ સારૂં કાર્ય કરવા માટે પ્રેરણા અથવા લાલચ મળતી નથી. ભારતવર્ષની જેલમાં તો કેદીના કેટલાક સદ્ગુણો-

સુઘડતા, સ્વચ્છતા, ખાવાપીવામાં મિતાહાર, સારી વર્તણૂક અથવા સોંપાયેલા કામ ઉપરાંત કરેલું કામ—એ બધું ધ્યાનમાં લઇને તેને મળેલી સજામાં દર મહિને દશ બાર દિવસ પ્રમાણે સજાની મુદતમાં ઘટાડો કરવામાં આવે છે. આથી કેદીને જેલમાં સુધરવાનું સરસ પ્રલોભન મળે છે. પરંતુ પોર્ટબ્લેયરમાં એવી રીતે મુદતની માફી આપવાનો બિલકુલ રિવાજ નથી. માત્ર જ્યુબીલી મહોત્સવ હોય અથવા બીજો કોઈ શહેનશાહી રાજ્યાધિવેશનનો ઉત્સવ હોય તેવે વખતે, દશ વરસમાં એક કે બે વાર, એવી અસાધારણ માફી મળે છે.

( ૮ ) બીજું એક કારણ એ છે કે સજાની કોઈ મુદત ઠરાવેલી હોતી નથી. યાવજ્જીવન દેશનિકાલની શિક્ષા પામીને આન્દામાનમાં આવેલા કેદીઓને તેઓ મૃત્યુ પામે ત્યાં સુધી કેદમાં રાખવામાં આવેછે. જો કે ચીફ કમીશ્નરને એક ખાસ અધિકાર આપવામાં આવેલો છે તેને આધારે તે હિંદુસ્તાનની સરકાર આગળ સારા કેદીઓની ભલામણ કરી શકે છે. ખૂનનો અપરાધી હોય તો વીશ વરસ પછી અને ધાડપાડુ અથવા રાજદ્રોહી અપરાધી હોય તો પચીશ વર્ષ વીત્યાં પછી તે સરકારને ભલામણ કરી શકે છે કે આ કેદીએ પોતાનું બધું જેલજીવન નિર્દોષ શાંતિથી વીતાડ્યું છે, તેથી એની બાકીની સજા રદ કરીને એને છૂટો કરો.

પરંતુ આવી ભલામણોમાંથી સેંકડે દશને તો એવોજ જવાબ વાળવામાં આવે છે કે બીજા પાંચ વરસ આ કેદીને દેખરેખ હેઠળ રાખવો એવો સરકાર બહાદુરનો અભિપ્રાય છે. કેટલાક પ્રસંગમાં ભલામણ બિલકુલ સ્વીકારવામાં આવતી નથી તેમ કેટલીક વાર કેદીને આન્દામાનમાં જ છૂટાકેદી તરીકે મુક્ત કરવામાં આવે છે. બાકીની સેંકડે ૯૦ ભલામણોમાંથી પણ જો એ કેદી આ ટાપુનાં પ્રાણઘાતક હવાપાણી અને જેલનાં દુઃખી નર્કજીવનમાંથી બચીને

જીવતા રહે છે તેઓજ છેવટે મુક્તિ પામે છે. વીશ વીશ પચ્ચીશ પચ્ચીશ વર્ષ પછી મળવાના મુક્તિલાભ તરફ નજરરાખીને આશામાંને આશામાં જીવનને ટકાવી રાખે એવા તે કેટલાયે કેદી હોય! તેમાં પણ ઘણાકને તો બેવડી ત્રેવડી જીંદગીની દેશનિકાલની સજા મળેલી હોય છે. એટલે તેમની મુદત તો ૪૦ વરસ—૬૦ વરસની હોય છે! કેટલાકને તો ૭૫ થી ૧૦૦ વરસ સુધીની સજા મળેલી મેં જોઈ છે! એ પ્રમાણે જે કેદીને પોતાના ઉદ્ધાર અથવા મુક્તિની આશા પણ રહી ન હોય તે ગમે તેવું કુકર્મ કરતાં પણ શાને અચકાય? આન્દામાનમાં જેટલાં જેટલાં ખૂન, ચોરી, ધાડ, જેલ—પલાયન, અને બીજાં નૈતિક પાપાચરણ થાય છે તે આવી નિરાશા અને વિકળતાનુંજ પરિણામ હોય છે.

( ૯ ) આ બધાં કારણો ઉપરાંત જો જેલના અધિકારીઓ નિર્દય, હૃદયહીન હોય છે, ત્યારે તો જેલને આદર્શ નર્કાગાર બનાવવામાં કાંઇજ ઉણપ રહેતી નથી. તે નિર્દય કે હૃદયહીન ન હોય પણ માત્ર આળસુ અને બેદરકાર હોય તો પણ કેદીઓના તો ભોગજ ફરી વળે છે. પશુ જેવી પ્રકૃતિવાળા જમાદાર, ટંડેલ અને પેટી ઓફીસરો, ઉપરી અધિકારીની દુર્બળતાનો લાભ લઇને કેદીઓનાં જીવનને કેવળ અસહ્ય બનાવી મૂકે છે.

( ૧૦ ) ઉપરાંત આન્દામાન એટલે રોગનો રંગમહેલ. મેલેરિયા, મરડો, ક્ષય, ઉદરામય, ન્યુમોનિયા, ટાયફોઇડ વગેરે રોગોનું તો અહીં સામ્રાજ્ય જ છે. અહીં એક તરફથી કાળજીથી જીંદગીનો ભાર વહેવો પડે છે અને બીજી તરફથી તડકાતાપમાં તેમજ વરસાદમાં કડીતોડ મહેનત કરવી પડે છે. એટલે શારીરિક તેમજ માનસિક શ્રમથી કંટાળી જઇને કેદીઓ ક્યાં તો મરણુ સંકલ્પ કરી બેસે છે અથવા તો ઝંઝે ભરાઇને સામા થાય છે. વળી અહીં જેણે એકવાર મરવુ-

સંકલ્પ કર્યો તેનું બચવું બહુજ મુશ્કેલ છે. કારણુ અહીંનું વાતાવરણુજ એવું છે કે માણુસ નિરંતર મૃત્યુની દિશામાંજ તણાયો જાય છે. એમાંથી બચનારા બહુ જ થોડા—મહાદુઃખે બચે છે. યમરાજ અને માણુસની વચ્ચે અહીં સતત તાણાતાણી ચાલતીજ હોય છે.

( ૬૧ ) અંતે, એકવાર માણુસનું ચારિત્ર અહીંના અનીતિમય પાપી વાતાવરણુથી કલંકિત થયું કે પછી તરતજ તે અનેક રોગનો ભોગ થઈ પડે છે; તેનું શરીર બિલકુલ ભાંગી પડે છે. પોર્ટબ્લેયરમાં એ બધા રોગોના કેટલા પ્રકાર છે અને તેનાં કેવાં ભયંકર પરિણામો આવે છે તેનું વર્ણન કરવું મુશ્કેલ છે. આ રોગોનીવાત પકડાઈ જતાં તેવા કેદીને સજા કરવામાં આવે છે, એથી કેદીઓ ગમે તે ઉપાયે પણુ પોતાના રોગની વાત છુપાવી રાખે છે. આ પ્રદેશમાં સ્રીને શિયળ અને પુરૂષને ચારિત્ર જેવું કશું હોતું નથી. માત્ર પાશવવૃત્તિજ આ નર્કસ્થાનમાં અખંડ રાજ્ય કરી રહી છે.



૧૦

# કેદીઓના નમૂના



આન્દામાનમાં જેલના અનીતિમય વાતાવરણમાં પડીને અને બધી આશા અપેક્ષાનો ત્યાગ કરીને કેદીઓનાં ભેજાં કેવી વિલક્ષણતા ધારણ કરે છે તેનો ચિતાર આપવો મુશ્કેલ છે. વારંવાર મળતી સજાઓ અને નિરાશાને લીધે કેટલાએકનો મિજાસ બિલકુલ ફરી જાય છે. કેટલાક તદન ભેજાંગેપ બની જાય છે.

## મહાવીર

મહાવીર અને સૈયદ નામના કેદીઓ એવાજ હતા. અમે જ્યારે મહાવીરને પહેલીવાર મળ્યા ત્યારે પણ તેને લગભગ છસાત વાર આખખાની શિક્ષા થઈ ચૂકી હતી. હાથકડી, બેડી, હેડ, અને કમ-ખોરાકની શિક્ષા તેને કેટલીયેવાર થયેલી, તેની તો ગણતરી પણ થઈ

શકે નહિ. દેખાવે તે ઉંચો, પાતળો, કદરૂપો અને દુર્વાસા મુનિ જેવો ભયાનક હતો. તેના મ્હોંમાંથી અશ્લિલ ગાળોનો પ્રવાહ નિરંતર ચાલુજ રહેતો. આખી રાત અને દહાડો તે બડબડ બડબડ કર્યાજ કરતો. સામાન્ય પ્રચલિત ગાળોથી તેના ક્રોધની શાંતિ થતી ન હોવાથી તે નવીન નવીન ગાળો ઉપજાવી કાઢતો. મૂરે સાહેબ ઠીંગણો હોવાથી મહાવીરે તેનું નામ " બટેરિયા " પાડયું હતું ( બટેર નામનું એક નાનું પક્ષિ થાય છે ). બારી સાહેબના તો મહાવીરે લગભગ એક સોને આઠ નામ પાડેલાં હતાં. રોજ સવારે અને સાંજે અનેક પ્રકારના ચાળાચમકા કરતો કરતો તે એ બધાં નામોનો જાપ જપતો. તેને કબજીઆત અને અગ્નિમંદતાનો મરજ થયો હતો. અને તે ખાત્રીથી એમજ માનતો કે એ મરજ રોજને રોજ કચુની ભાજીનું શાક ખાવું પડે છે તેથીજ થયેલો. ત્રીશ ત્રીશ વરસની જેલની મુદત દરમ્યાન એકનું એકજ શાક ખાવા મળેલું તેથી તે પેટમાં બેગું થઈને તેનો ગઠ્ઠો બાઝી ગયો હતો !

ચપટી તમાકુ કે એક બીડીને માટે મહાવીર ગમે એવા માણસની, જોઈએ તેટલી ખુશામત કરતો. એ સરકારને બેસીતમ ગાળો દેતો. પોતાને આવા ઘોર દુઃખમાં નાંખવા માટે તે પરમેશ્વરનો તેમજ દેવાનો પણ ગાળો વડે ઉદ્ધાર કરી નાંખતો. કોઈ અમલદાર અથવા વીઝીટર જેલ જોવા માટે આવે એટલે સૌથી પહેલો પોતેજ તેમની આગળ હાજર થઈ જતો, અને પોતાની સંખ્યાબંધ ફરીઆદો રજૂ કરતો. તેમજ જો એ ફરીઆદોનો પ્રતિકાર ન કરવામાં આવે તો તેના ઉપર કાનના કીડા ખરે એવી અકથ્ય, અશ્રાવ્ય ગાળોનો વરસાદ વરસાવવા ચૂકતો નહિ.

## સૈયદ

સૈયદ શુક્લ હતો. તેનું શરીર ઉંચું તાડ જેવું હતું. વાળ ધોળા થયા હતા. આંખો લાલ હતી. અને જીભપર સરસ્વતીનો વાસ હતો.

કોઇને છાપરે ચઢાવવામાં જેવો તે ઉસ્તાદ હતો તેવોજ ગાળો ભાંડ-વામાં અને લડવામાં શૂરો હતો. મહાવીરના બધાએ ગુણ એનામાં હતા. ઉપરાંત એ કે.ઈ કોઇવાર મિષ્ટભાષી અને પુતળાજ બની જતો. એને થોડો તમાકુ પાયો હોય ત્યારે ખૂબ આનંદમાં આવી જઇ અનેક પ્રકારની ચેષ્ટા કરીને, આંખો નચાવતો કૂદાવતો, ઉછાળા મારતો, લાકડી વડે અટાપટા ખેલી બતાવતો.

વારંવાર સૈયદ 'બંમ્ કાળી! કલકત્તાવાળી!' એવા ઉદ્‌ગારો મોટા ભીષણ ઘાંટાથી પાડતો. તેમજ જ્યારે પોતાની દુ:ખમય સ્થિતિ વિષે સ્મરણ થઇ આવતું ત્યારે નસીબને ગાળો દેતાં દેતાં તે આખી જેલ ગજાવી મૂકતો. તેને જાતજાતની સ્વાદિષ્ટ વાનીઓ ખાવાનો ભારે અભિલાષ હતો. એકે ઝપાટે–એકે શ્વાસે તે પુલાવ, જરદા, મૂતંજન, કવાબ, કોફ્તા, મોતીચુર વગેરે મીઠાઇઓનાં નામ દઇ જતો. અને કપાળે હાથ ઠોકીને બબડતો–" બચ્ચા સૈયદ! આવી મીઠાઈઓના ખાવાવાળા સૈયદ, આખરે તારા કપાળમાં મીઠાઇને બદલે કચુની ભાજી અને અડદની દાળજ રહી? તોબાહ! યા બિસ્મિલ્લાહ! ખોદાવંદ કરીમ!"

રાત્રે જે બ્લોકમાં સૈયદ રહેતો તે બ્લૉકમાં બીજા કોઇને ઘડીભર પણ આંખ મળવાની આશા જ ન હતી. જ્યાં સુધી એનો રાતનો ખોરાક–તમાકુ કે બીડી–એને કોઇ આપે નહિ ત્યાં સુધી આખો વખત તે પોતાની કોટડીના બંધ દરવાજા આગળ બેસીને ગાળો ભાંડયાં જ કરતો. અને જાણે જેલમાં ધાડ પડી હોય તેમ બરાડા પાડીને આખી જેલને ગજાવી મૂકતો—" એએએએ સેલ્યુલર જાનીઆ રે એએએ......! એએએએ બારીઆ બંબી રે...! ( બારી સાહેબને ઉદ્દેશીને ) ખોદા તેરા બેડા ગરક કરે..." વગેરે.

કોઇપણ માણસને શિક્ષા કરવાનો સહેલામાં સહેલો રસ્તો એજ કે તેને રાત્રે સૈયદની જોડેવાળી કોટડીમાં પૂરવો. જ્યારે કોઇ ચોકીદાર કે કેદી એના ધાંટાશોરથી કંટાળીને આખરે એને બીડી—તમાકુ મોકલી આપે ત્યારે જ તેમનો એના ત્રાસમાંથી છૂટકારો થતો. કોઇ કોઇ વાર જ્યારે તે ખૂબ બરાડા પાડતો ત્યારે જેલરના હુકમથી એક ટીનના ડબ્બા વડે તેના ઉપર પાણી છાંટવામાં આવતું. સ્વભાવદોષને લીધે સૈયદ જાતે બળતો તેમ બીજાને પણ બાળતો. આખરે, મૂરે સાહેબે તેના ઉપર દયા લાવીને ગાંડાની ઇસ્પીતાલના બગીચામાં પહેરેગીરનું કામ સોંપીને તેને જેલમાંથી મુક્ત કર્યો. સાંભળ્યું છે કે એ જગા પર ગયા પછી તેણે ગાળો ભાંડવાનું બિલકુલ છોડી દીધું છે.

## મૂરગો અને સેરો

મૂરગાનું નામ પણ આન્દામાનમાં પ્રખ્યાત છે. એનો દેખાવ તો જાણે કળિયુગનો ભીમસેન જ! કાળો ભૂત જેવો, મોટા મોટા ખભા, અને લાંબા લાંબા વાળ. એની ગુચ્છાદાર મૂછમાંથી તો એક કેવું સરસ બ્રશ બની શકયું હોત! બારીસાહેબ, એને બીજાઓ કરતાં એક ડબ્બુ દહીં અથવા થોડાંક કેળાં વધારે આપવાની લાલચ બતાવીને ધાણીમાં જોડતા. મૂરગો અને તેનો જોડીદાર સેરો—એ દરેક રોજનું ૮૦ રતલ તેલ પીલતા. સેલુલર જેલમાં પહેલાં દરેક કેદીએ વીશ રતલ તેલ કાઢી આપવાનો રિવાજ હતો. પરંતુ બારીસાહેબ અને આ બે ગુંડાઓને લીધે તે વધીને ત્રીશ રતલનો રિવાજ થયો. જ્યારે એક માણસ સહેલાઇથી ૮૦ રતલ તેલ કાઢી શકે છે એમ સુપરીન્ટેન્ડેન્ટે જોયું ત્યારથી તેમણે જાણ્યું કે એક સામાન્ય મજૂર ઓછામાં ઓછું ત્રીશ રતલ તો કાઢી જ શકવો જોઇએ. એ રીતે જેલર સાહેબે બીજાં દરેક જા ન કામકાજની

કેદ વધારી દીધી ત્યારથી કેદીઓને માટે સેલુલરમાં પહેલાંના જેવું રામરાજ્ય રહ્યું નથી.

## બરમીઝ છોકરાઓ

મને જેલમાં સોળ સત્તર વર્ષની ઉમ્મરના બે બરમીઝ મળ્યા. બરમીઝ લોકો સાધારણ રીતે અહીં જેલમાં આવીને અફીણી, જુગારી અને કલુષિત ચરિત્રવાળા બની જાય છે. પરંતુ આ બે જણા–ટોયાં અને ફેયાં–અને ત્રીજો એક હતો, જેનું નામ મને યાદ નથી, તે ત્રણે ઘણા જ સુશીલ હતા. સુશીલ હતા એ ખરૂં, પણ તેથી કાંઇ તેઓ વરસમાં એકાદ બે ખૂન ન કરે એમ માનવું નહિ. પઠાણો અને પંજાબીઓ તો બિલકુલ પશુજ હતા. આ દેખાવડા સુંદર બરમીઝ છોકરાઓને જોઇને તેઓ તેમની પાછળ મંડતા. અને જ્યારે તેઓ એમની પાપ પ્રવૃત્તિમાં સામેલ થવા ના પાડતા ત્યારે ટંડેલ અને પેટી ઓફીસરોની સાથે મળીને તેઓ આ બિચારા છોકરાઓની ઉપર અનેક જાતની આફતો લાવી નાંખતા.

બધા કેદીની પાસે તમાકુ અથવા એવી જ બીજી મનાઇ કરાયલી એક બે વસ્તુ તો હોય છેજ; અને તે પકડાઇ ગઇ એટલે તેને સજા થતી જ. રોજનું ઠરાવ્યા પ્રમાણેનું કામકાજ કરવામાં લુચ્ચાઇ કરી તોયે સજા થવાની જ. કોઇને અમસ્તો મારામારીનો કે ગાળાગાળીનો ખોટો આરોપ મૂકીને સાહેબની પાસે મોકલી આપ્યો કે સાહેબ પણ બીજી કાંઈ પૂછપરછ ન કરતાં, લાલચોળ આંખો કરીને શિક્ષાજ ફરમાવી દે. એક માત્ર મૂરે સાહેબ કંઇક ન્યાય આપવાની વૃત્તિવાળા માલમ પડયા ખરા. બાકી તો આપણા જૂના કાજીની અદાલતોના ન્યાય જેવા જ ન્યાય સમજવા.

ફાંસીની ઉપર કેટલીય વાર ખૂનને માટે કામ ચલાવવામાં આવેલું. આખરે અમે તેને છાપખાનામાં કાગળો કાપવાના કામ પર ખેંચી લીધો. ત્યાં તેની સાથે સદ્‌વ્યવહાર થતો હોવાથી તેણે બિલકુલ દાવા-ટંટા વગર દોઢ વરસ શાંતિથી પસાર કર્યું. ત્યાર પછી તે છૂટો થયો. બહાર નીકળ્યા પછી તેના નસીબમાં શું લખેલું હશે, તે તો ભગવાન જાણે.

## કાર્તિક મોચી

કાર્તિક એક લૂંટારો હતો. તે જાતનો મોચી હતો. તેની ઇચ્છાશક્તિ જબરી હતી. શરીરમાં બળ અને ઉત્સાહ પણ ભારે હતાં. તેથી જ લાઠાબાજી અને લૂંટફાટ તો એને મન રમત હતી. બીજી રીતે જોતાં એ માણસ ઘણા સુંદર સ્વભાવનો હતો. જેના ઉપર એનું મન બેસે તેની સેવામાં તો પ્રાણ પણ સમર્પણ કરે એવો એનો સ્વભાવ હતો.

એક દિવસ ઉપેન્દ્ર બાબુએ તેની આગળ હિંદુ-મુસલમાન એકતા સંબંધે એક લાંબું ભાષણ આપ્યું. તેણે આખું ભાષણ પૂરેપૂરી શાંતિથી સાંભળ્યું અને કબૂલ કર્યું. પણ અંતે એક પ્રશ્ન કાઢયો—"બાબા ઠાકુર! આપે આ બધું નિવેદન કર્યું તે તો ખરું. પણ આવું આ મધુરું હરિનું નામ! તે પણ એ લોકો આખી જીંદગીમાં એકવાર મ્હોંડે આણતા નથી! ત્યારે એ લોકોની ગતિ શી થશે? તે કહી શકશો?"

એને 'કાર્તિક'ને બદલે કાર્તિકચંદ્ર કહીને બોલાવવામાં આવે તે પસંદ નહોતું. 'બાબા ઠાકુર'ને માટે કોઇ પણ કામ કરવાને એ હંમેશ તત્પર રહેતો. હેમદા જ્યારે જંગલોમાં જતા ત્યારે કાર્તિક તેમની ભારે કાળજીથી સેવા કરતો. માછલી પકડવામાં એ સૌથી હુશીઆર હતો.

અહીં જેલના જીવનમાં પ્રેમ, સ્નેહ, શુભવૃત્તિ—બધુંયે છે, પણ તે વિકૃત સ્વરૂપમાં. એક જણને માટે બીજો પોતાનો ભોગ આપે એવા દાખલા અહીં હમેશ જોવામાં આવે છે; પરંતુ એ સ્વાર્થત્યાગ દુષ્ટવૃત્તિના પંકજથી કલંકિત થયેલો હોય છે.

## મથુરાસિંહ

અહીં અતિશય સાધુવૃત્તિના માણસો પણ હોય છે. મથુરાસિંહ નામનો એક પેટી ઓફીસર હતો તે ધીમે ધીમે ટંડેલ બન્યો, અને દશ–બાર વરસ સુધી જેલમાં કામ કર્યું. એના જેવા સાત્વિક પ્રકૃતિના શાંત, નિર્દોષ માણસો થોડાજ જોવામાં આવે છે. એના મ્હોંમાંથી અશ્લિલ ગાળ અમે કદી સાંભળી નથી. આ વિશાળ પાપરાજ્યનો એકે અવગુણ તેનામાં ન હતો. કોઇકવાર તો તે જરૂર મારવાની ધમકી આપતો, મારવાને માટે પોતાનો પોણો શેર વજનનો હાથ ઉંચો પણ કરતો, પરંતુ મારતી વખતે તેજ હાથ જાણે પંપાળતો હોય એવો થઇ જતો. છતાં એની ઇચ્છા મુજબ કામ થતું. એની ધમકી, એનું ગર્જન–તર્જન બધું શરદ ઋતુના વાદળની પેઠે વિખરાઇ જતું.

કેદીઓ પ્રત્યે એના હૃદયમાં ભારે દયાની લાગણી હતી. સાહેબ કોઈવાર ખીજવાય એ ભયથી જ તે તેમના ઉપર આખો વખત ઉભો રહી સતત ચોકી રાખતો. રોજ તુલસીદાસી રામાયણનો પાઠ કરે ત્યાર પછીજ તે અન્નપાણી મ્હોંમાં મૂકતો. ખરેખર તે બહુજ ભલો, ગરીબ ગાય જેવો માણસ હતો. એવાને જેલમાં ગોંધી રાખવો એ ગાયનો વધ કરવા સમાન જ છે. મથુરાસિંહને આખરે છૂટા–કેદીની ટિકીટ મળી હતી. એટલે તે કેટલેક અંશે સ્વતંત્ર થઇને પોતાની આજીવિકા મેળવવાને શક્તિમાન થયો હતો.

## તખ્તસિંહ

સેલ્યુલર જેલનો દરવાન ( Gate-Keeper ) તખ્તસિંહ કરીને હતો. તેનું વતન 'સગર'માં હતું. અંગ્રેજીનું જ્ઞાન સાધારણ હતું છતાં તેને ઉચ્ચ શિક્ષણ મળેલું હતું. સ્વદેશની તથા દુનિયાની વાતો અને આધુનિક ગુંચવણીના પ્રશ્નો તે સમજી શકતો હતો. એને દેશનિકાલની સજા મળવાનું કારણ એટલું જ કે એના કોઈ નોકરે અથવા મજૂરે જમીન અથવા બીજી મિલ્કત બાબતમાં કોઇકનું ખૂન કરેલું હતું. પોતે સાધુ પ્રકૃતિનો અને ખાનદાન કુળનો હતો. દુઃખ અને દીનતાની છાયા એના મ્હોં ઉપર સ્પષ્ટ દેખાતી હતી.

## કેદખાનાનો ઉદ્દેશ શું હોવો જોઇએ ?

માણુસને શિક્ષા કરવાથી તેનો ઉદ્ધાર થતો નથી. રીંછનું મ્હોં બાંધીને તેને નચાવો તે ખરૂં; પણ આખરે પણ તે પશુજ રહેશે. એક નિર્દોષ મનના માણુસને માત્ર સજા કરવાને ખાતર સાક્ષાત પાપકુંડમાં લાવીને રાખવો એ તો ખરેખરા ખૂનના કરતાં વિશેષ નિંદવા લાયક અપરાધ છે. પીનલકોડનો ઉદ્દેશ માત્ર સજા કરવાનો જ છે. એમાં બધાયે કાયદા શિક્ષા કરવાને માટેજ છે. પોતાને ચીડવવામાં આવ્યો હોય તેથી અથવા સખત લાગણી ઉશ્કેરાઇ હોય તેવે વખતે કોઇ માણુસે ખૂન કર્યું હોય તે માટે તેને યાવજ્જીવન દેશપાર કરવામાં આવે એ તો **લઘુપાપે ગુરુદંડ** જ થયો. અમેરિકામાં તો અપરાધીને સજા કરતી વખતે તેની માનસિક સ્થિતિ અને વિકાસ લક્ષમાં લઇને જ શિક્ષા ફરમાવવામાં આવે છે. કોઇ માણુસની ઉમ્મર ચાળીશ વર્ષની હોય છતાં

એમ બને કે તેની બુદ્ધિ એક દશ વર્ષના બાળકના જેટલીજ ખીલેલી હોય. એમ હોય ત્યારે તેના અપરાધની શિક્ષા કરતી વખતે એ બાબત ધ્યાનમાં લેવાવીજ જોઇએ. વળી દુષ્ટ ચરિત્રવાળા માણુસને આપણા કબજામાં રાખવામાં પણ ભારે જોખમદારી રહેલી છે. જો હું અમુક માણુસને તેનું ગયેલું મનુષ્યત્વ પાછું અપાવી શકું નહિ તો પછી મને તેની સ્વતંત્રતા ઝુંટવી લેવાનો શો અધિકાર છે ? આવી બાબતો પર પૂર્ણ વિચાર કરીને જેલના કાયદા—કાનૂનો નવેસરથી ઘડવાનો દિવસ હવે નજીકમાંજ છે. ભારતવર્ષ તેમજ ઇંગ્લાંડ આજે પણ આ વિષયમાં ઘણાં પાછળ છે.

માનસિક વિકાસની ખામીવાળા—કાચી સમજના કેદીઓની દેખરેખ રાખવાનું કામ ઉદાર સ્વભાવના, દયાળુ અને સુશિક્ષિત અધિકારીઓના હાથમાં સોંપાવાની જરૂર છે. આન્દામાનમાં તેવું તો છેજ નહિ. ઉલટું તેથી વિપરીતજ ચાલે છે. જે કેદીઓ ઘણાજ ચાલાક અને પક્કા હોય છે તેઓ તો સેંકડો અપરાધ કરવા છતાં પકડાતાં નથી. એટલે તેમની જેલ ટિકીટો બિલકુલ કોરી રહે છે. તેમાં કોઇ મુકર્દમા કે ગુન્હાની નોંધ હોતી નથી. સામાન્ય રીતે એવાજ કેદીઓ ધીમે ધીમે પેટી ઓફીસર, ટંડેલ, અથવા જમાદારની પદવી પ્રાપ્ત કરે છે. એટલે દ્વિપદને પદવૃદ્ધિ થતાં તે ચતુષ્પદ જ બને છે ! સુપરીન્ટેન્ડેન્ટ સાહેબ કેદીને પ્રમોશન આપતી વખતે તેના દેખીતા વર્તન તરફ લક્ષ આપતા નથી. માત્ર તેની જેલ ટિકીટમાં કોઇ કેસ અથવા અપરાધ માટે શિક્ષા થયાની નોંધ છે કે નહિ તેટલુંજ જૂએ છે.

## મીરઝાંખાં

મીરઝાંખાં જાતનો પઠાણ હતો. મેં જીંદગીમાં અનેક ઘાટનું પાણી પીધું છે, અને અનેક દેશ જોયા છે પણ મીરઝાંખાં જેવો ચાલાક માણુસ ભાગ્યે જોયો હશે. પેટી ઓફીસરની પદવી પરથી તે

આખરે જમાદાર બન્યો હતો. અને સ્વેચ્છાપૂર્વક કેટલાંયે વરસથી સેલ્યુલર જેલમાં રાજ્ય કરતો હતો. શયતાનીઅત અને દુરાચારની સરખામણીમાં ગુલામ રસુલ તો એની આગળ બાળક જેવો હતો. આ લાલ મ્હોંવાળા, લાલચોળ આંખવાળા, અને મીઠાબોલા પઠાણને ચરણે ૧૦ વરસ સુધી શિષ્યવૃત્તિ ધરીને બેસી રહે તોયે રસુલ ચાચા એની પંક્તિમાં દાખલ ન થઇ શકે ! આન્દામાનમાં એવા ભાગ્યેજ એક બે કેદી હશે જેને મીરઝાંખાંની આણ માનવી પડતી ન હોય. કહેવત છે કે " જેને રામ રાખે, તેને કોણ ચાખે ? જેને રામ રૂઠે, તેને કોણ ન લૂંટે ? " પઠાણ મીરઝાંખાંના સંબંધમાં પણ, એનું આન્દામામાં રાજ્ય ચાલતું હતું તે દરમ્યાન, એજ શબ્દો લાગુ પડતા હતા. પોતાની તીવ્રબુદ્ધિ અને બોલવાની મીઠાશથી મીરઝાં બારી સાહેબને પણ હથેલીમાં નચાવતો: અને પોતાનુંજ ધાર્યું કરતો. એના રાજ્યમાં બધા પઠાણોને, અને જે જે કેદી એને નમન કરતા તેટલાને સુખ હતું; બાકી બધાના કરમના ભોગ હતા ! બારી સાહેબના કહેવાથી અથવા પોતાના અંગત વેરને લીધે મીરઝાંખાં બિલકુલ નિર્દોષ હોય એવા માણસ વિરૂદ્ધ પણ નિમેષમાત્રમાં મુકર્દમો ઉભો કરતો; જે કેદીઓ માથાના ફરેલા અને બાંગડ ગણાતા, તેમને પણ તે વારંવાર સજા કરાવીને, મારીને, પજવીને, નરમઘેંસ જેવા કરી દેતો. જબરાનો તે મિત્ર હતો—નબળાનો યમદેવ હતો. રાજદ્વારી કેદીઓના ગુપ્ત પત્રવ્યવહાર ફોડીને, તેમને નજીવા અપરાધો માટે સજા કરાવીને તેણે જમાદારી મેળવી હતી. જેની પાસે તે હસતો હસતો " બાબુજી " શબ્દથી સંબોધન કરતો આવે તેણે નક્કી સમજવું કે હવે આવીજ બન્યું ! કોણ જાણે કઇ વખતે એ ( પઠાણ ) ગળામાં છૂરી ભોંકી દેશે તેની કોઇથી કલ્પના થઇ શકે એમ નહોતું !

જેઓ પોતે જબરા અને બાંગડ હોય છે, તેઓ સાધારણ રીતે પોતાના વખાણ સાંભળીને લટી પડે છે. મીરઝાંખાંના હાથમાંથી

બચવાની પણ એવીજ યુક્તિ હતી. તેમને વારંવાર " જમાદારજી " કહીને હસતે મ્હોંડે સલામો ભરવી, અથવા બારી સાહેબની સાથે તેમની હાજરીમાં થોડી ઘણી રસિક વાતો કરવી, એટલે થયું. સાહેબે જેની સાથે એકવાર પણ વાતો કરી, તેના સાત ખૂન માફ !

બીજી યુક્તિ એ હતી કે મીરઝાંખાંની ઉપર હમેશ કડક દૃષ્ટિ અને સતત ચોકી રાખવી. તે બહુજ દુરાચારી અને લાંચીઓ હતો. એટલે, અમુક માણસ મારાં કૃત્યોની ખબર રાખે છે એમ એને માલમ પડે કે પછી તે તેને ભૂલેચૂકે પણ પજવતો નહિ. જો એકજ વાર તમે તેને સમજાવી દો કે " હું તારાં કારસ્તાન જાણું છું " એટલે તરતજ તે તમને પોતાના કરી લેવા માટે લીંબુ, કે તમાકુ, કે બીજું કંઇ પણ લઇને તમારી પાસે હાજર થશે.

## કેદીઓની એકંદર સ્થિતિ

પેટી ઓફીસર, ટંડેલ, જમાદાર, અને વાર્ડર વગેરેમાંથી કેટલા આવા છિદ્રાન્વેષી, વિશ્વાસઘાતી હશે તેની ગણતરી કરવી મુસ્કેલ છે. પોતાની આસપાસ આવા અવિશ્વાસુ દુરાચારી પહેરેગીરો હમેશ રહેતા હોવાથી કેદીઓને પોતાનો બચાવ કરવાનાં સાચાં કે પછી ખોટાં પણ સાધનો સદાય તૈયાર રાખવા પડતાં. પોતાની જીંદગી કેવી રીતે બચાવવી એ વિષેની તેમની ચિન્તા અહોનિશ જાગતી રહેતી. અને એ જીંદગી પણ કેવી અધમ ! તમારે આખો દિવસ અને રાત તમાચો મારી મારીને મ્હોં રાતું રાખવાનું ! અને " આઇયે સાહેબ; આઇયે હુજૂર " કહી કહીને આટલા બધા સાહેબોને દહાડામાં હજાર વાર તો સલામી ભરવાની ! જેલના સુપરીન્ટેન્ડેન્ટ સાહેબ કે ચીફ કમીસ્નર સાહેબને તો કેદીઓની આ દુર્દશા વિષે ખબર પણ નથી. કારણ તેઓ તો કોઇ કોઇ વારજ જેલની તપાસ માટે આવે છે. તે કાંઇ કેદીઓની સાથે વસવાટ કરીને રહેતા નથી. ઓવરસીઅર, જેવા પાસે રહેતા અધિકારીઓ ઘણી વાતથી વાકેફ હોય

છે ખરા, પરંતુ તેમને પોતાની પણ–છુપાવવાની વાતો હોય છે. પોતાની ચોરી રખેને ઉઘાડી પડી જાય એવા ભયથી તેઓ બીજાનાં કૃત્ય તરફ દુર્લક્ષ રાખે છે. અને જે કાંઇ પોતાને અગવડભરેલું હોય તેને માટે પણ તેઓ આંખ આડા કાન કરી જાય છે. ડગન સાહેબ જેવા એક બે નીચા દરજ્જાના, દયાળુ અધિકારીઓ, પોતે એકલા કંઇ કરી શકે એમ ન હોવાથી આખરે ચૂપ થઇને બેસી રહે છે. માત્ર તેઓ પોતાની પાસે આવે એટલાજ મુકર્દમામાં પૂરી તપાસ કર્યા પછી નિર્દોષ હોય તેનું બને તેટલું રક્ષણ કરેછે અને દુષ્ટ માણુસને પુષ્કળ ધમકી આપીને છોડી મૂકે છે.



૧૧

# જેલ કમિશનને વિનંતિપત્ર



ઇ. સ. ૧૯૨૦ ની સાલમાં જાન્યુઆરી મહિનામાં હિંદી સરકાર તરફથી નીમાયલું જેલકમિશન આન્દામાનમાં તપાસ કરવા માટે આવ્યું હતું, તેની સમક્ષ અત્રેના રાજદ્વારી કેદીઓ તરફથી જે વિનંતિપત્ર રજૂ કરવામાં આવ્યો હતો તેનો સાર આ પ્રમાણે હતો:—

(૧) પોર્ટબ્લેયર નીચેનાં અનેક કારણોને લીધે કેદીઓને રહેવા લાયક સ્થળ નથી.

(ક) અહીંની આબોહવા તન્દુરસ્તીને બહુજ હાનિકર્તા છે. મેલેરિયા તો હંમેશ ચાલુજ રહે છે; ઉપરાંત લાલ મરડો અને ક્ષય રોગ પણ પુષ્કળ પ્રમાણમાં ચાલે છે. અહીંનું મરણપ્રમાણ હિંદુસ્થાનના મરણપ્રમાણથી બમણાથીયે વિશેષ છે.

(ખ) દુનિયાના બીજા કોઇ પણ સંસ્કૃતિવાળા દેશમાં દેશનિકાલ આટોઅલાયદું સ્થાન રાખવામાં આવતું નથી. સામાન્ય રીતે અહીં કોઇ મુસાફરો કે પરિદર્શકો [ visitors ] આવતા નથી, પછી સરકારી હો કે ખાનગી. એટલે હિંદુસ્થાનની જેલમાં અત્યાચાર કે દુરાચાર-નો અટકાવ કરવા માટે જેવી વ્યવસ્થા છે તેવી અહીં બિલ-કુલ નથી.

(ગ) હિંદની સરકારને આન્દામાનની પાછળ પુષ્કળ ખર્ચ કરવો પડે છે. અલ્પસંખ્યક કેદીઓને માટે આટલા બધા પોલિસ, પહેરેગીરો, પલટણ, અને બીજા નાના મોટા ઓફીસરોનો નિભાવ કરવો પડે છે. એટલે પોર્ટબ્લેયર હંમેશાં હિંદી સરકારને એક ભારે બોજા રૂપ છે અને હજુ ઘણો વખત રહેશે.

(૨) જો દંડનીતિનો ઉદ્દેશ એવોજ હોય કે કેદીઓના ચારિત્રને સુધારવું, તો આન્દામાનમાં તે ઉદ્દેશ જરાયે સરતો નથી એમ સ્વીકારવુંજ પડશે. આ જેલમાં આવતા પહેલાં કેદીઓમાં જેટલી અનીતિપરાયણતા હોય છે તેના કરતાં સોગણી અહીં આવ્યા પછી થાય છે. અહીંની સજાઓ એવી તો કઠોર હોય છે કે પ્રાણ બચાવવાને ખાતર કેદીઓને અસત્ય અને છળકપટનો આશ્રય લેવોજ પડે છે. વળી દરેકની પાસે તેના ગજા ઉપરાંતનું કામ લેવામાં આવે છે. તેમાં પણ જો એક કેદી બીજાની સહાય લે અથવા આપે તોયે તે જેલના નિયમ પ્રમાણે ગુન્હેગાર બને છે. એટલે મનુષ્યની પરસ્પર સદ્વૃત્તિનો તો અહીં સમૂળગો નાશ થાય છે. બીજા દેશોમાં તો કેદીને લખતાંવાંચતાં શીખવીને બોધ જ્ઞાન વડે તેનું ચારિત્ર સુધારવાનો પ્રયત્ન કરવામાં આવે છે. અહીં તેવું કાંઇજ નથી. અત્યારે અહીં જે પ્રથા ચાલે છે તે ભૂતકાળની ગુલામી પ્રથાનુંજ બીજું સ્વરૂપ છે.

(૩) જુદા જુદા અપરાધવાળા કેદીઓ વચ્ચે કોઇ પણ જાતનો ભેદ રાખવામાં આવતો નથી. જેઓને નજીવા અપરાધ માટે સજા થઇ હોય તેમને પણ ખાઇ બદેલા, બાંગડ, પાખંડી, દાગીચોરોની સાથેજ રાખવામાં આવે છે. પરિણામે સંગતિ દોષને લીધે તેમનું ચારિત્ર પણ વિકૃતિને પામે છે.

(૪) સામાન્ય માણસ ઘણુંખરૂં ગૃહસ્થાશ્રમ અને સામાજિક જીવનને લીધેજ ચારિત્રવાન થાય છે. કેદીઓને એ ગાર્હસ્થ્ય અને સામાજિક જીવન–કૌટુંબિક જીવન–મળતું નથી. વરસમાં માત્ર એકજ વાર તેઓ પોતાને ઘેર કાગળ લખી શકે છે. એટલે સ્નેહ–મમતા-માયા વગેરે કોમળ વૃત્તિઓ તેમના હૃદયમાં સુકાઇ જાય છે. ભવિષ્યમાં મુક્તિ પામવાની પણ તેને થોડીજ આશા રહે છે. જેમને યાવજજીવન દેશનિકાલની સજા મળી હોય છે તેમને તો ૨૦–૨૫ વરસે પણ છૂટવારો આવતો નથી. જેમનું ભવિષ્ય આ પ્રમાણે સંપૂર્ણ રીતે અંધકારમયજ હોય તેઓ જડ, બુદ્ધિહીણ, ઉત્સાહહીન સંચા સમાન જીવન ગાળે અથવા તો નિષ્ઠુર અને સ્વાર્થાંધ બની જાય એમાં શું આશ્ચર્ય ?

(૫) વળી અહીં કેદીઓ ગુલામની પેઠે તનતોડ મહેનત કરે છે છતાં તેને તેનું કાંઇ ફળ મળતું નથી. સરકાર એક ખૂની માણસને દેશનિકાલની સજા કરે છે અને આન્દામાનમાં તેની પાસે જીવતોડ મહેનત કરાવીને કામ લે છે, પણ એ લાભનો જરાયે અંશ પેલા ખૂનીના કુંટુંબને કે ખૂન થયેલાના કુટુંબને મળતો નથી. તેમનાં બાળબચ્ચાં દ્રવ્યને અભાવે બિલકુલ અશિક્ષિત રહી જાય છે અને આખરે અનીતિપરાયણ થાય છે. એમના પ્રત્યે કોઇ પણ જાતની પોતાની ફરજ સરકાર સ્વીકારતી જ નથી. અને કેદીઓના કામનો લાભ તો પોતેજ લીધાં કરે છે ! એના જેવું બીજું આશ્ચર્ય શું ?

(૬) કેદીઓની પાસે જેટજેટલાં મહેનતનાં કામ કરા૰ વામાં આવે છે, તેમાં પણ જંગલોમાં લાકડાં કાપવાનું કામ, રબ્બ રેનું કામ, તેમજ ઇંટ અને ચૂનો બનાવવાનું કામ તો એટલું બ૰ કઠણ હોય છે કે ઘણીવાર માત્ર કામના ભયથીજ કેદીઓ જેલમાંથ નાસી છૂટે છે, જંગલોમાં ભરાઇદેશમાં પાછા આવવાનો પ્રયત્ન કરે છે અને તેમાં નિષ્ફળ થતાં આખરે આપઘાત કરે છે. ખા૰ કરીને પેટી ઓફીસરો, ટંડેલો, અને બીજા ચોકીદાર સાહેબો તે એટલા બધા નિર્દય, લાંચીઆ અને જુલમી હોય છે કે કેદીઓ૰ તેમના હાથ નીચે બહુજ સોસવું પડે છે. એ બધા અત્યાચારોને કાંઇજ પ્રતિકાર નથી.

(૭) રોગી કેદીઓની ચિકિત્સા માટે મુદ્દલ વ્યવસ્થા નથ એક તો જેલનું કામ રખેને ઓછું ઉતરે એ ભયથી કેદી માં૰ પડે તો પણ તેને એકદમ ઇસ્પીતાલમાં મોકલવામાં આવતો નથી. અ૰ તેમાં વળી દવા અને પરેજી પણ બરાબર સચવાતી નથી. જેલ૰ બીજા દર્દીઓની સાથે ઘણીવાર ક્ષયરોગવાળાઓને રાખવામાં આવે૰ તેમને માટે એક જૂદું મકાન પણ નથી. લાલ મરડાના દર્દીઓ૰ સંબંધમાં પણ એજ સ્થિતિ છે. અસ્ત્ર–ચિકિત્સાની વ્યવસ્થા તે બિલકુલ નથી એમ કહીએ તો ચાલે. જેલમાં રહેતા લગભગ ૮૦ કેદીઓની તનદુરસ્તી સાચવવાનો ભાર આખા એક સબ–આસિ સ્ટંટ–સરજયનના ઉપર લાદવામાં આવ્યો છે. દર્દીખાનામાં૰ દર્દીઓને તપાસતાંજ તેનો એટલો બધો વખત ચાલ્યો જાય છે કે જેલમ આવીને કેદીઓના સ્વાસ્થ્યની સંભાળ રાખવાનો તેને બિલકુલ અ૰ કાશજ રહેતો નથી. જે માણસ મેડીકલ સુપરીન્ટેન્ડેન્ટ હોય છે અઠવાડીઆમાં માત્ર બે કે ત્રણ વારજ જેલમાં તપાસ માટે આ૰ છે, કારણકે પોર્ટબ્લેયરની બીજી ઇસ્પીતાલો તેમજ સ્ત્રીઓની જેલ૰ સંભાળનો ભાર પણ તેનાજ ઉપર હોય છે. આમ એક માણસ૰

ઉપર એટલા બધાં કામનો ભાર હોય છે કે કોઇ પણ કામ સારૂં કરવું એ તેને માટે અસંભવિતજ છે.

(૮) દશ વરસ વીત્યાં પછી કેદીઓને લગ્ન કરવાની છૂટ મળે છે. તે વખતે ખેતીનો કે એવોજ બીજો કોઇ ધંધો લઇને તે ગામમાં જઇને વસી શકે છે. પરંતુ પુરૂષ કેદીઓના પ્રમાણમાં સ્ત્રી કેદીઓની સંખ્યા એટલી બધી ઓછી હોય છે કે મોટા ભાગના નસીબમાં તો એ પ્રમાણે લગ્ન કરવાનું સરજાયુંજ હોતું નથી. જેઓ પરણ્યા પછી દેશનિકાલ થયેલા હોય છે તેમનાં સ્ત્રી–પુત્રાદિ તેમની સાથે આન્દામાન આવીને રહી શકતાં નથી. અને જે સ્ત્રીઓ અપરાધી તરીકે આ જેલમાં આવે છે તેવી સ્ત્રીઓ સાથે લગ્ન કરીને ઘરસંસાર માંડવા ઘણા કેદીઓ રાજી હોતા નથી. કેદી પુરૂષ અને કેદી સ્ત્રીના લગ્ન સંબંધથી અહીં જે નવીન જાતિ ઉત્પન્ન થઈ છે તેનું સામાજિક તેમજ કૌટુમ્બિક નીતિજ્ઞાન ઘણુંજ બીભત્સ છે. જ્યાં સુધી કેદીઓને આન્દામાનમાં થોડોજ સમય રહ્યા પછી પોતપોતાનાં સ્ત્રી–પુત્રની સાથે વસવાની છૂટ આપવાની વ્યવસ્થા કરવામાં નહિ આવે ત્યાં સુધી આ પરિસ્થિતિનો બીજો કોઇ ઉપાય નથી.

(૯) જેઓ ૧૦ વરસ પછી સરકારી નોકરીમાં દાખલ થાય છે, ( Self-supporters in Govt. service) તેમને પ્રથમ દર મહિને સાત રૂપીઆનો પગાર આપવામાં આવે છે. તેમાંથી પણ સરકારી મકાનમાં રહેવા માટેનું ભાડું દર મહિને આઠ આના લેખે કાપી લેવામાં આવે છે. બાકી રહ્યા સાડા છ. તેમાંથી ખોરાક, કપડાંલતાં અને બીજી જરૂરી વસ્તુઓનો ખર્ચ નિભાવવો પડે છે. એવી સ્થિતિમાં તેઓ પોતાના ઉદરનિર્વાહને ખાતરજ ચોરીચકારી કરે એમાં શું નવાઇ ? ચોરી કરતાં પકડાય ત્યારે તેને સજા કરવામાં આવે છે એ ખરૂં, પરંતુ એ ચોરી થવા માટે મૂળ જવાબદાર કોણ છે ?

કાણુ જાણે કેટલાંયે વરસ પર કેદીઓનો આ પગાર નક્કી કરવામાં આવ્યો હશે. પરંતુ ત્યાર પછી તો બધી વસ્તુઓની કિંમત પહેલાં કરતાં ત્રણુ ગણી અને ચાર ગણી થઈ ગઇ છે, છતાં કેદીઓનો પગાર વધારવાની બાબતનો તો કોઇ વિચાર સુદ્ધાં કરતું નથી. તેઓ તે સરકારી કામ કરવાનાં યંત્રજ છે, માણુસ નથી!

(૧૦) આન્દામાનમાં ૧૮–૧૮ થી માંડીને ૨૦–૨૨ વરસના છોકરવાદ કેદીઓની સંખ્યા પણુ ઓછી નથી. તેમને જે કેદી–પહેરેગીર કે કેદી–ટંડેલની દેખરેખ હેઠળ રાખવામાં આવે છે તેઓ બધા જ વાંઢા હોય છે, અને લગભગ બધા જ દુષિત ચરિત્રવાળા હોય છે. તેમના હાથમાં પડીને આ છોકરાઓને જે પાશવિક અત્યાચાર સહન કરવા પડે છે તેનું વર્ણન શિષ્ટ ભાષામાં તો થઇજ શકે એમ નથી. શરમને લીધે તેઓ ઘણીવાર અધિકારીઓ પાસે તેની ફરીઆદ પણુ કરતા નથી; કરે તો પણુ સામાન્ય રીતે તેનું કંઇ ફળ આવતું નથી.

આ સર્વ બાબતમાં જો કાંઇ ઉપાય કરવા હોય તો પ્રથમ તો આન્દામાનને દેશનિકાલના સ્થાન તરીકે વાપરવાનું બંધ કરી દેવું જોઇએ. જો કેદીઓનું ચારિત્ર સુધારવું એ જ અંતિમ ઉદ્દેશ હોય તો તેમને માટે ગાર્હસ્થ્ય જીવનની વ્યવસ્થા થવી જોઇએ. પરંતુ સાધારણુ કેદીઓનાં સ્ત્રી–પુત્રો આન્દામાનમાં આવીને તેમની સાથે રહેવાનું પસંદ કરશે નહિ. તેમજ સમાજનાં વાતાવરણુમાંથી ખેંચી લઇને કોઇ પણુ વ્યક્તિનું ચારિત્ર સુધારવું એ શકય નથી.

જો આન્દામાનને કેદીઓના દેશનિકાલ માટે ચાલૂ જ રાખવામાં આવે, તો કેદીઓની તનદુરસ્તી સાચવવાનું કામ આર્થિક દૃષ્ટિએ જ અસંભવિત થઈ પડશે. અહીંના માજી મેડીકલ ઓફીસર

ડૉ. ફોર્નસાઇડ તથા હાલના ડૉ. મૂરે સાહેબ—એ બંનેએ આન્દા-માનમાંથી કેદીઓનો અખાડો ઉપાડી નાંખવાની તરફેણમાં મત આપ્યો છે. ખરું જોતાં તો આન્દામાનને ટકાવી રાખવામાં બે ચાર નકામા ઓફીસરોનો નિભાવ થવા સિવાય બીજો કોઇ ઉદ્દેશ સરતો નથી.

રાજદ્વારી કેદીઓને તો સાધારણ કેદીઓ કરતાં પણ વિશેષ દુઃખ છે. સરકાર બહાદૂરનો હુકમ એવો છે કે રાજદ્વારી કેદીઓ પ્રત્યે બીજા સામાન્ય કેદીઓના જેવું જ વર્તન રાખવું, પરંતુ તેનું પરિણામ એ આવે છે કે સાધારણ કેદી પર પડતાં બધાં દુઃખો—સંકટો તેમના નસીબમાં લખાઇ જ જાય છે; છતાં સાધારણ કેદી-ઓને મળતી સગવડો—અધિકારોમાંનું તેમને કંઇ જ મળતું નથી.

સામાન્ય કેદી ભણેલો—ગણેલો હોય તો તેને જેલની બહાર મુનશી અથવા કરાણીનું કામ મળી શકે છે, પણ રાજદ્વારી કેદીને તો હરહમેશ જેલમાં જ ગોંધાઇ રહેવું પડે છે. તેઓ તો લગભગ બધા જ સુશિક્ષિત હોય છે. છતાં તેઓમાંના મોટા ભાગને તો દોરડાં વણીને તેમ જ છાલાં છૂંદીને જ દિવસો કાઢવા પડે છે.

સાધારણ કેદીઓ અને રાજદ્વારી કેદીઓના વિભાગોમાં કંઇ જ ભેદ રાખવામાં આવતો નથી એ યોગ્ય નથી. ખરી રીતે તો રાજદ્વારી કેદી-ઓનો વિભાગ જૂદો પાડીને તેમની સાથે બીજા કરતાં સારી રીતે વર્તન ચલાવવું જોઇએ. પણ તેમ નહિ કરતાં આ પ્રમાણે જોરજુલમથી તેમને અપમાનિત કરવાથી કે તેમનો દુરૂપયોગ કરવાથી સરકારને કે તેમને કોઇને લાભ થતો નથી. જેઓ અભણ કે અલ્પજ્ઞ હોય છે તેમને પુસ્તક કે છાપાં નહિ મળે તો તેથી તેમને દુઃખ થતું નથી. પરંતુ રાજદ્વારી કેદીઓની બાબતમાં તેમ નથી. છતાં

સરકાર તરફથી તેમને વાંચવા માટે પુસ્તકો વગેરે આપવાની કાંઇજ વ્યવસ્થા નથી. આન્દામાનની જેલમાં જે કંઇક થોડાં ઘણાં પુસ્તકો છે તે પણ રાજદ્વારી કેદીઓ પાસેથી ઝૂંટવી લીધેલાં, તેમની માલિકીનાં જ છે. સરકારે તે પુસ્તકો માટે એક પાઈ પણ ખર્ચી નથી !

રાજદ્વારી કેદીઓને માહોમાંહે વાતચિત કરવાની મનાઇ છે. એટલે જો તેમાંના બે કેદીઓ એકી વખતે માંદા પડે તો તેમને ઇસ્પીતાલમાં લઈ જઇને રાખવામાં આવતા નથી, પણ જુદી જુદી અલગ કોટડીઓમાં ગોંધી રાખે છે ! તે કોટડીઓની પાછળની ભીંતમાં એક નાનું સરખું જાળીઉં હોય છે; તે સિવાય હવાની આવજા માટે બીજી કોઇ પણ સગવડ નથી. માણસનું શરીર સાજું હોય તો પણ તે આવા સ્થાનમાં ગભરાઈ ઉઠે; તો પછી બીમાર અવસ્થામાં એવી કોટડીમાં એકલા પડી રહેવાથી મનની કેવી દશા થાય તેની કલ્પના તો જેને વીત્યું હોય તેના સિવાય બીજાને ભાગ્યે જ આવી શકે.

એક તો ખોરાકીનું મહા સંકટ હોય, તેમાં વળી તેમની પાસે જેવો શારીરિક શ્રમ કરાવે છે તેનો તેમને જરાયે અભ્યાસ મળે નહિ. માંદા પડે તો તેમની દવા કે સારવાર પણ બરાબર થાય નહિ ! વળી વાતવાતમાં—હાલતાચાલતા—સજા ! અને સૌથી મોટું દુઃખ તો એ કે તેમને નીચ, અભણ, ગમાર જેવા માણસોના હાથ નીચે રહેવાનું હોય તેઓ જરાજરામાં, ઉઠતાંબેસતાંમાં જે અસહ્ય અપમાનો કરે છે તેને લીધે તો સામાન્ય સંજોગોમાં પણ કોઇ પણ માણસનું માથું ફરી જાય, પછી જેને ચોવીસે કલાક એ અપમાનો સાંભળવાનાં હોય એવા કેદીનું મગજ કેમ સ્થિર રહે ? એ જ કારણથી કેટલાક આત્મહત્યા કરે છે. માત્ર જેઓ કાળજાં કઠણ કરી

શકે છે તેઓ જ "પ્રાણુની યંત્રણા પ્રાણુમાં સમાવીને" ભવિષ્યની આશામાં દિવસો ગણુતાં ગણુતાં જીવે છે.

એ યંત્રણાની સાર્થકતા શું? એ તે અપરાધની સજા કે દ્વેષભર્યો જુલમ?



૧૨

# મારી ડામાડોળ મનોદશા



મારા અનેક મિત્રો, સગાંસ્નેહીઓ, અમે આન્દામાનમાં આટઆટલાં સંકટ અને બંધનોની વચ્ચે દશ વરસ કેવી રીતે વીતાડ્યાં તેનો ઇતિહાસ જાણવાને ખૂબ ઇંતેજાર છે. પરંતુ આટલા બધા માણુસોના મનની વાત હું એકલો કેમ વર્ણવી શકું? છતાં હું મારા એકલાની વાત તો કહીશ જ. તેમાં પ્રસંગોપાત મારી વ્યથાના સહ-ભાગી કેદીઓની મનોદશાનો ચિતાર પણુ આવી જશે ખરો.

અહા! જ્યારે હું મારા માથા પર મરણનું ચક્ર લઇને ગળામાં ફાંસી-બંધન સાથે એક, બે, ત્રણુ-એમ મારા જીવનના દિવસો ગણુતો ફાંસીખાના (Condemned Cell) માં બેઠો હતો ત્યારે મારી મનોદશા કેવી હતી! એકાંતમાં મૃત્યુની સામે એકલો બેસીને હું જાણે તેના ઘૂંઘટપટ સાથે ખેલતો હતો, ખેંચા-

તાણું કરતો હતો ! એ વખતે મારા કાનમાં કાંઈ સ્વર ગુંજતો હતો કે—" આ કાળા ઘૂંઘટપટની અંદર એક અસંત સુંદર, મનોહર, સૂર્યની પ્રભાને પણ ઝાંખી પાડે એવું સ્વરૂપવાન મુખારવિંદ છૂપાયલું છે ! " એ અંતરવાણીથી ઉત્તેજિત બનીને હું જેમ ઘૂંઘટપટ ખોલવાને મથી રહ્યો હતો તેવી જ રીતે એ ઘૂંઘટવાળી પણ પોતાનું મુખ છૂપાવવાને વધારે પ્રયત્ન કરી રહી હતી.

કદાચ કોઇ પૂછશે કે—" ત્યારે શું તને મરણનો ભય લાગતો ન હતો ? "

મરણનો ભય તે કેમ નહિ લાગે ? જરૂર લાગતો હતો. અને એ ભયને લીધે જ, તે દિવસે જજ સાહેબને મુખેથી ફાંસીનો હુકમ સાંભળ્યો ત્યારે આટલા બધા હાસ્યની વચ્ચે પણ મારાં નેત્રમાં આંસુ ઉભરાયાં હતાં. મને લાગ્યું કે હવે તો ભગવાન મારાં દેહ–મન–પ્રાણ, જેનો હું જીવ જતાંયે ત્યાગ કરવા તૈયાર થાઉં નહિ તે સર્વસ્વ મારી પાસેથી છીનવી લેવા બેઠા છે.

મનુષ્યના અંતરમાં કોઇ પણ સમયે અમુક એક અવિમિશ્ર ભાવનાનો ઉદય થતો હશે કે નહિ તે સમજાતું નથી. મારા નસીબમાં તો કેટલોયે સમય થયાં એકી વખતે એક હજાર જાતના વિચારો અને ભાવનાઓ ઉત્પન્ન થઇને હૃદયને હચમચાવી નાંખે છે. એક તરફથી ભયને લીધે તે વખતે મારી છાતી ધડકધડક થતી હતી; પણ બીજી તરફથી હું મારી માતૃભૂમિને ખાતર મારા સર્વસ્વનું બલિદાન આપતો હતો તેટલા માટે મારી આંખોમાંથી આનંદાશ્રુ વહેતાં હતાં. મન ભયથી પાછું પડીને આજીજી કરતું કહેતું હતું:— " સ્પર્શ–ગંધ–રંગ ઇત્યાદિના કર્તા ! ઓ, પ્રભો ! અત્યારે તું મારા દેહનો દીવો હોલવી નાંખીશ મા. અત્યારે હું સુખ–સંતોષથી મરી

શકીશ નહિ. કારણ હજુ તો મારે મારી નવવધૂના કોડ પૂરવાના છે. મારા અંતરની ઐહિક અભિલાષાઓ હજુ એટલી બધી તીવ્ર છે કે તારે ચરણે આવવાની ઇચ્છા મને જરાયે થતી નથી."

પરન્તુ તે જ વખતે મારો જ્ઞાન-વિવેક, મનના અજિનાસન પર ઉદાસ ચિરવિરક્ત યોગ ધારણ કરીને બેસતો, અને ગાતો કે—

"યેમન, જલેર બિમ્બ જલે ઉદય,
જલ હયે મન મિશાય જલે."[1]

જે ઘરમાં એક તરફ રડારોળ થઇ રહી છે તે જ ઘરમાં બીજી તરફ ભારે આનંદ સાથે લગ્નોત્સવ ઉજવાઇ રહ્યો છે; એવી મનોદશા બીજા કોઇની થતી હશે કે નહિ, તે તો કોણ જાણે? મારી તો થઇ હતી.

"યેમન ભાવ તેમનિ લાભ." જેવો ભાવ તેવી ભક્તિ, એ ન્યાયે એક દિવસ મારો ફાંસીનો હુકમ એકાએક રદ કરવામાં આવ્યો અને મારે આન્દામાન જઇ આજીવન જીવતા દટાવાનું આવ્યું! મારો મૃત્યુનો માર્ગ બંધ થઇ ગયો.

એટલે ફરી એક પડદો ઉપડયો અને મારા જીવનનો આન્દામાનની રંગભૂમિ પર અનેરાં દુઃખોથી વિભૂષિત 'પ્રવેશ' ભજવાવા માંડયો. સુખની શય્યામાં સૂનારા અને માત્ર સુખનીજ અભિલાષવાળા મનુષ્યના ઉપર અચાનક ભારે સંકટનું વાદળ આવી તૂટી પડે ત્યારે તેમની કેવી બૂરી દશા થાય? તેનો આખોયે અંતરાત્મા જરાય સુખવિહોણા એ દુઃખને લીધે જરૂર હાહાકારી ઉઠે! પરંતુ અમારા ઉપર આવેલી આપત્તિ કંઇ આપોઆપ આવેલી ન હતી. તેને તો અમે જાતે જ નિમંત્રેલી હતી. એટલે તેની વેદના ગમે તેવી તીવ્ર હોય છતાં જાતે નિમંત્રેલી હોવાથી તે અમને ઓછી

---

૧. જેમ પાણીના પરપોટા પાણીમાં જ ઉત્પન્ન થઈ પાણીમાં જ વિરામ પામે છે તેમ મનની પ્રવૃત્તિઓ પણ આખરે મનમાં જ વિરામે છે.

લાગે તેમ ન હતું. ઉલટું જેમ જેમ દુઃખ વધતું ગયું તેમ તેમ અમને વિશેષ આનંદ જણાવા લાગ્યો. પ્રેમનો પંથ પણ એવો જ છે. એ માર્ગમાં ચાલતાં જેટલા વધારે કાંટા ભોંકાય તેટલું વધારે સુખ મળે છે. સંસારમાં જો દુઃખ પડતું જ ન હોત તો પછી સુખની કિંમત કોણ સમજતે ?

છતાં આખરે પણ દુઃખ તે તો દુઃખ, અને વેદના તે તો વેદના જ. વળી અમે ઢાલતલવાર વગરના દેશોદ્ધારી રમતારામ હતા તોયે અંતે તો હાડમાંસ અને રૂધિરનાજ બનેલા મનુષ્ય હતા.

## અમારાં દુઃખો

અમને અનેક પ્રકારે દુઃખો હતાં; તેમાં સાથી પહેલું અને ભારેમાં ભારે દુઃખ તો અમારે બિલકુલ મનુષ્ય સાથી વગર એકલા-અટુલા રહેવાનું હતું. સરકારનો કડક હુકમ હતો કે અમને એકબીજાની પાસે પાસેની કોટડીઓમાં રાખવામાં આવે છતાં કદિ પણ પરસ્પર વાતચિત કરવા દેવી નહિ. એક સાથે હરવું, ફરવું, આહાર કરવો, અને છતાં પરસ્પર બોલવું નહિ, એ સ્થિતિથી અંતરાત્માને કેટલી બધી વેદના થાય ! અમે કોઇકવાર ચોરીછૂપીથી એક બીજાને જોઇ લઇએ, સંકેત કરીએ, કે ભાંગીતૂટી વાતચિત કરી લઇએ, એ ખરૂં; પણ તેથી તો અમારી માનસિક વ્યથા ઘટવાને બદલે ઓર વધતી. વળી એવી રીતે ચોરીછૂપીથી અડધી વાતચિત થઇ ન થઇ,ને ભોગજોગે કોઇ પકડાઇ જાય તો તરતજ ખોયદાદ ચાચા તડૂકી ઉઠતા—"એઇ, એઇ બંગાળી, થોડા તો સરમ રખો !" એ પ્રમાણેહાલતાં, ચાલતાંમાં ઘડીએ ઘડીએ, 'સરમ' રાખવામાંજ અમે તો જડ-સડ થઇ જતા; અને મનમાં વિચાર કરતા કે—" દેશ-સેવા કરવા નીકળ્યા ત્યારે આનો તો ખ્યાલજ ન હોતો.

અમે માતૃભૂમિનો ઉદ્ધાર કરવા માટે નીકળી પડયા છીએ એ ખરૂં, પણ તેથી શું અમારે આ લાંબી દાઢીવાળા કાબૂલી આખલાને મ્હોડેથી આવાં અપમાન સહન કરવાં ? અને વારેવારે, ખપ પડે તેટલી ' સરમ ' લાવવી પણ ક્યાંથી ? " જાણે અમે તો હિંદુઓના ઘરમાં ફરતી પતિવત્સલ લજ્જાવિભૂષિત ઢીંગલીઓજ હોઇએ ને ? કોઇપણ મનુષ્યના ભાગ્યમાં આવું તે દુઃખ લખેલું હશે ખરૂં કે ? ખરેખર, પરદાબીબીઓનાં દુઃખ અને મનોદશા સમજવાની તક અમને પહેલી અહીંજ મળી.

ખાવાપીવાનું દુઃખ શરૂઆતમાં કંઈ અસહ્ય નહોતું પણ જેમ જેમ દિવસો જવા લાગ્યા, તેમ તેમ રોજને રોજ દાળભાત અને કચૂની ભાજીનો એકનો એકસરખો ( monotonous ) ખોરાક અમને ગળામાં કાંટાની પેઠે ખુંચવા લાગ્યો. જેમ જેમ અમે ભારતવર્ષની હવાની અસરથી મુક્ત થવા લાગ્યા, અને આન્દામાની આબોહવાનો શ્વાસ લેવા લાગ્યા તેમ તેમ અમારી ખાવાની રૂચિ તેમજ મનનું સ્વાસ્થ્ય ઘટવાં લાગ્યાં. પછી તો અમે જમતા તે પણ માત્ર એક કર્ત્તવ્ય સમજીને, અને ક્ષુધાની પીડા ટાળવાને માટેજ. ધીમે ધીમે અમારા આહારનું પ્રમાણ એટલું બધું ઘટી ગયું કે ખરેખર યોગી–ત્યાગી જનોને પણ અમારી પાસેથી શિક્ષા લેવાની થઇ. વારંવાર દુષ્કાળના ત્રાસથી પીડાયલા આ ભારતવર્ષને તો એ શિક્ષા ગ્રહણ કરવાની ખાસ જરૂર છે !

કહેવત છે કે બ્રાહ્મણની ગાય ખાય કમ, અને દૂધ–છાણ ખેવડાં કરે. અમારી પણ એ ગો–બ્રાહ્મણ જેવી જ અવસ્થા થઇ હતી. કેદીઓ ખાય અડધું ને ધાય બોગણું ! અમને રોજ એક ટંક આ પ્રમાણે ખાવાનું મળતું હતું:—

| | | |
|---|---|---|
| ૬ | આઉંસ | ચાવલ |
| ૨ | ,, | દાળ |
| ૫ | ,, | રોટલી માટે આટો |
| ૧ | ડ્રામ | લવણ–મીઠું |
| ૐ | ,, | તેલ |
| ૮ | આઉંસ | તરકારી |

વળી અહીં જાડા–પાતળા કેદીઓનો એક જ દર હતો. કૈલાસ જેવા અઠંગ અધ–મણા આહારીઓને અને મારા જેવા સુકલકડી શરીર· વાળાને પણ આજ પ્રમાણેનો ખોરાક માપીને આપવામાં આવતો.

પરંતુ આનંદની વાત તો એ છે કે આ દેશમાં ખોરાક ઝાઝો જોઇતો જ નથી. થોડા દિવસ પણ આન્દામાની ભોજન અને પાણી પેટમાં પડયાં કે તરત જ ક્ષુધાદેવીનું સગપણ ઓછું થવા માંડે છે. તેમાંયે વળી જે અત્યંત આસ્વાદમય, મ્હોંમાં પાણી છૂટે એવું પરમ પકવાન્ન અમારે માટે તૈયાર રહે છે, તેને લીધે તો રૂચિ અને ક્ષુધા તરત જ પોતાનો રસ્તો માપે છે. બે વરસ સુધી રોજને રોજ એકસરખાં કચૂની ભાજી ને દાળભાત ખાધા પછી એકાદ વાર કોઈ નજીવી મીઠાઇ મળે તે પણ કેવી અમૃત સમાન લાગે તે શબ્દોમાં વર્ણવી જાય એમ નથી.

એક દિવસ સૈયદ જબ્બર નામનો પઠાણ વાર્ડર રાત્રે પહેરાની વખતે છાનોમાનો મારે માટે થોડુંક માંસ રાંધીને લાવ્યો હતો. અહા! એ માંસમાં જેટલી મીઠાશ, જે રસ હતાં તે તો સ્વયં દ્રૌપદી કે દેવી અન્નપૂર્ણાના સ્વહસ્તે બનેલી વાનીમાં પણ હશે કે નહિ! તે હું કહી શકતો નથી. બીજે એક દિવસ ચાર્લી નામનો એક

નિત્ય-કેદી મારે માટે રોટીની સાથે થોડીક સાકર અને તાજું કોપરાનું તેલ લાવેલો; તે મને વર્ધમાન નગરીના પ્રખ્યાત મીઠીદાણા કરતાંયે સ્વાદિષ્ટ લાગ્યાં હતાં!

આન્દામાનના આ દીન-દુઃખી જીવનમાં કોઇની પણ ખાત્રી થઇ જાય કે જે મનુષ્યો સુખની શય્યામાં આળોટે છે અને હરહંમેશ સારૂં સારૂં સ્વાદિષ્ટ ભોજન કરે છે તેમના ઉપર ભગવાનની કેટલી કૃપા છે. આન્દામાનના કેદીઓને જીવ્હા-સુખની જેટલી કમીના છે તેટલી દુનિયાના બીજા કોઇપણ ગરીબમાં ગરીબ માણસને ભાગ્યે જ હશે. એમના ભૂખમરા જીવનમાં કદાચિત બે ચાર દિવસ માટે સરસ મિષ્ટાન્ન-ભોજન મળી જાય તો તેથી તેમને જે વિપુલ આનંદ થાય છે તેવો આનંદ એક રાજાના મહેલમાંયે નહિ થતો હોય. Hunger is the best sauce. ભૂખે ભોજન મીઠું. જીભના ચટાકાની બાબતમાં એના કરતાં વિશેષ સાચું બીજું કયું સૂત્ર છે?

અને એ સૂત્ર તો લગભગ બધા જ વિષયોમાં સાચું જણાય છે. હૃદયના સાચા સંબંધવાળો એક પત્નીવ્રતવાળો પુરૂષ બીજા વિષય-લંપટ મનુષ્યોના કરતાં વિશેષ સુખી હોય છે. અનેક તરફની મર્યાદા અને બંધનો વચ્ચે જેને જવલ્લે જ સ્વપત્નીનો મેળાપ થતો હોય એવા એકપત્નીવ્રતધારી પુરૂષને જે આનંદ થતો હશે તે આનંદ, કોઇ સ્વરૂપવતી સુંદરીના નિત્ય-સાથીને પણ નહિ થતો હોય.

" યે જગતરાધા, સે તો મોરીમાસે !
નારી આર મોર આસિવે કિ કાજે ?

ભોગે તે સાકારા,
મોક્ષે નિરાકારા,

મોરે, ત્રિપુર–સુંદરી દિયે છે અભય.
દેહે નિરંજની કરિ દરશન;
આરે યે પ્રેમે કરેગો હૃદયે ધારણ,
નિજ અંગ લયે
હરગૌરી હયે
મહામાયા તારે શિવ પદ દેય. ” ૧

આન્દામાનની જીંદગીમાં સ્વતંત્રતા છીનવી લેવામાં આવે છે તે એક બીજું દુ:ખ છે. બે વરસ સુધી પેલા પ્રચંડ ઇમારત જેવા ઇંદ્રના પાંજરામાં ગોંધાઇ રહ્યા પછી શહેનશાહના રાજ્યાભિષેક વખતે અમને સેટલમેન્ટમાં ફરવાની છૂટ મળી ત્યારે અમને કેવો સ્વર્ગીય આનંદ થયો હતો ! તે વખતે મેં શરૂઆતના કેટલાક દિવસ સુધી તો જેલમાં અલક્ષ્ય એવું પ્રકૃતિસુંદરીનું ગિરિકુન્તલમય હરિયાળું સ્વરૂપ જ નિહાળ્યાં કર્યું. મારા હૃદયમાં એ વખતે કુદરતની લીલા પ્રત્યે જે લાગણી ઉછાળા મારી રહી હતી, તેવી લાગણી તો પ્રિયાની પૂંઠે ઘેલા બનેલા કોઇ વિરહીના અંતરમાં જ ઉદ્ભવતી હશે. વિકટર હ્યુગો પ્રેમની વ્યાખ્યા નીચે પ્રમાણે આપે છે,–“The contraction of the whole universe into a single being and the expansion of a single being unto God-that is Love.” અખિલ બ્રહ્માંડ એક વ્યક્તિ-

---

૧. જે આખા જગતની રાધા છે તે તો મારા અંતરમાં પણ છે. તો પછી મારે બીજી સ્ત્રીની શું જરૂર છે ? ભોગવિષયમાં સાકાર અને મોક્ષ વિષયમાં નિરાકાર એવી ત્રિપુર–સુંદરીએ મને અભયદાન આપ્યું છે.

મારા દેહમાં જ હું એ નિરંજનીનું દર્શન કરૂં છું. જે મનુષ્ય એને પ્રેમથી પોતાના હૃદયમાં ધારણ કરે છે, તેની સાથે હર–ગૌરીની પેઠે એ એકાકાર થઇ જાય છે, અને આખરે શિવ–પદ પ્રાપ્ત કરાવે છે.

મય થાય અને તે એકવ્યક્તિ વિરાટ સ્વરૂપ ધારણ કરી ભગવાનના ચરણ સુધી પહોંચે તે અવસ્થાનું નામ પ્રેમ. એ અવસ્થા પ્રાપ્ત થાય ત્યારેજ, આ સંસારનું ક્ષણિક મૃદુ–પાર્થિવ સુખ સંયમવૃત્તિથી દબાવા છતાં વિરાટ સ્વરૂપ ધારણ કરે છે, અને મનુષ્યને આત્મહારા આનંદના ઉદધિમાં ઝબોળી રાખે છે—

> योगरतो वा भोगरतो वा
> संगरतो वा संगविहीनः ।
> परमे ब्रह्मणि योजित चित्तो
> नन्दति नन्दति नन्दत्येव ॥

આન્દામાનની જેલના અધિકારીઓ સ્વતંત્રતા જતી રહેવાથી માણસને કેટલું બધું દુઃખ થાય છે તે બરાબર સમજે છે; અને તેથીજ તેમણે કેદીઓની સ્વતંત્રતા એકવાર છીનવી લઇને પછી તેમનો જીવ બાળી બાળી, ધીમે ધીમે, થોડી થોડી છૂટ આપવાની વ્યવસ્થા રાખી છે. શરૂઆતમાં આખો દિવસ અને રાત કોટડી બંધ રહે છે. પછી લોખંડના જાળીવાળા, લાંબા ઓટલા પર ફરવાની છૂટ મળે છે. ત્યાર પછી સામેના મેદાનમાં ફરવાની તેમજ કારખાનામાં કામ કરવાની છૂટ મળે છે. એમ જીવનનું ક્ષેત્ર ધીમે ધીમે વધે છે. પછી જેલમાં ગોંધાઇ રહેવાનો સમય પૂરો થતાં ટાપુઓમાં ફરવાની છૂટ મળે છે. તે વખતે તેની આસપાસ ચારે બાજુએ દિવાલો હોતી નથી; પેટી ઓફીસર, વાર્ડર, ચોકીદાર કે બીજા કોઇ સાહેબસુબાની હુકમ કંપાવનારી હાજરી હોતી નથી. છતાં એ સ્થિતિમાં પણ તેને રોજ રાત્રે તેમજ રજાને દિવસે બરાકમાં આવીને ગોંધાવું પડે છે તેમજ હાજરી પૂરાવવી પડે છે.

બે વરસ સુધી જેલમાં કૂપમંડૂક–બદ્ધ જીવન વીતાવ્યા પછી અચાનક અર્ધ–મુક્તિ મળતાં બહાર પ્રકૃતિદેવીનાં દર્શનનો લાભ

મળ્યો તે કેવો મધુરો હતો ! રજાને વખતે વનપ્રદેશની શ્યામ શોભા-વાળી ઉંડી શાંતતામાં સ્વચ્છંદે વિહરવાથી હૃદયને જે આરામ થતો તે અમૃતની ગરજ સારતો. પરંતુ બીજીજ ક્ષણે નિત્ય કર્તવ્યની કઠોરતા અને તડકાતાપના પરિશ્રમ સાંભરી આવતાં મારો એ આનંદ વિષાદમય બની જતો.

સામાન્ય રીતે કેદી પાંચ વરસ સુધી બહારનું કામ બરાબર કરે છે. પછી તેને ટંડેલ અથવા પેટી ઓફીસર બનાવીને પગાર આપવામાં આવે છે. પરંતુ એટલીયે સ્વતંત્રતા અમારા ભાગ્યમાં લખાયલી ન હતી. દશ વરસ સુધી જેલ અને ફરજીઆત મજૂરી ભોગવ્યા પછી મહિને રૂપીઆ એકનો પગાર લઇને Self-supporter સ્વઉપાર્જક બની પહેલા વર્ગમાં આવવાનું પણ અમારા નસીબમાં ન હતું. એવી રીતે જે કેદીને સ્વઉપાર્જકની ટિકીટ અને પગાર મળે છે, તે પોતાની ઇચ્છા થાય તો ઔરાંની જેલમાંની સ્ત્રી-કેદીઓ-માંથી પોતાને મનગમતી કોઇ સ્ત્રીની સાથે વિવાહ-લગ્ન પણ કરી શકે છે. વળી સ્વતંત્ર પ્રજાજનોમાંથી પણ કોઇ સ્ત્રીની સાથે લગ્ન કરવાનું તેને માટે અસંભવિત કે ગેરકાયદે નથી, પરંતુ તેમ કરતાં પહેલાં ચીફ કમીશ્નર સાહેબની સંમતિ મેળવવી પડે છે. વળી એવા છૂટા-કેદીઓ પોતાને ઘેરથી સ્ત્રી-પુત્ર કે બીજાં સગાંને બોલાવીને આન્દામાનની હદમાં ઘર માંડી શકે છે. અમારી બાબતમાં પણું જો અચાનક શકેનશાહી ઢંઢેરો વચમાં આવી પડયો ન હોત તો અમે પણ સ્વ-ઉપાર્જકના અધિકાર પ્રાપ્ત કર્યા હોત. ખરૂં જોતાં તો તે વિષેની ખટપટ ચાલીજ રહી હતી.

## જેલમાં વાંચન

જેલજીવનના આટલાં દુઃખ અને બંધનો વચ્ચે, આટલી નિષ્ફળતા અને નિરાશા વચ્ચે પણ પુસ્તકો મારાં નિત્ય સહચર હતાં. આજકાલ ત્રીજા વર્ગનો મજૂર કેદી વરસમાં ઓછામાં ઓછું

ત્રણ વાર પોતાને ઘેર પત્ર લખી શકે છે અને જવાબ મેળવી શકે છે. પરંતુ એ વખતે તો વરસમાં માત્ર એકજવાર અમે પત્ર લખી શકતા અને એકજવાર ઘેર તરફના કુશળ સમાચાર મેળવી શકતા. મજૂર કેદી પોતાને ઘેરથી જોડા, અંગરખું, કપડું, ચોપડી, સ્લેટ, વાસણ અને એવી બીજી નજીવી કિંમતની વસ્તુઓ મંગાવી શકે છે. અમે તો માત્ર પુસ્તકો જ મંગાવી શકતાં; એ સિવાય બીજું કાંઈ પણ આવે તો તે અમને ન આપતાં ભંડારમાં જમા કરવામાં આવતું. અમારામાંથી જેઓ કંઈક સંપત્તિવાળા હતા, તેઓ તો વરસમાં વીશ–પચીશેક પુસ્તકો મંગાવતા હતા. એ બધાં પુસ્તકો સેન્ટ્રલ ટાવરમાં રાખવામાં આવતાં હતાં; અને દર રવિવારે સવારે દરેકને એક અઠવાડીઆ માટે એક પુસ્તક વાંચવા માટે મળતું. પરંતુ છેવટના ભાગમાં તો હેમચંદ્રબાબુને છેતરીને કે કોઇ વાર્ડરને મોકલીને અથવા રવિવારને દિવસે જાતે બગલચોરી કરીને એક કરતાં વધારે પુસ્તકો લઇ આવવાં એ તો અમારૂં નિત્ય-કાર્ય થઇ પડયું હતું! દેશમાંથી કોઈનું પણ નવું પારસલ આવ્યું કે અમારે મન જાણે મોટો ઉત્સવ થઇ રહેતો! અરે! પુસ્તકોની ચોરી કરવા માટે તો અમે કેવી કેવી ઇન્દ્રજાળ રચતા! અને કેવાં કેવાં કાવતરાં કરતાં! સદ્‌ભાગ્યે અમે તેમાં સફળ થતા ત્યારે કેટલો બધો આનંદ થતો!

## અમારી ચોરીઓ

માત્ર પ્રાણના નિભાવને ખાતર જ આન્દામાની જીવને અમને બીજી કેટલીયે જાતની ચોરીઓ કરતાં શીખવ્યું. અમે કોઠાર અથવા રસોડામાંથી મીઠું, લવિંગીઆં મરચાં અને આમલી ચોરી લાવતા; અને સાતમા નંબરના બ્લોકમાંથી નારીએળ લાવતા અને એ બધાંની જે કચુંબર અમે બનાવતા તેની મીઠાશ તો ઓરજ હતી. જેમની મરચી

પાકી રોટલી અને કાંકરા જેવો ભાત પણ એ ચટનીની સાથે સ્વર્ગીય આનંદ આપતો. નારીએળ ચોરી લાવીને તેનું કોપરું તેમજ પાણી કાઢીને પીવું એ તો અમારે મન નિત્ય-ધર્મ જેવું થઇ પડયું હતું. વળી અમારાં લોખંડના થાળીવાડકાને વ.રેવારે જે કાટ ચઢી જતો તે કાઢવા માટે અમે જે ગાભાચીંથરા અને કોપરેલ ચોરી લાવતા તેનો તો સુમાર જ ન હતો. જ્યારે અમને પગાર મળતો થયો અને તેમાંથી અમે પિત્તળનાં વાસણો વસાવ્યાં ત્યારેજ એ દુઃખ મટયું.

## અમારૂં સ્વતંત્ર રસોડું

છએક વરસ પછી અમને હાથે રસોઇ બનાવી ખાવાની રજા મળી. પાંચ હાથ લાંબી અને ત્રણ હાથ પહોળી પતરાંની એક કોટડી, તે અમારૂં રસોડું હતું. જેલના સાર્વજનિક રસોડામાંથી અમે તૈયાર ભાતદાળ અને રોટલી લેતા; અને બજારમાંથી શાક-ભાજી, ઈંડા, મચ્છી, તાજી વેચાતી લાવીને રાંધતા. એટલે ધીમે ધીમે અમારો ખોરાક સુધરી ગયો હતો.

અમને ચાર જણાને સરકાર તરફથી રોજ ( ૧૨ ઔંસ ) પોણોશેર પોણોશેર દૂધ મળતું હતું. તેની અમે સવારે તેમજ બપોરે ચ્હા બનાવતા. છેલ્લા બે વરસમાં તો અમે દુર્ગાપૂજાને દિવસે ( દીવાળીમાં ) તેમજ નાતાલ વખતે પુલાવ, લુચી, માંસ, જે મળી શકે તે બનાવી ઉત્સવ કરતા. હેમચંદ્ર અને ઉપેનબાબુ રાંધણ-ક્રિયામાં એક્કા હતા. તેઓજ રાંધવાનું કામ કરતા. રોજરોજ નવીન નવીન વાનીઓ બનાવીને તેઓ ખરેખર મને આશ્ચર્યચકિત કરી મૂકતા. હું તો માત્ર દર રવિવારે રાંધતો. અમે અમારા રસોડાની આસપાસ લીલાં મરચાં, કુંદોનો, કોળાં વગેરેના છોડ તથા વેલા રોપીને

બાગ પણ બનાવ્યો હતો. અમારો રાંધવાખાવાનો સમય દશથી બાર સુધીનો હતો.

ઉત્સવનું રાંધવાનું સૌને આનંદજનક લાગે છે, કારણ કે તે પ્રસંગવશાત્ એકાદ વારજ રાંધવાનું હોય છે. પરંતુ રોજનેરોજ ચૂલા પાસે બેસી આંખ અને નાકનાં પાણી ભેગાં કરવાં, અને ધૂમાડામાં રાંધતાં રાંધતાં જાતે પણ થોડુંઘણું રંધાઇ જવું–પછી ખાધેલાં વાસણો માંજવાં–લીછળવા–એ બધા કેવી રમણીય ક્રિયાઓ છે તે તો બીચારી આપણી સતી–સાધ્વી અંતઃપુરચારિણીઓનો જ વિષય છે. અનુભવને લીધે અમે પણ તે જાણતા થયા. ત્યારથી જ અમને ભાન થયું કે અર્ધાંગના તે કંઇ અર્ધાંગના નથી પણ બાર આના છે અને પતિદેવ તો માત્ર ચાર આના છે!

ઉપેનબાબુ તો નિઃશ્વાસ મૂકીને બબડતા કે—"ખરેખર, આપણા દેશમાં ગોંસાઇ મહારાજો જ ખરેખરા સુખી છે." એક દિવસ મેં એક ગોંસાઇજીને જોયા. તેઓ એક વૃક્ષની નીચે આરામથી પડ્યા હતા. પાસે એક સેવા–દાસી, ભક્તાણી તેમને તેલમર્દન કરતી હતી, કારણ કે મહારાજશ્રી સ્નાન કરવાના હતા. બીજી ભક્તાણી રસોઇનો સરસામાન તૈયાર કરતી હતી અને ત્રીજી એક ચૂલા પાસે બેસીને ફુંક મારતી હતી. કારણ, મહારાજશ્રીને ભોગ ધરવાનો વખત થયો હતો. પાંચ ભક્તાણીઓ ખંજરી બજાવતી શેરીઓમાં ભિક્ષા માગવા ગઇ હતી. મહારાજશ્રીને ગાંજો જોઇએ, માલપૂઆ જોઇએ, રાત્રિએ સેવા થવી જોઇએ!

બહુ–પત્ની વિવાહના રિવાજથી સમાજપર શી અસર થતી હશે તે તો કોણ જાણે? પણ એ રિવાજથી પુરૂષને કેટલો બધો આરામ થઇ શકે, એનો ખ્યાલ તો એકવાર અહીં આ–દ્વિપાનમાં

આવી, જાતે રસોઈ બનાવી ખાઇને, તેમજ હાડકાંતોડ ખાટલાની ઉપર જાતેજ શય્યા બિછાવી સૂઇને, જાતે પગચંપી કરવાનો અનુભવ લીધો હોય ત્યારપછી જ બરાબર આવી શકે.

તોયે આટઆટલાં દુઃખોની મધ્યે પણ અમારો આનંદ કંઇ ઓછો ન હતો. કારણ આનંદનું મૂળ તો આપણા અંતરમાં જ છે. હૃદયના અખૂટ ભંડારમાંથી જોઇએ તેટલો આનંદ મેળવીને તેનું યથેચ્છ પાન કરી શકાય છે.

છતાં અમારાં દુઃખ કંઈ છેક નિરર્થક ન હતાં. એ દુઃખો એટલાં બધાં તીવ્ર હતાં કે વેદાંતની દૃષ્ટિએ માયાનો વિચાર કરીએ તો પણ તેમના અસ્તિત્વ સંબંધે મન વાળી લેવાય એમ ન હતું. પરંતુ વૃક્ષની વૃદ્ધિ અને ઉછેર માટે જેમ વસંતઋતુનો મૃદુ સ્પર્શ જરૂરનો છે તેમ ગ્રીષ્મનો પ્રખર તાપ તથા વર્ષાના ઝંઝાવાતની પણ તેને જરૂર રહે છે. મનુષ્યના જીવનમાં પણ જો હંમેશ વસંત જ રહે તો એનો વિકાસ ન થતાં એ અસ્થિર–નબળા–મનનો બની જાય; કડવા અનુભવો રૂપ જે વજ્રાગ્નિ મનુષ્યની શક્તિઓને ખીલવીને તેને દેવરૂપ બનાવે છે તેની પણ જીવનમાં ખૂબ જરૂર છે.



# પરમાનંદની કથા



એક દિવસ સજામાં ફેરફાર થયાના સમાચાર આવ્યા. ઘણું કરીને તો તે ૧૫ મી નવેમ્બરનો દિવસ હતો. અમને કહેવામાં આવ્યું કે તમને જન્મભર દેશનિકાલની સજા થઇ છે.

છ સાત દિવસ પછી અમારૂં વજન કરવામાં આવ્યું. અમે ધાર્યું કે હવે આ કાળાપાણી લઇ જવાની તૈયારીઓ થઇ રહી છે. પણ જેલવાળાઓ તો કેદીઓથી બધી વાત છૂપાવવાની જ ફિકર રાખે છે. એક કારકુન આવી અમને કહી ગયો, કે કોઇ સગાંવ્હાલાંને મળવાં બોલાવવાં હોય તો કાગળ લખી દો, કારણ હવે જલદીથી જ તમને લઈ જવા પડશે. આ કેવળ જૂઠાણું હતું. હજુ બે ચાર દિવસ તો અહીંઆ જ રહેવાનું છે, એવો ભ્રમ અમારા દિલમાં પેદા કરવા માટે જ આ તદબીર રચવામાં આવી હતી. સાંજ પડી ને અમને કાળાપાણી માટેનાં ખાસ કપડાં–એક કુડતું, એક ધોતીઉં અને બે કામળા–આપવામાં આવ્યાં. અમારા પગમાં મજબૂત બેડીઓ ઠોકી, અને બે બે કેદીઓની જોડ કરી દરેકનો એક એક હાથ લઇ હાથકડી પહેરાવી.

જેલ બહાર અમારે માટે એક ગાડી ઉભી હતી. તેમાં સવાર થઇ પોલિસના સખ્ત ચોકીપહેરા હેઠળ અમે સ્ટેશન તરફ કૂચ કરી. છાવણી સ્ટેશને (લાહોર) અમારે માટે એક ડબ્બો ઉભો હતો. પોલિસની સાથે અમને તેમાં બેસાડયા, અને ટ્રેન આવી એટલે અમારો ડબ્બો તેને જોડી દીધો. વ્હાણું વા'તાં જોયું તો ટ્રેન પંજાબ વટાવી ગઇ હતી. જતાં જતાં પણ પંજાબની ભૂમિનાં છેલ્લાં દર્શન કરવાનું ભાગ્યમાં નહોતું.

અમારી સાથેના કેદીઓની એક વિશેષતા હતી. જેલમાંથી બધાય ગાતાં ગાતાં જ નીકળ્યા, અને આખે રસ્તે ગાયાં કર્યું. ગાડીમાં પણ બધા ગાયાં જ કરે. સ્ટેશનોપર લોકો અમારૂં ગાણું સાંભળી દિંગ થઈ જાય. બે મિનીટ સાંભળ્યા પછી તેઓને ખબર પડે કે આ તો કાળાપાણીના કેદીઓ છે. પોલિસ ઉતારૂઓને અમારા ડબ્બાની નજીક આવવા ન દે, છતાં તેઓ દૂરથી અમારા તરફ ટીકી ટીકીને જોયાં કરે, થોડીવાર ઉભા રહે અને પછી ચાલ્યા જાય. જ્યાં જ્યાં ટ્રેન ઉભી રહે ત્યાં ત્યાં આવું જ થાય.

બે જણને જોડાજોડ હાથકડી નાંખેલી એટલે પછી અમારા દુઃખનું તો પૂછવું જ શું? ઉઠવું હોય તો સાથે, પાણીપિસાબ જવું હોય તોયે સાથે અને જાજરૂ જવું હોય તોયે સાથે. એક જણ પોતાનું કામ કરે ને બીજો પાસે ઉભો રહે. સુવાને માટે તો જગ્યા જ ન મળે. આવી કઢંગી સ્થિતિમાં ત્રણ દિવસ ને ત્રણ રાત કાઢી. છેવટે મુસાફરી પૂરી થઇ અને કલકત્તા આવ્યું. પોલિસ અમને પ્રેસિડેંસી જેલમાં લઇ ગઇ. 'મહારાજા' સ્ટીમર કાળાપાણીના કેદીઓને દર ચાળીશ દિવસે કલકત્તાથી આન્દામાન લઇ જાય છે. એને જવાને હજી પંદર દિવસની વાર હતી. તેટલા દિવસ ત્યાં જેલમાં ગાળ્યા પછી 'મહારાજા'માં બેસી ત્રણ દિવસ ને ત્રણ રાતની દરી-

આઈ મુસાફરી કરી—જે દરમ્યાન સેકેલા ચણા, ચીવડો અને થોડી ચીની સાકર મળતી. છેવટે અમે આન્દામાન પહોંચ્યા. દાક્તરી તપાસ પછી અમે જેલમાં દાખલ થયા.

જેલના ઉપરી એક ગોરા જેલર હતા. જેલ બંધાઇ ત્યારથી જ તેઓ સાહેબ ત્યાં હતા. સાહેબનું નામ બારી સાહેબ હતું. તેઓ એક નમૂનેદાર જેલર ગણાતા. પોતે લગભગ આખી જીંદગી હિંદના અઠંગ ઉઠાઉગીરો અને બદમાસોની સાથે જ ગાળેલી. આથી એ લોકોની બદમાસીનો તેમને એટલો અધિક અનુભવ થઇ ચૂક્યો હતો કે મનુષ્ય–પ્રાણીમાં સદ્‌ગુણ જેવી ચીજના અસ્તિત્વ માટે તેમના મગજમાં સ્થાન જ નહોતું. કેદીઓ અને અંગ્રેજ સિવાય ભાગ્યે જ તેઓ કોઈની સાથે હળતામળતા. તેમના સિવાય બીજા કોઇની પાસે જવું તેમને પસંદ ન હતું, ન તો બીજાઓને તેમની પાસે જવું પસંદ પડતું. તેમાં વળી પેટી ઓફીસર, ટંડેલ અને જમાદાર લોકો એમની એટલી બધી ખુશામત કરતા કે બારી સાહેબ એમ જ માનતા થઇ ગયલા કે પોતે પરમેશ્વરનો અવતાર છે અને તેઓ વારંવાર કહેતા, કે "આ જેલનો હું પરમેશ્વર છું." પચીશ પચીશ વર્ષ કેદીઓના સતત સહવાસથી એમની રહેણીકરણી પણ તેમના જેવી જ થઇ ગઇ હતી. આખો દિવસ કેદીઓ સાથે ગપ્પાં હાંકવાં, ઠઠ્ઠા મશ્કરી કરવી, ચાડીચુગલી સાંભળવી—બસ, આ જ એમનો ધંધો. એમની ચતુરાઇ કેદીઓને અંદર અંદર લડાવી મારવામાં જ વપરાતી. લુચ્ચાઇ કરવામાં એમને ખૂબ રસ પડતો. બધા કેદીઓને કોઇ નહિ ને કોઇ જાતની લુચ્ચાઇમાં ગૂંથાયલા રાખવાની એમને ઘણી જરૂર જણાતી. તેમ ન કરે તો એમને જીંદગી અકારી લાગતી. કદાચ એમના દિલમાં એમ પણ હોય કે કેદીઓ બાળરાભૂત જેવા છે, એથી તેઓ કોઇને કોઇ લુચ્ચાઇમાં રોકાયલા ન રહે તો તેમને જ ખાવા ધાય. અમારી ટોળી જેલમાં દાખલ થતાં બારી સાહેબ

મૂંઝાયા અને ભાઇસાહેબની દાનત જ બૂરી એટલે એમણે તરત જ એક પેટી ઓરીસરને અમારી પાછળ મૂકી દીધો કે અમે શું કરીએ છીએ તેની તે ખબર રાખે. આથી અમારા દાખલ થતાંની સાથે એક નવી જ જાતની હિલચાલ શરૂ થઇ.

આ જેલમાં પણ કંઈ સારા માણસો બિલકુલ નહોતા એમ નહોતું. એક બે એવા ભલા માણસો પણ હતા કે જેમણે જેલની સ્થિતિથી અમને વાકેફ કરી દીધા. દરવાજાપર બારીસાહેબનું ભાષણ સાંભળી અંદર દાખલ થયા કે એક બે કેદીઓએ જેઓ મુન્શીનું કામ કરતા હતા તેમણે પૂછ્યું, ભાઇ પરમાનંદ કયા ?

પંદર રૂપીઆનો પગારદાર એક જમાદાર જે બધા કેદી ઓરીસરોનો ઉપરી હતો અને બારી સાહેબની જ પ્રતિકૃતિરૂપ હતો તે અમને અંદર લઇ ગયો, અને બે બે ત્રણ ત્રણ જણને જુદી જુદી ઓરડીઓમાં વ્હેંચી દીધા. તે વખતે સાંજ પડવા આવી હતી અને બધા કેદીઓ પોતાનું કામ પૂરૂં કરી રહ્યા હતા. નારીએળના છોડાંને કૂટી તેના રેસાઓનું બંડલ લઇ કેટલાક ઉભા હતા. કેટલાક નબળા દુબળા માણસોના હાથમાં દોરડાના ગૂંચળા હતા. એ દોરડું તેમણે જાતે જ વણેલું હતું. કેટલાકના હાથમાં તેલની બાલદીઓ હતી. હાથે ઘાણી પીલીને એ તેલ કાઢયું હતું.

દરેક બ્લોકનો એક એક ચોકીદાર હતો. એ ચોકીદાર પણ કેદીમાંથી જ પસંદ કરવામાં આવતો. એને ‘ ટંડેલ’ કહેતા. ટંડેલના હાથ નીચે બીજા બે કેદીઓ હતા. “ એય, અહીં આવ, લાઇનમાં બેસ, પોટલું છોડ, તડકામાં મૂકી આવ, કંઇ સંતાડયું તો નથીને ?” એમ કહીને તેઓ બધાને ધમકાવતા ફરતા. કોઇ જરા ચૂં કે ચાં કરે કે બે થપ્પડ લગાવી જ હોય. જરા વાત વધે તો કમરમાં દંડો હોય તેના પર જ હાથ જાય, અને ગાળોનો તો હિસાબ જ નહિ.

અમે તો નવા નવા દાખલ થયા હતા એટલે ટંડેલ અમારી પાસે થઈને જતી વખત તો અક્કડ ને અક્કડ જ ચાલે, અને અમારાપર પોતાનો રૂઆબ બેસાડવા બીજા કેદીઓને અમારા દેખતાં ધમકાવે. એના મનમાં એમ હતું કે અમને દાખલ થતાં વારને બતાવી દેવું કે ત્યાંના કેદીઓ ઘેટાંની માફક એના હુકમને કેવી રીતે માથે ચઢાવે છે.

અમે દાખલ થયા કે ટંડેલે બધા કેદીઓને હુકમ કર્યો, કે "જુઓ, બધા સાંભળો. :આ બૉમ્બકેસવાળા કેદીઓ છે. કોઇએ એ લોકો સાથે વાત કરવી નહિ. જો કોઈ એમની સાથે એક અક્ષર સરખો પણ બોલતો સંભળાશે તો તેની ખબર લેઇ લેવામાં આવશે."

જરાજરામાં કેદીઓને ધમકાવવામાં આવતા: 'ચલો, સામે ચલો.' આનો અર્થ બારી સાહેબની સામે લઈ જવાનો હતો. જો બારી સાહેબ ધમકાવીને અને ગાળો દઇને કાઢી મૂકે તો તો નસીબદાર, નહિ તો જો તેઓ ટિકીટ પર રીમાર્ક લખી દે તો તે કેદીને સુપરીન્ટેન્ડન્ટની અદાલતમાં તે અપરાધને માટે ઉભો કરવામાં આવતો, અને જો સુપરીન્ટેન્ડન્ટ સજા કરે તો તે કેદીનો અપરાધ સાબીત થયો ગણાતો અને તે તેની ખરાબ ચાલચલગતના પ્રમાણરૂપ લેખાતો.

અમારાં જૂનાં કપડાં લઇ લેવામાં આવ્યાં, અને અમને નવો લેબાસ આપવામાં આવ્યો. એક ટોપી, ધુંટણ સુધીનું જાંગીઉ, વગર બાંયનું કુડતું, અને મજૂરી કરતી વખતે પહેરવાની એક નાની ચડ્ડી. દરેક બ્લોકમાં એક હોજ હતો. દરીઆનું પાણી નળીઓદ્વારા એમાં ભરાઇ જતું. આખો દિવસ મહેનત કર્યા બાદ આ હોજમાં આવી ન્હાતા, અથવા હાથ-મ્હોં ધોઇ કપડાં બદલતાં. અમે એમાં જઇ ન્હાઇએ એટલામાં દિવસનું કામ લખાવવાનો વખત થતો. બધા

કેદીઓ એક હારમાં બેસી જતા. એક નાનું ટેબલ અને ખુરસી કમ્પાઉન્ડમાં પડ્યાં રહેતાં. એક ગોરા સાહેબ જેઓ એસિસ્ટંટ જેલર હતા તે આવીને ખુરસીપર બેસતા. નાના ટેબલ પર વજન કરવાનો કાંટો રહેતો. રેસા અથવા દોરડાનું વજન કરવામાં આવતું, અને જો બ ડલ પૂરૂં ઉતરતું તો તે દૂર ફેંકી દેવામાં આવતું; પણ જો ઓછું ઉતરે અથવા રેસા સાફ ન હોય અથવા દોરડું જાડું પાતળું હોય તો ગોરા સાહેબ ટંડેલને ધમકાવતા: " શું જુએ છે ? સરકારનું નિમક હરામ કરે છે ? " વિગેરે. કામ લખાવી પાછા ફરીએ એટલે સાંજનો ખાવાનો વખત થતો. ભંડારી માથા પર ચોખાની ભરેલી લોઢાની પેટી લઇ, એક કેદીના હાથમાં દાળની બાલદી અને બીજાના હાથમાં તરકારી આપી, જમાદારો અને ટંડેલોની સાથે અમારી સામે આવી ઉભો થતો, અને પેટીઓફીસર અને ટંડેલ પોકારી ઉઠતા: " સૌ વાસણ લેઇ એક હારમાં બેસી જાવ. " ચોખાનો એક ડબ્બૂ, દાળની એક કડછી, થોડુંસરખું શાક, બે ફૂલકા રોટલી—બસ નાંખ્યું ન નાંખ્યું ને ભંડારી આગળ ચાલતો. ચાર પાંચ મિનીટમાં સો દેઢસો કેદીને પીરસી ભંડારી બીજા બ્લોકમાં ચાલી જતો. પંદર મિનીટ ખતમ થઇ. ખાવાનું પૂરૂં થયું. ' ઉઠી જાઓ, થાળીવાડકા સાફ કરો, એક લાઇનમાં મૂકી દો, પોતપોતાની લાઇનમાં બેસી જાવ.' સાડા ચાર વાગ્યા. ટંડેલ અને પેટીઓફીસરો ટાપટીપ કરી તૈયાર થઇ કોઇની રાહ જોતા ઉભા રહેતા. એવામાં જમાદાર આવી " સાહેબ આતા હૈ " કહી બીજા બ્લોકમાં ચાલ્યો જતો. ટંડેલ કહે: " બધા ચૂપ થઇ જાઓ." જો કોઇ જરા સરખું પણ બોલે તો ટંડેલ કે પેટીઓફીસર ધમકાવે: " આની જીભ બહુ ચાલે છે. મૂંગા નથી મરાતું ? "

સાહેબ કમ્પાઉન્ડમાં આવી બે મિનીટમાં બધા બ્લોકના દરવાજા પાસેથી પસાર થઇ જાય છે. દરવાજા પાસે આવે, ન આવે

કે જમાદાર સલામ ભરી 'સરકા...ર'નો પોકાર કરે છે, અને એ પોકાર થતાંની વારને બધા કેદીઓ ઉભા થઇ જાય છે.

સિગાર ફૂંકતો ફૂંકતો, શરીર કરતાં પેટને આગળ ને આગળ લઇ ફરતો જેલર એક દૃષ્ટિપાત નાંખી બધાને જોઇ લે છે. જો કોઇ ટટ્ટાર ઉભો હોય તો સાહેબ તેના તરફ આંગળી કરી બતાવી દે છે. બસ, આંગળી થઇ કે ટંડેલ કે પેટીઓફીસર તેની પૂંઠે પડયા જ સમજવા.

રાતે બરાબર બંદોબસ્ત કરી તાળાબંધ કોટડીઓમાં કેદીઓને પૂરી દેવામાં આવે છે. ચાર ચાર વોર્ડરો વારાફરતી રાતના ત્રણ ત્રણ કલાક પહેરો ભરે છે.

અમારાપર ખાસ દેખરેખ રાખવાનો ટંડેલ અને પેટી ઓફીસરોને હુકમ હતો. અમે પરસ્પર યા બીજા કોઇ કેદી સાથે વાતચીત ન કરી લઇએ તેની તેઓ ખૂબ સંભાળ રાખતા. અમારી કોટડીઓ એક એકથી દૂર હતી. ખાતી વખતે પણ અમને દૂર જ બેસાડવામાં આવતા. વળી અમે કદાચ વાત કરી લઇએ તો તે સાંભળી તેનો રિપોર્ટ કરવા અમારી પૂંઠે ખાસ આદમીઓને મૂકવામાં આવતા. જેલરે અમને જણાવી દીધું હતું કે જેલનો એવો કાયદો છે કે જો કોઇ કેદી પર આરોપ મૂકવામાં આવે તો જ્યાં સુધી તે પોતાની જાતને નિર્દોષ પૂરવાર ન કરે ત્યાં સુધી તે ગુન્હેગાર જ લેખાય. આવી સ્થિતિમાં અમારી વિરૂદ્ધ ફરીઆદો થાય એ કંઇ નવાઇની વાત નહોતી. પહેલે જ દિવસે અમારા લોકોનું કામ બહુ ઓછું ઉતર્યું. મેં મારી આખી જીંદગીમાં મહેનતનું આટલું કામ કર્યું નહોતું. બીજા ઘણાનીયે એવી જ સ્થિતિ હતી. નવા કેદીની વિરૂદ્ધ પહેલા પંદર દિવસમાં કોઇ રિપોર્ટ કરવામાં નથી આવતો, પણ અમારે માટે તો ખાસ ગોઠવણ હતી, એટલે

અમને તો તે દિવસે જ બારી સાહેબની સામે ખડા કરવામાં આવ્યા. તેમણે ધમકી આપવા માંડીઃ "મહેરબાન, આ તો જેલ છે અને તેયે કાળાપાણીની જેલ છે. અહીં તો કામ પૂરૂં કર્યે જ છૂટકો."

અમારામાં મારા જ નામનો એક બીજો જુવાન હતો. તેણે તો ઠંડે કલેજે બિલકુલ બેદરકારીથી આ વાત સાંભળી. બારી સાહેબ બોલી ઉઠયાઃ "સીધો ઉભો રહે." જમાદારે તેની પાસે જઇ તેને સીધા ઉભા રહેવાનો પાઠ પઢાવવા માંડયો. જેલરે હુકમ કર્યોઃ "આજે આમનો પહેલો દિવસ છે, લઇ જાવ." અને અમે અમારી કોટડીમાં પાછા આવ્યા.

બીજે દિવસે રવિવાર હતો. રવિવારે સવારે ઉઠીને કપડાં ધોઇ નાંખવાનાં, અને કપડાં સૂકાય એટલી વાર જેલના કમ્પાઉન્ડનું ઘાસ કાપવાનું. રવિવારે સવારે કાંજી નહિ મળે. બપોરે અને સાંજે બે વાર ખાવાનું અને આખો દિવસ કોટડીમાં પૂરાઈ રહેવાનું.

બીજે દિવસે સવારે પરમાનંદે કામ કરવાની ના પાડી. તેણે તો ચોકખેચોકખું સંભળાવી દીધું, કે "મારાથી એ કામ નહિ થાય." ટંડેલે એને જેલરની સામે લઇ જઈ ખડો કર્યો. જેલરે ગુસ્સે થઇ ધાંટાઘાંટ કરવા માંડી. પરમાનંદે પણ સામો તેવોજ જવાબ આપ્યો. પરમાનંદને પોતાનો હાથ બતાવવા માટે જેલર સાહેબ ખુરસી પરથી ઉઠવા ગયા, તેવો જ પરમાનંદે સાહેબને ધક્કો માર્યો. સાહેબ ખુરસી પર પડયા અને ખુરસી ઉંધી વળી એટલે સાહેબ ધૂળ ચાટતા થઈ ગયા. ટંડેલ અને જમાદારે આથી પરમાનંદને ખૂબ ફટકાર્યો. બીચારા પરમાનંદનું માથું ફૂટી ગયું. તરત જ સુપ્રીન્ટેન્ડન્ટને ટેલીફોન કરવામાં આવ્યો. બારી સાહેબ સુપરીન્ટેન્ડન્ટથી ખૂબ ડરતા. એમણે પરમાનંદનું લોહી

ધોઈ નાંખી, કોઈ નિશાની બાકી ન રહેવા દઈ, તેને હવાલાતની કોટડીમાં પૂરી દેવાનો હુકમ કર્યો. હવાલાતની કોટડીમાં પ્રવેશ કરાવ્યો એટલે કેદીને કામ કરવા માટે કદિ બહાર ન કાઢતો.

સુપરીન્ટેન્ડન્ટ મેજર મૂરે ઘણો ભલો માણસ હતો. તે કર્તવ્યનિષ્ઠ તેમજ ન્યાયી હતો. અમે અમારી કોટડીઓમાં જ સાંભળ્યું કે મૂરે સાહેબે આવતાંની વારને બારી સાહેબની ઝાટકણી કાઢી, કે 'નવા કેદીની તેં શા માટે છેડછાડ શરૂ કરી ?' સુપરીન્ટેન્ડન્ટ અને જેલર પરમાનંદની કોટડીમાં ગયા. ધમકી એ તો જેલમાં સાધારણ વાત છે. સુપરીન્ટેન્ડન્ટે તેને ધમકાવ્યો. પણ પરમાનંદ તો ગુસ્સામાં હતો. તેણે ગુસ્સામાં ને ગુસ્સામાં સુપરીન્ટેન્ડન્ટને પણ રોકડું જ પરખાવ્યું.

આખી જેલમાં હાહાકાર થઇ રહ્યો. 'બારી સાહેબને ફટકાર્યા, બારી સાહેબને ફટકાર્યા' એમ સૌ કોઈ કહેવા લાગ્યું. ટંડેલ અને પેટી ઓફીસરો ઉપર ઉપરથી બારી સાહેબથી ડરતા અને તેની ખુશામત કરતા, પણ એમને માર પડવાથી તેઓ અંતરમાં ખૂબ ખુશી થયા અને હસવા લાગ્યા. બારી સાહેબ એવા ક્રૂર અને જાલિમ હતા કે બધાજ એમને માર પડવાથી રાજી થયા. ચાર પાંચ દિવસ પછી સુપરીન્ટેન્ડન્ટ પાસે પરમાનંદનો કેસ ચાલ્યો, અને એને ત્રીસ નેતરના ફટકાની સજા થઈ. એને ફટકા મારતા પહેલાં જેલનાં બારણાં વગેરે બંધ કરી પૂરતો બંદોબસ્ત કર્યો. પછી ફટકા મારવા શરૂ કર્યા. પરમાનંદે ચૂં કે ચાં નહિ કર્યું. પણ એને ફટકા પડવાના સમાચાર આખી જેલમાં વાયુ વેગે પ્રસરી ગયા. એ વાત જાણતાંજ બધા કેદીઓએ હડતાલ પાડી. જેલના અમલદારો હડતાલથી ખૂબ ગભરાય છે. તેમને ભય રહે છે કે હડતાલનો ચેપ જો બધાને લાગ્યો તો મામલો ગંભીર થઇ પડશે.

આથી હડતાલ પડતાં વાર બારી સાહેબ બધા કેદીઓની સાથે વાતચિત કરવા લાગ્યા, અને હળવે હળવે સમજાવવા લાગ્યા, કે એમાં તો પરમાનંદનો વાંક હતો, હું તો કંઇ બોલ્યો સરખોયે ન હતો, વિગેરે.

આથી બધા પાછા કામ પર લાગી ગયા, પણ તે પહેલાં શરત કરી કે જેલના અમલદારોએ આવું સખ્ત વર્તન ફરી ચલાવવું નહિ. પણ એવી શરત તે પળાય જાણી છે ! બારી સાહેબ આમ બોલવે ચાલવે બહુ મીઠો હતો. એટલે તેણે એ વાત કબૂલી, પણ તેના અંતરમાં તો વેરનો અગ્નિ સળગી રહ્યો હતો. અમારી અંદર એણે પોતાનાં એક બે માણસોને ગુપચૂપ ભેળવી દીધાં અને પોતાની બાજી ખેલવી શરૂ કરી દીધી.

બાકીનાં વર્ષોનો ઇતિહાસ બહુ લાંબો છે. તેનું વર્ણન કરવા બેસું તો વાચકોનો વખત ફોગટ જાય. છતાં એટલું તો જણાવી દઉં, કે જેલમાં પણ ભિન્ન ભિન્ન સ્વાર્થવાળા કેદીઓનાં મંડળો બંધાયાં હોય છે, અને તેઓ પરસ્પર લડી મરે છે. આ બધાની દોરી બારી સાહેબના હાથમાં હતી. નવા રાજદ્વારી કેદીઓ ઘડી ઘડી બારી સાહેબનું અપમાન કરતા અને ઉદ્ધતાઇથી વર્તતા હતા અને કોઈકે તો તેમને માર પણ માર્યો હતો. તેમના પર બને તેટલો જુલમ કરી પોતાની હૃદયજ્વાળા શાંત કરવી એ બારી સાહેબના દિલની મુરાદ હતી. આ મુરાદ પાર પાડવા તેઓ મુસલમાન વોર્ડરોને અને પેટી ઓફીસરોને રાજદ્વારી કેદીઓનું નામ લઈ ભડકાવ્યાં કરતા, અને જે થોડાઘણા હિંદુ વોર્ડરો અને પેટી ઓફીસરો હતા તેમને ધમકાવતા કે તમે એ રાજદ્વારી કેદીઓની સાથે ઢીલી દોરી રાખી વર્તો છો. આ ધમકીથી ડરી જઈ તેઓ બારી સાહેબને ખુશ કરવા મુસલમાન વોર્ડરો કરતાં પણ વધારે જુલમ કરતા.

સુખની ઇચ્છા અને ખોરાકની લાલચ એ બે જેલમાં મુખ્ય શસ્ત્રો છે. આનાથી બધાં કામ પાર પડે છે. જ્યાં વર્ષોનાં વર્ષો સુધી સુકીપાકી બે રોટલી, જરા સરખી દાળ, કાચાપાકા ચોખા, અને ઘાસના પાતરાનું શાક ખાવા મળ્યાં કરતું હોય, ત્યાં જો જરા સરખી માછલી કે એવા કોઇ ખોરાકની આશા પડે તો તો કેદીને મન સારા સંસારમાં એના જેવું બીજું સુખ નથી દેખાતું. તે મેળવવા માટે ગમે તે કરવા તે તત્પર થઈ જાય છે. બારી સાહેબે આવી લાલચો આપી પોતાની ઇચ્છાનુસાર કામ કરનાર માણસોની એક ટુકડી ઉભી કરી હતી. બારી સાહેબ તે લોકોને આવી લાલચો આપતા એટલું જ નહિ, પણ તે લોકો જો રાજદ્વારી કેદીઓ વિરૂદ્ધ બાતમી મેળવી આપી બારી સાહેબની સેવા બજાવશે તો તે લોકોનો છૂટકારો વહેલો થવાનો સંભવ છે એમ પણ તેઓને સમજાવતા.

કેટલાક માણસોનો એક એવો પણ પક્ષ હતો કે જે પોતાને ખરેખર અન્યાયપીડિત માનતો. તેમની એવી માન્યતા હતી કે 'આપણે રાજદ્વારી કેદીઓ હોવાથી આપણું જેલમાં ખાસ જુદું સ્થાન હોવું જોઇએ, ખાવા પહેરવામાં પણ આપણે માટે ખાસ અલગ વ્યવસ્થા હોવી જોઇએ, અને બીજા કેદીઓ કરતાં આપણા તરફ વધુ સારૂં વર્તન રખાવું જોઇએ.' પણ અહીં તો બધું આથી ઉલટું જ હતું. એમને ખાવાપીવાનું બીજા કેદીઓ જેવું જ મળતું; કામ પણ તેવુંજ કરવું પડતું. બીજા કેદીઓ ઘેર પણ એવું જ ખાવાને તથા કામ કરવાને ટેવાયલા હોવાથી તેમને માટે એ ભારે વાત નહોતી, પણ આ લોકો તો અણટેવાયલા, મધ્યમવર્ગના હોવાથી એમને માટે એ દંડ ભારે હતો. આટલું બસ ન હોય તેમ ખૂની અને જુલમી માણસો વોર્ડર અને પેટી ઓફીસર બની આ રાજદ્વારી કેદીઓ પર દેખરેખ રાખતા અને સત્તા ચલાવતા. આથી આ પક્ષના આદમીઓએ, જેલ બહાર પોતાના દેશમાં જે જાતની ચળ-

ધળ ચલાવતા, તેની ચળવળ અહીં પણ ચલાવવી શરૂ કરી દીધી. જેલમાં આવ્યા છતાં તેમના વિચારો ફેરવાયા ન હતા, તેમનો જુસ્સો દબાયો ન હતો. આથી તે લોકોએ હડતાલની પ્રથા શરૂ કરી. કેટલાકોએ તો ખોરાક લેવો બંધ કરી અપવાસ શરૂ કર્યા. આમાં કેટલાકના જાન પણ ગયા. હોશીઆરપુર જીલ્લાના રામરક્ષો નામના શખ્સે પોતાનો પ્રાણ આમાં જ ખોયો. પૃથ્વીસિંહે પાંચ મહિના ભૂખમરો વેઠયો; એનું વજન ૧૫૦ રતલથી ઘટીને ૯૦ રતલ થઈ ગયું. છેવટે બધાની સમજાવટથી તેણે ખોરાક લેવો શરૂ કરેલો આમાંના ઘણાની મોટામાં મોટી ફરીઆદ એ હતી કે તેમને પોતાના કેશ લેવા માટે સાબુ યા બીજી કોઈ ચીજ મળતી ન હતી. ધાર્મિક દ્રષ્ટિથી શિખો પર આ ભારે અત્યાચાર ગણાય.

× × ×

જે કેદીઓની અંદર અમારે રહેવું પડતું હતું તેઓ કેવા પ્રકારના હતા?

જગત સમસ્તમાં જાહેર ગુન્હાની ખીલવટની દ્રષ્ટિએ હિંદ પછાતમાં પછાત દેશ છે. એ સમાજના પતિતમાં પતિત આદમીઓ સજા પામી જેલ સીધાવે છે. એમાં પણ જેઓ સૌથી ખરાબ હોય છે તેઓને કાળાપાણી મોકલવામાં આવે છે; અને કાળાપાણીમાં જો તેઓ સારું વર્તન રાખે તો જેલ બહાર ટાપુઓમાં થોડી ઘણી સ્વતંત્રતા ભોગવીને તેઓ છુટથી રહી શકે છે. પણ તેમાં જેઓ અઠંગ બદમાશ હોય છે તેઓ તો સજા પામી પાછા જેલમાંજ આવે છે. આથી બદમાશોમાંથીએ ચળાઈ ચળાઈને આવેલા બદમાશોની અંદર અમે રહેતા હતા. હિંદના બદમાશોનું સમગ્ર [illegible] ને [illegible] કેદમાં [illegible] [illegible] તેઓને [illegible]

આ લોકોનું ખાસ લક્ષણ એ હતું કે આખો દિવસ ગાળો દીધાં કરવી, અંદર અંદર ગુસ્સે થવું અને જરા જરામાં લડી પડવું. લાગ આવ્યે કોઇનાં કપડાં કે વાસણ ચોરી લેવાં અને પોતાની કોટડીઓમાં રાતદિન જુગાર ખેલ્યાં કરવો.

આ લોકોને બે પૈસા આપો, તમે કહેશો તેને ગાળ દઇ આવશે, તમે કહેશો તેની સાથે લડી આવશે.

જેલના બંધનો અને દુઃખોથી પીડાતા કેદીઓ સ્વાભાવિક રીતેજ જેલના અમલદારો અને સરકારની વિરૂદ્ધ હતા. તેમને દુઃખ પડતું અને તેથી દુઃખ દેનારાઓ પર તેમને ક્રોધ ચડતો. તેઓ રાજદ્વારી કેદીઓ તરફ માનની નજરથી જોતા, અને તેમની પ્રત્યે સહાનુભૂતિ દાખવતા. તેઓના મનમાં એમ હતું, કે આ લોકોએ સરકારની વિરૂદ્ધ ચળવળ ઉભી કરી છે એટલે જો એમની સાથે આપણે કામ કરીએ તો વખત છે ને સરકાર બદલાઇ જાય, અને આપણે છુટી જઇએ. તેઓની તો હરદમ એજ ઇચ્છા હોય છે કે સરકાર બદલાય, કારણ તે સિવાય તો કાળાપાણીમાંથી છૂટવાની એમની ઉમેદ નહોતી. આથી સરકાર બદલાવાની વાત તેઓ તરત જ માની લે છે—માણસ પોતાની ઇચ્છા મુજબની વસ્તુ તરત સાચી માની લે છે તેમ. જેટલો વખત યુદ્ધ ચાલ્યું તેટલો બધો વખત કેદીઓ રાતે ભેગા બેસી મસલત કરતા, અને સવારે ગપ ઉડાવતા, કે: 'જર્મન આવ્યા. હવે થોડાજ દહાડા બાકી છે.' ત્રીશ ત્રીશ વર્ષથી જેલમાં જીવન ગુજારતો એક બુઢ્ઢો બ્રહ્મદેશવાસી મારી પાસે આવ્યો અને પૂછવા લાગ્યો: "બાપુ! અંગ્રેજો ચાલ્યા જશે એ વાત સાચી છે?"

મેં કહ્યું: "તમેજ કહોને." તે કહેવા લાગ્યો: "આ બધા કેદીઓ ગપ ઉડાવે છે. હું ત્રીશ વર્ષ પર અહીં આવ્યો

ત્યારે પણ આવુંજ કહેતા હતા. ” આવી આશામાંને આશામાંજ તેઓ જીવન વ્યતીત કરે છે અને જેઓ ખૂબ ગપ્પાં ઉડાવી શકે છે તેમને કેદીઓ ખૂબ પસંદ કરે છે.

આ કેદીઓ જરા જરામાં ગુસ્સે થઈ ખૂન પણ કરી નાંખે છે. જરા સરખી લાલચને ખાતર બીજાને લૂંટે છે. બીજાનાં છોકરાંઓને મારી નાંખતાં પણ આઘુંપાછું જોતા નથી. થોડું સરખું અફીણ યા તમાકુ આપી તેમની પાસે તમારી મરજી પડે તેવું કામ તમે કરાવી શકો છો. બીજાનાં સુખદુઃખનો વિચાર કરવો એ તો તેમના સ્વભાવમાં જ નથી હોતું. સુખદુઃખની બધી વાતો તેઓ પોતાની જ દ્રષ્ટિથી નીરખે છે. બીજાનું ભલું કરવામાં પોતાને દુઃખ થતું હોય તો પછી બીજાનું ભલું શા માટે કરે? જેલર એ લોકોને દુઃખ દે છે તે દૂર થવું જોઇએ, એટલે તેઓ એને સુખ આપે છે. જેલરને એ લોકો પાસે વાત કઢાવવી હોય તો એમને જરા સગવડ કરી આપે એટલે બધી વાત મળી જાય.

એ લોકોમાં કોઇ પણ સારા માણસો નથી હોતા એવું કંઈ નથી. કેટલાક એવા માણસો પણ હતા જેમની વિરૂદ્ધ ખોટા પૂરાવો ઉભો કરી પોલિસે તેમને સજા કરાવી હતી. કેટલાક અજાણતા કે આવેશમાં આવી જઇ કોઈની હત્યા કરી નાંખી હતી, અને તેનું ફળ તેઓ અહીં જીંદગીભર ભોગવતા હતા. કેટલાક એવા નાદાન જુવાનીઆઓ પણ હતા કે જેઓએ રમતમાંને રમતમાં કોઈના પ્રાણ લીધા હતા.

મુંબઈ પ્રાંતના નાની ઉમરના બે ત્રણ ગોવાળીઆ હતા. ગાયો ચરાવતાં ચરાવતાં કોરટ બનાવી એક જણ ન્યાયાધીશ બન્યો, બીજા બે સિપાઇ બન્યા, અને એક શખ્સ પર આરોપ ઘડી કાઢી તેને આ કોર્ટમાં ઉભો કર્યો; ન્યાયાધીશે આરોપીને ફાંસીની સજા

ફરમાવી. સિપાઇઓએ ગુન્હેગારના ગળામાં દોરડું ફાંસી તેનો એક છેડો ઝાડ પર બાંધી એક ભેંસની પીઠ પર તેને ઉભો કીધો, અને પછી ભેંસને હાંકી મૂકી. જ્યારે તે અદ્ધર ટંગાવા લાગ્યો ત્યારે બધા નાસી ગયા. આવા મામલાઓમાં સંડોવાઇને પણ કેટલાક માણસો આવેલા. એમના જેવા ભલા માણસો તો સાધારણ જનસમાજમાંયે મળવા મુશ્કેલ.

આ કેદીઓના જીવનમાંની એક ચીજનો ઉલ્લેખ ખાસ જરૂરી છે, અને તે તમાકુ. જેલમાં એને 'સૂકો' કહે છે. હિંદની જેલોમાં તમાકુ લાવવાનું કામ સરકારી માણસો કરે છે; આન્દામાનમાં એ કામ વોર્ડરો તથા પેટી ઓફીસરો કરે છે. જેલના નિયમો પ્રમાણે જેલની અંદર તમાકુ લઇ જવાની મનાઈ છે, અને તપાસ કરતાં જો કોઇ પકડાય તો તે સજાપાત્ર ઠરે છે. પણ તેથી તમાકુ અંદર જતી અટકતી નથી, કારણ તમાકુ લાવનારને સારો નફો મળે છે. જેલના લગભગ બધાજ કેદીઓ આખો દિવસ તમાકુ ખાયાં કરે છે. જેઓ જેલમાં જતા પહેલાં તમાકુના વ્યસની નથી હોતા તેઓ પણ અહીંની આબોહવાથી ઝટ ખાવા શીખી જાય છે. જેલની અંદર તમાકુ ચલણી રૂપીઆની ગરજ સારે છે. તમારી પાસે જો તમાકુ હોય તો તમે તમારૂં કામ બીજા પાસે કરાવી સુખચેનથી બેસી શકો. એનાથી રોટલી પણ ખરીદી શકો. જેલમાં આઠેક દિવસે દહીં આપવામાં આવે છે એનો પણ મનમાન્યો સ્વાદ ચાખી શકો. બીમારોને દૂધ આપવામાં આવે છે એની પણ લહેજત લઇ શકો. ત્યાં તો જેની પાસે વધુ તમાકુ હોય અને બહારથી જે વધુ મંગાવી શકતો હોય તે પૈસાદાર. જેલમાં તમાકુનો વેપાર થાય. આવા ત્યાં ઘણા વેપારીઓ હોય છે; તેઓ કેટલીયે વાર પકડાય છે અને સજા ખાય છે, પણ તેમનો વેપાર તો ચાલ્યાંજ કરે છે. જમીનમાં દાટીને યા દિવાલોમાં ચોરખાના બનાવીને તેઓ તમાકુ રાખે છે. તમાકુ એ જેલમાં એક બડી મોજશોખની ચીજ

મનાય છે. કેટલાક અફીણ મંગાવીને પણ ખાય છે. પણ તેનો ખર્ચ વધારે, અને એનો ગુન્હો પણ મોટો ગણાય છે.

જુગાર ખેલવો, તમાકુ ખાવી, લફંગાઈની વાતો કરવી, પોતાના અથવા પોતે સાંભળેલા જૂનાપુરાણા કિસ્સા એકબીજાને કહી સંભળાવવા, ગાવું, વાંચવું—આ બધાં કેદીઓનાં વખત ગાળવાનાં સાધનો છે. જેલનાં મોટામાં મોટી દુષ્ટતા એ છે કે ત્યાં કેદી બીજા કેદી સાથે અમાનુષી વ્યવહાર કરે છે. જેલોમાં આવનાર કેદીઓ જેલ બહાર બદમાશીમાંજ ઉછર્યા હોય છે, અને જેલમાં તેઓને એકબીજાથી એકાંતમાં રાખવાનું અશક્ય હોવાથી વાતાવરણ અતિ દુષ્ટ બને છે. કાળાપાણીમાં તો વળી જુદા જુદા પ્રદેશના કેદીઓ ભેગા થાય છે એટલે આનો ભય વિશેષ છે. એમાંના કેટલાક તો સ્વભાવેજ નિષ્ઠુર અને બદમાસ હોય છે. સરહદપરથી અને પંજાબમાંથી આવનારા ઘણા ખરા માણસો આવાજ પ્રકારની બદમાશી આદરે છે. સંયુક્તપ્રાંતો, બંગાળા અને મદ્રાસ તરફના કેદીઓ નરમ સ્વભાવના હોય છે, અને એમાં જો નાની ઉમરના હોય છે તેઓને ડરાવી, કામમાં સખ્તાઈ કરી અથવા તમાકુની લાલચ આપી બગાડવા એ બહુ સામાન્ય બાબત છે.

બ્રહ્મદેશના ઘણા કેદીઓને અહીંજ લાવવામાં આવે છે. એ લોકોને મોટી ઉમર સુધી દાઢીમૂછ નહિ ઉગવાથી તેમની દૃષ્ટિમૂર્તિ સ્ત્રીઓ જેવી લાગે છે. એઓ આન્દામાનની બોલી નથી સમજતા, અને એમની પાસે કામ લેનારા વોર્ડર, પેટી ઑફીસર વગેરે મજબૂત બાંધાના હોવાથી એ લોકોને દબાવીને જલદીથી બગાડે છે. પંજાબ, મદ્રાસ અને મુંબઈ તરફના ઉંચી કોમનો માણસો અહીં આગેવાન દેખાવ દે છે, પણ સંયુક્તપ્રાંતના ઉંચી જાતના સંખ્યાબંધ કુલીન બ્રાહ્મણો અને ઠાકુરો લૂંટના ગુન્હાસર સજા પામી કાળાપાણી આવે છે.

આમાં ઘણા તો નોહાન છોકરા હોય છે, અને તેમના આચારવિચાર દુષ્ટ હોય છે એટલું જ નહિ, પણ અહીં રહી તેઓ ધર્મ પણ ગુમાવે છે. એવું વાતાવરણ બીજી જેલોમાં પણ હોય છે. પણ જુદી જુદી જાતિઓના અને જુદા જુદા પ્રદેશોના ગુન્હેગારોને એકજ સ્થાનમાં એકઠા કરવાથી એવા પ્રસંગો અહીં વધારે બને છે. વળી કાળાપાણીમાં જેલ બહાર સ્વતંત્રતા ભોગવતા પણ ઘણા કેદીઓ હોય છે, અને બળવાનની સ્વતંત્રતા નિર્બળોને સતાવવામાં કારણભૂત થાય છે. આથી મારા અભિપ્રાય પ્રમાણે આવા ગુન્હેગારોને સ્વતંત્રતા આપવી એજ ગુન્હાઓ વધારવા બરાબર છે.

રાત્રે સુતી વખતે કોઈ કેદી પોતાનો કિસ્સો બીજા કેદીને કહી સંભળાવે છે કે મેં આમ કર્યું અને તેમ કર્યું; કોઈ સદેવંત સાવળીંગા જેવી જરીપુરાણી વાર્તા લઈ બેસે છે, અને કોઈ રામરામનાં ગીતો અને દુહાઓ ગાઈ મન બહલાવે છે.

ધાર્મિક વાંચન પર પ્રેમ ધરાવનાર કેદીઓ પણ અહીં નજરે ચઢે છે. જ્યારે પણ વખત મળે ત્યારે તેઓ ધાર્મિક પુસ્તકો વાંચે છે. જેલમાં પુસ્તકો રાખવાની એવી વ્યવસ્થા હોય છે કે બધા રાજદ્વારી કેદીઓનાં પુસ્તકો એકજ કબાટમાં રાખવામાં આવે છે, અને દર રવિવારે એકબીજાનાં પુસ્તકો અદલબદલ કરી શકાય છે. દર રવિવારે પેરેડ પણ થાય છે. બધા કેદીઓ પોતપોતાનાં વાસણ, બિસ્તર, કપડાં વિગેરે પોતાની સામે મૂકી હાથમાં ટિકીટ લઈ ઉભા રહે છે. સુપરીન્ટેન્ડન્ટ બધાની પાસેથી પસાર થાય છે. જેને કંઈ પણ કહેવું હોય છે તે સુપરીન્ટેન્ડન્ટ પોતાની પાસેથી પસાર થાય છે ત્યારે હાથ ઉંચો કરે છે, એટલે તેઓ ઉભા રહે છે અને તેની ફરીયાદ સાંભળી તેનો નિકાલ કરે છે. ટિકીટ તો કેદીનું પ્રમાણપત્ર છે, કારણ તેની ચાલચલગત વિગેરેને લગતી નોંધ એ પર રહે છે. એને હીસ્ટ્રીશીટ (History-sheet) પણ કહે છે.

જ્યારે જ્યારે રંગુનથી 'મહારાજા' નવા કેદીઓને લઇ આવે છે, ત્યારે ત્યારે અમારા દિલમાં આનંદ ઉભરાય છે. અને તેમાં પણ વળી કોઇ ઓળખીતો નીકળે તો તો પછી પૂછવું જ શું? તેની પાસેથી તો પોતાને લગતી અને પાછળનાંની વાતો સાંભળવાની મળે છે, અને દૂર દેશમાં સંબંધીને મળતાં સ્વાભાવિક રીતે જ મન પ્રસન્ન થાય છે.

જે લોકો સાધારણ ખૂનના આરોપસર પકડાય છે તેમને બીજા બધા કેદીઓથી ઓછી સજા થાય છે. એમને વધારેમાં વધારે ૨૦ વર્ષની ટીપ મળે છે. જેઓ લૂંટફાટના ગુન્હાસર પકડાય છે તેઓને ૨૫ વર્ષની સજા થાય છે. ઝેર દેઇ કે જીવતા બાળી મારી નાંખનાર સૌથી વધારે ખૂની સમજાય છે, અને એમને ૩૦–૩૫ વર્ષ સુધીની સજા થાય છે. સાધારણ ખૂનીઓમાંથી જેઓ ઉર્દુ લખીવાંચી જાણતા હોય છે તેમને ઘણુંખરૂં મુન્શીનું કામ સોંપે છે. તેમની પાસે સખ્ત મજુરી નથી કરાવવામાં આવતી.

પણ ઘણાખરા કેદીઓ ચોરી અને દગલબાજીના આરોપસર જ આવેલા હોય છે. એમાંના કેટલાકે તો પાંચપાંચ–સાતસાત વાર ટીપ ખાધી હોય છે. જેલ જ એમનું ઘર, જેલ બહાર એમને ચેન જ ન પડે. જેલમાંથી છૂટે કે તરત પાછી કંઇ ચોરી કરી જેલમાં આવ્યા જ છે. કેટલાક તો કાળાપાણીથી છૂટી ઘેર સુધી પણ નથી પહોંચતા–રસ્તામાં જ કંઇ ચોરી કરે છે અને પાછા આવે છે......

જેલમાં જે સજાઓ કરવામાં આવે છે એ બધાનો હેતુ કેવળ બીજા મનુષ્યો સાથે કેદીઓને હળવામળવા ન દેઇ તેમની સ્વતંત્ર ગતિને રોકવી એ જ હોય છે. કેદી જેલની અંદર દાખલ થયો એટલે જેલની હદની અંદર જ એ હરીફરી શકે, અને જેલ-

વાસીઓ સાથે જ હળીમળી શકે. જેલમાં ગયા પછી જો તે કંઇ ગુન્હો કરે તો તેને એકાંત કોટડીની સજા થાય. એટલેથી ન પતે તો બે પગની વચ્ચે લોઢાના સળીઆવાળી બેડી ઠોકી હરવાફરવાની સ્વતંત્રતા પણ છીનવી લે. તેમ છતાંય ન વળે તો બે પગ વચ્ચે ઉભો સળીઓ નાંખવામાં આવે. આથી પણ તે ન અટકે તો તેને સાથે હાથકડી પહેરાવે. એથી આકરી સજા તરીકે હાથ પીઠ પાછળ રાખી હાથકડી નાંખે. આ બધાને ન ગણકારી કોઇ ભારે અપરાધ કરે તો તેને ત્રીશ નેતરના ફટકા સુધીની સજા થાય, અને સૌથી છેવટે બધાથી ભારે સજા ફાંસીની.

ભવિષ્ય વિષે ભયંકર નિરાશા, જેલની સજાઓ, સખ્ત, ગજા ઉપરાંત કામ—આ બધાથી કંટાળી કોઈ જીવન વિષે બેપરવા બની, આત્મહત્યા કરવાનો નિશ્ચય કરે છે. દર સાંજે જડતી લેવાય છે અને રાતભર લાલટેન લઇ વોર્ડર આંટા માર્યા કરે છે; છતાં આ બધાની નજર ચૂકવી કેદી દોરડીનો ટુકડો મેળવે છે. દોરડી ન મળે તો પોતાના કુડતા યા જાંગીઆમાંથી ચીંદરડી ફાડી તેની નાનીસરખી દોરડી વણે છે. એક છેડો બારીના સળીઆ સાથે બાંધી, બીજે છેડે ગાળીકું કરી તે ગળામાં ભેરવે છે અને પછી ટીંગાઇ પડે છે, અને બેચાર સેકંડમાં બધું ખતમ થઈ જાય છે. જો રાતે જ વોર્ડરને આની ખબર પડે તો મોટો હાહાકાર મચી રહે છે; જેલર આવે છે, અને રાતોરાત લાશને ઉપાડી જવામાં આવે છે. નહિ તો પછી સવારે કેદીની ગણત્રી વખત એક જણ ખૂટે છે અને તપાસ કરતાં તેની લાશ હાથ લાગે છે. હું આન્દામાન હતો ત્યારે આવા તો કેટલાયે પ્રસંગો મેં જોયેલા. એ બધું જોઈ હૃદય પર એવી ઉંડી અસર થતી કે અમારૂં નિવાસસ્થાન અમને જીવન અને મરણની અડાઅડ જ લાગતું.

જે કેદીઓને વારંવાર જેલમાં જવાનો પ્રસંગ પડે છે તેઓ તો હંમેશાં, કામ નહિ કરવાની કોઇ ને કોઇ તદબીરની તજવીજમાંજ

સુકરી નાંખવો. પછી એ દોરો સોઈમાં પરોવવો અને પગના તળી-આમાં કે બાજુએ દોરાવાળી સોઈ ખોસી બીજી બાજુ કાઢવી. રાત-ભર દોરો અંદર રહેવા દઈ સવારે કાઢી લેવાથી એ જગ્યાએ મોટો જખમ દેખાય છે, અને આસપાસ ખૂબ સોજો ચઢે છે. બીજી દવા ' જમાલગોટાનાં બીજ ' છે. એનાં એકબે બીઆંનો ભૂકો કરી ફાકી જવાથી લોહીના ઝાડા થવા માંડે છે. પરિણામે માણસ એટલો દુબળો પડી જાય છે કે તેને કેટલાયે દિવસ પથારીવશ રહેવું પડે છે. ત્રીજી દવા ' સફેદ કનેર'ના મૂળની છાલ. આ છાલનો ભૂકો કરી તેમાં ગોળ નાંખી ગોળી બનાવી ગળી જવાથી બેચાર કલાકમાં સખ્ત તાવ ચઢી આવે છે: પણ આ તાવ એની મેળે જ થોડા વખત પછી ઉતરી જાય છે. આવી રીતે રોગ પેદા કરી દાક્તરને ઠગવામાં આવે છે. અનુભવી દાક્તર આવા રોગ તરત પરખી જાય છે, પણ લાચાર, એનો ઉપાય નથી કરી શકતો. જો કે કેટલીક વાર એવું યે બન્યું છે કે ઘાને રૂઝ આણ્યા પછી કેદી ઘા ખોલી નાંખે છે અને ત્યારે દાક્તર તેનો આખો પગ જ કાપી નાંખે છે. કેટલાક કેદીઓ કાંઇ પણ ઉપાય કરી આંધળા થઇ જાય છે. એમની પ્રકૃતિ જ આ બધું કરાવે છે—જો કે કોનો કેટલો દોષ છે એ કહી નથી શકાતું.........

જેલમાં સૌથી પહેલી શિક્ષા તો આર્થિક દૃષ્ટિથી બનવી પડે છે. ત્યાં દરેક ચીજની કિંમત તેની આંતરિક વિશેષતાને બદલે તે મેળવવી કેટલી કઠણ પડે છે તે પર અંકાય છે.

ખાણામાં તેલ ભાગ્યેમાં નથી વપરાતું. ઘી આટલું બધું મોંઘું હોવા છતાં તેલ પ્રત્યે ત્યાં ભારે અણગમો છે. પણ જેલની તરફ-[illegible]રીમાં તો એક ટીપું ચાર ઠામ તેલ જ નાંખવામાં આવે છે. [illegible] પહેલાં તો તેલ બેસ્વાદ લાગે છે, પણ ટેવ પડતાં [illegible] [illegible]

જેવું જ પ્રિય થઇ પડે છે, અને દાળના ઉપરના ભાગમાં તેલ તરતું હોવાથી ઉપરની દાળ મેળવવા સૌ કોઈ ઝંખે છે. ઘણુાય વોર્ડરો અને પેટી ઓફીસરો ભંડારીને તમાકુ આપી કેદીના ખોરાકમાંથી તેલ કઢાવી લે છે અને તેમાંથી પોતાને માટે તરકારી બનાવરાવે છે. જેલમાં તેલવાળી ચીજ અતિ સ્વાદિષ્ટ ગણાય છે.

જેલમાં ગોળ મહામહેનતે મળી શકે છે. તેલ તો સરકારી નિયમ મુજબ ભંડારમાંથી મળે છે, પણ ગોળ વિષે એવો કોઇ નિયમ નથી. છતાં ગોળ સસ્તો હોવાથી કોઈ કોઈ કેદી ચોરીછૂપીથી તે બહારથી મંગાવે છે. એટલે જેલમાં કોઇ ગોળ આપે તો તે તો મોટો ઉપકાર ગણાય–જાણે કોઇ જાગીર બક્ષિસમાં આપી દીધી હોય !

આમ એક નજીવી વસ્તુની કિંમત જ્યારે જેલમાં આટલી બધી વધી જાય છે ત્યારે સ્વતંત્ર જીવન કે જેને સામાન્ય મનુષ્ય પણ મહા મૂલ્યવાન ગણે છે તેની કિંમત કેટલી અંકાતી હશે તેનો સહજ ખ્યાલ આવી શકશે. અને જે જીવન પાછું હાથ આવવાની આશા જ નહિ તે પાછું મળતાં તેની કિંમત કેટલી બધી અંકાય એની તો વાત જ શી પૂછવી ?

કેદીઓના હૃદયમાં બીજો એક ભાવ પોતાની માતૃભૂમિનાં દર્શન કરવાનો હોય છે. મેં જોયું છે કે મોટા મોટા પ્રસિદ્ધ બદમાસો પણ પોતાનું વતન યાદ આવતાં રડી દેતા, અને નિઃશ્વાસ નાંખી વિચાર કરતા કે હવે પ્યારા વતનનાં દર્શન ક્યારે થશે ? સ્વદેશથી દૂર રહેતા માણસના હૃદયમાં સ્વદેશપ્રેમ આપોઆપ જાગે છે. જેમ દુઃખ આવી પડતાં સુખની કિંમત થાય છે, તેમ દેશથી વિમુખ થતાં દેશની યાદ આવે છે. ઉંઘમાં ને ઉંઘમાં જ કેદી પોકારી ઉઠે છેઃ . . . . . . . . . .

“ હે પ્રભુ! એકવાર તો માતૃભૂમિનાં દર્શન કરાવ ! ”

કાળાપાણી હિંદથી હજારો માઇલ દૂર છે. બ્રહ્મદેશ અને કાળાપાણી આડા સો માઇલનો સમુદ્ર છે. છતાં કેદીઓ આન્દામાનથી ભાગી, જંગલમાંથી વાંસ ભેગા કરી તેનો તરાપો બનાવી બહાદરીએ ઝૂકાવે છે, અને ત્યારે જ આપણને તેમના આ ભાવની સચ્ચાઇની પ્રતીતી થાય છે. જો પવન અનુકૂળ હોય અને નાસી છૂટેલાઓની તપાસમાં ફરતા વહાણની નજર ચૂકાવી જઇ શકાય તો તો એ મદ્રાસ કે બ્રહ્મદેશને કિનારે ઉતરે છે. કેટલાક તો આ પ્રયત્નમાં દરિયામાં જ ડુબી જાય છે, અને કેટલાક કિનારે ઉતરતાં વારને પોલિસના હાથમાં સપડાય છે.

પંજાબમાં જ્યારે જલિયાંવાલા બાગના અત્યાચાર અને લશ્કરી કાયદાનું સામ્રાજ્ય પ્રવર્તી રહ્યું હતું ત્યારે જેલમાં એક એવો પ્રસંગ બન્યો કે જેથી મેં આત્મઘાત કરવાનો સંકલ્પ કર્યો. આન્દામાનનો બધો વહીવટ ચીફ કમીશનરના હાથમાં હતો. અમારા વખતમાં કર્નલ ડગ્લાસ એ હોદ્દે હતા. બધા રાજદ્વારી કેદીઓની વ્યવસ્થા એમનાજ હુકમ પ્રમાણે થતી. આ સાહેબ પંજાબના ડેપ્યુટી કમીશ્નર તરીકે પણ કામ કરી આવ્યા હતા અને સર માઇકલ ઓડવાયરના જીવજાન દોસ્ત હતા. એઓ ત્રણ મહિનાની રજા લઇ લંડન ગયા. એમની અવેજીએ મેજર મૂરે સાહેબે ચાર્જ લીધો. મેજર સાહેબની મારા પર કૃપાદૃષ્ટિ હતી. એમણે મને ઇસ્પિતાલમાં કંપાઉન્ડર નીમ્યો. ચીફ કમીશનર રજા પરથી પાછા ફરતાં મને ઇસ્પિતાલમાં જોઈ રાતાપીળા થઈ ગયા. એમને લાગ્યું કે એમની ગેરહાજરી દરમ્યાન આ બધું શું અંધેર થઈ ગયું! એમણે મને સંદેશો કહાવ્યો કે સર માઇકલ ઓડવાયર મને યાદ કરતા હતા, અને પૂછતા હતા કે “શું હજી એ જીવતો છે?

એ તો...હોવો જોઇએ." થોડા દિવસ પછી મૂરે સાહેબ રજા પર ગયા અને પંજાબના 'ટ્રીબ્યુન' પત્રમાં મેં ઘેર પત્રો લખ્યા હતા તેમાંના કેટલાક પ્રકટ થયા. ચીફ કમીશનરને એની ખબર પડતાં એમને તો બહાનું જડયું એટલે તરત મને કેદમાં નાંખવાનો એમણે હુકમ કર્યો. સાંજના પહોરના જેલર, જમાદાર, હવાલદાર, વિગેરેનું જુંડને જુંડ મારી પાસે આવ્યું, અને મારી જડતી લઇ મને જેલમાં પૂર્યો. મને આમ પકડયો ત્યારે મને ખબર નહોતી કે આ બધું શા માટે થઇ રહ્યું છે. મને એ વિષે કંઈ કહેવામાં પણ આવ્યું નહિ. હું તો મનમાં વિચાર કરી રહ્યો હતો કે મારો સંકલ્પ પૂરો કરવાની અધિઘડી આવી લાગી છે.

અન્નજળનો ત્યાગ કરી મારી જીવનલીલા સમાપ્ત કરવાનો મેં સંકલ્પ કર્યો હતો. એમ કરી હું કોઇને ડરાવવા યા ધમકી આપવા નહોતો માગતો. મને એમ જ લાગ્યું હતું કે વધારે જીવવાનું હવે કંઇ પ્રયોજન નથી. શરૂઆતમાં તો મારી સ્થિતિ બહુ વિચિત્ર થઈ. પગમાં તથા શરીરના પ્રત્યેક અંગમાં ખૂબ કળતર થતું. જાણે શરીરના ભાગ તૂટી પડતા હોય તેમ લાગતું. પણ મારા મનમાં તો એકજ વાત રમી રહી હતી. મનુષ્યની વિચારશક્તિ કોઈ અજબ શક્તિ છે. એની સામે બધું દુઃખ મહાત થઈ જાય છે. હું ધારું છું કે જે શહીદોનાં અંગેઅંગના ટુકડેટુકડા કરી નાંખવામાં આવ્યા હશે તેમને જરા પણ દુઃખ નહિ થયું હોય. બસ, મનમાં સંકલ્પ કરી લેવો કે હવે જીવવું નથી, એટલે બધાં દુઃખદર્દ આપોઆપ ગળી જશે, એમ પ્રતીત થશે કેઃ—

(૧)

ઈશ્કી અપની દેખાના હૈ જમાનેકો ફિકરો;

અબ હુએ હૈં ગમ સે આઝાદ જમાનેકે હમ

---

[illegible] ગમસે આઝાદ [illegible]

( ૨ )

મર ગએ હૈં હિન જીમીંપર નામ પૈદા કર ગએ;
જાન જાને કે લીએ હૈ મૌત આને કે લીએ.

આવો વિચાર કર્યે થોડા દિવસ થયા ત્યાં તો રાજદ્વારી કેદીઓના છૂટકારા સંબંધી શાહી ઢંઢેરાના સમાચાર આવ્યા. કેટલાક ભાઇઓએ મને હવે મારો વિચાર છોડી દેવા કહાવ્યું, પણ જીવવું કે મરવું એ બચ્ચાંનો ખેલ નથી. મેં જવાબ આપ્યો, કે 'જો છૂટવાનું નસીબમાં હશે તો ખાધાપીધા વગર પણ થોડા દિવસ જીવી શકીશ.' આ સમય દરમ્યાન સવારસાંજ બેઉ ટંક મારી આગળ ખાવાનું ધરવામાં આવતું ને મારાપર નજર રાખવા એક વોર્ડર રાતદિવસ બેસી રહેતો. ૭ સાત દિવસ આમ વહી ગયા ત્યાં નાકવાટે દૂધ પીવડાવવાનો હુકમ થયો. ટયુબ વગેરે સામાન લઈ દાકતર આવી પહોંચ્યા. હાથપગ પકડી એક લાંબી રબરની નળી નાકમાં ખોસી દીધી અને તે વાટે દૂધ રેડયું. આમાં દુઃખ તો પારાવાર થતું પણ જેલનો નિયમ હોવાથી આમ બળજોરીથી દૂધ પીવડાવવામાં આવતું. આઠ અઠવાડીઆ સુધી આમને આમ ચાલ્યું. આ બે મહિના મારૂં મન સંસારથી તદ્દન વિરક્ત થયું હતું. તે અગાઉ બે મહિના ફાંસીની કોટડીમાં કાઢયા હતા, આ વખત મોતની તૈયારીમાં કાઢેલો હતો. આ બેઉ પ્રસંગ મારે માટે ખૂબ આનંદના હતા. મન એકરસ રહેવાથી તદ્દન અવિકારી થયું હતું, બધી સાંસારિક ચિંતાઓ પાછળ રહી ગઇ હતી અને હું તેમનાથી ખૂબ આગળ નીકળી ગયો હોઉં એમ લાગતું. મારૂં બધું ધ્યાન એક જ તરફ હતું. આ સમયમાં નવા સુપરીન્ટેન્ડેન્ટ મારી પાસે ઘણીવાર આવતા, અને આત્મહત્યા કરવી એ પાપ છે એ મને દલીલોથી સમજાવતા. હું પ્રત્યુત્તર આપતો કે જ્યારે મનુષ્ય સ્વતંત્ર જીવન ગુજારતો હોય, પોતાની ઉન્નતિ કરવા માટે યા ફરજ અદા કરવા માટે તેને અવકાશ હોય, ત્યારેજ આત્મહત્યા પાપ

માની શકાય. જેલ બહારના સંસારનાં પાપપુણ્ય જેલનાં પાપ-પુણ્ય નથી હોઇ શકતાં. આર્યજાતિએ શરીરત્યાગને પાપ નથી માન્યું. અમારે ત્યાં નાની નાની બાળાઓ પણ હસતે મુખડે પતિની ચિતા પર ચઢી જતી. કુમારી ભટ્ટ અમારે અહીંઆ કેવળ એક પાપના પ્રાયશ્ચિત માટે અગ્નિમાં બળી સતી થઇ હતી. કાલા-નૂસ નામનો બ્રાહ્મણ ૮૦ વર્ષની ઉમરે જ્વર આવવાથી એ શરીરને મલીન સમજી ચિતા પર ચઢી બળી મૂઓ હતો.

આ જાતનો વાદવિવાદ ચાલતો હતો, એવામાં લશ્કરી કાયદાની રૂએ સજા પામેલા ચાર બંગાળી કેદીઓને છોડી મૂકવામાં આવ્યા. મારા છૂટકારાનો હુકમ વર્તમાનપત્રોમાં પ્રકટ થઇ ગયો છે અને મારે હવે આ હઠ છોડી દેવી જોઇએ એવો સંદેશો મને ઘણાઓએ કહાવ્યો. આ સાંભળી મારા દિલમાં કંઇક આશાનો સંચાર થયો, અને સંસારપર ફરી આસક્તિ થવા લાગી. છતાં હું અંતરમાં તો એમજ ઇચ્છતો કે અંત સુધી મારો આ નિશ્ચય કાયમ રહે. પણ એવામાં એક દિવસ સુપરીન્ટેન્ડેન્ટે વાતમાંને વાતમાં કહ્યું: " હવે આમ ન કરવું જોઇએ. કેટલાયે કેદીને છોડી મૂકવામાં આવ્યા છે અને તમે પણ છૂટો એવો સંભવ છે. તમે જો આમને આમ ચાલુ રાખો તો તમારા પાછા પહોંચવાની આશા કયાંથી રહે ? " આ એક રીતે સ્પષ્ટ સૂચન હતું. આથી મેં વિચાર કર્યો કે જો ફરી અવસર મળે તો આ શરીરથી જે કંઇ સેવા બની શકે તે કરવી જોઇએ. આથી મેં ખાવુંપીવું શરૂ કર્યું. વળી દયાભાવે યા ગમે તે કારણથી સુપરીન્ટેન્ડેન્ટે મારે માટે ખાવાનો એવો સુંદર પ્રબંધ કરી આપ્યો કે ત્રણ ચાર અઠવાડીઆમાં હું સાજોતાજો થઇ ગયો, અને મારૂં વજન પણ પહેલાંના જેટલુંજ થઇ ગયું.

એક દિવસ સવારે ઉઠી જેવો હું નીચે ઉતર્યો કે એક વોર્ડર મને તેડવા આવ્યો. અમારા મુકદમાવાળા બીજા ૧૪ કેદીઓને પણ

બોલાવ્યા. જેલર અને સુપરીન્ટેન્ડેન્ટ હાથમાં થોડાંક ફોર્મ લઇ આવ્યા. તેમણે મને જણાવ્યું કે નીચે લખેલી શરતોએ તમને છૂટા કરવાની પંજાબ સરકારે બહાલી આપી છે એ વાત તમે પંજાબી ભાષામાં આ સૌને સમજાવી દો. શરતો એ હતી કે અમારે સરકારની વિરૂદ્ધ કંઇ હિલચાલ ન કરવી, અને પંજાબ સરકાર પૂરેપૂરી સ્વતંત્રતા ન બક્ષે ત્યાં સુધી ડેપ્યુટી કમીશ્નરની રજા વગર પોતાના જીલ્લાની બહાર ન જવું. જો એ શરતોનો ભંગ કરવામાં આવશે તો બાકી રહેલી સજા આન્દામાન આવી ભોગવવી પડશે. તે પછી, હું કોઇ ફીતૂરી યા અરાજક મંડળનો સભાસદ ન બનું અને સરકારની દયા માટે સદા કૃતજ્ઞ રહીશ એવી પ્રતિજ્ઞા કરવાનું સૂચવનારો એક ટાઇપ કરેલો પત્ર મારા હાથમાં મૂકયો. એવી પ્રતિજ્ઞા કરવામાં મને જરાયે વાંધો ન હતો, કારણ હું તો પહેલેથી જ કહેતો હતો કે એવી કોઇ મંડળીમાં મેં ભાગ લીધો નથી. શરતો કબૂલ કરી અમે સૌ પોતપોતાના બ્લોકમાં કપડાં બિસ્તર લેવા ગયા, કારણ હવે પછી અમને એક જ બ્લોકમાં રાખવાના હતા.

આ ઘટનાને બે દિવસ પણ નહિ વીત્યા હોય ત્યાં તો પેલું પુરાણું ‘ મહારાજા ’ વહાણ મદ્રાસ જવા માટે તૈયાર થયું. અમને જેલમાંથી એ વહાણપર લઇ જવામાં આવ્યા. જેલ બહાર વસતા કેદીઓએ ફાળો ભેગો કરી અમારે માટે કુડતાં, ધોતીઆં અને ફેંટા ખરીદ્યા હતા તે અમને ભેટ આપ્યા, અને રસ્તાની ખોરાકી માટે ફળફૂલના કંડીઆ આપ્યા. પણ આ તેમણે બ્હીતાં બ્હીતાં કર્યું હતું, કારણ કે કેદીઓના પ્રદેશમાં કઇ વસ્તુ ગુન્હો ગણાઇ જાય તે કહી શકાય તેમ નથી.

ત્રણ દિવસની મુસાફરી બાદ અમે મદ્રાસને કિનારે ઉતર્યા. આન્દામાનની પોલિસે ખૂબ કાળજીપૂર્વક અમને મદ્રાસની પોલિસને

હવાલે કર્યા. એ પોલિસ શહેરના એક થાણાપર અમને લઇ ગઈ, અને આખી રાત અમે ત્યાં જ ગુજારી. સવારે સ્ટેશને લઇ જઈ દરેક કેદીને પોતાના ગામની ટિકીટ કઢાવી આપી, ગાડીમાં બેસાડી પોલિસ ઇન્સ્પેક્ટર વિદાય થયા. મદ્રાસ છૂપી પોલિસનો અમલદાર પોતાની હદ સુધી અમારી સાથે જ રહ્યો, અને અમને પોતાથી બનતી દરેક સગવડ કરી આપી.

મારા સાથીઓમાંથી કોઇ લુધીઆના તો કોઇ અમૃતસર એમ બધા ઉતરી ગયા ને હું એકલો લાહોર પહોંચ્યો. સાંજના સાત વાગ્યા હતા. એપ્રિલનો મહિનો હતો એટલે હજી સૂર્યાસ્તને વાર હતી. હું તો મારા કામળા ને કપડાંનો વીંટો લઇ ગાડીમાંથી નીચે ઉતર્યો અને બહાર જઇ રહ્યો હતો, એવામાં છૂપી પોલિસનો એક સબઇન્સ્પેક્ટર જેને હું દીઠે ઓળખતો હતો તે ગાડીના ડબ્બાઓમાં તપાસ કરી રહ્યો હતો. હું સમજી ગયો કે તે મારીજ તપાસ કરતો હશે એટલે મેં તેને બોલાવ્યો અને પૂછ્યું, "કોને ખોળો છો ?"

તે મને તરત ઓળખી ગયો અને કહેવા લાગ્યો "શું ભાઇ? તમે તો ઓળખાતાયે નથી." મેં જવાબ આપ્યો: "હાસ્તો ! એવી જ જગ્યાએ રહી આવ્યો છું ને." પછી તે મને ડેપ્યુટી પોલિસ સુપરીન્ટેન્ડેન્ટ પાસે લઈ ગયો. તે પણ મારીજ તલાસમાં હતા. તેમણે મને પૂછ્યું: "હવે કયાં જશો. ?" મેં કહ્યું: "મારી સ્રો અહીં રહે છે. તેના ઘરનો પત્તો મેળવી ત્યાં જઇશ. આપને જો તેની ખબર હોય તો દઈ ચાલો." તેમણે જણાવ્યું કે "દિલગીર છું કે મને તે ખબર નથી." પછી હાથ મિલાવી અમે છૂટા પડયા.

બહાર નીકળી ટાંગો ભાડે કરી હું લોહારી દરવાજે ઉતર્યો. સાંજનો વખત એટલે લોકોની ભીડ ખૂબ હતી. રોનક પણ ઠીક તી. હું તો બગલમાં બિસ્તર મારી ઉભો હતો અને વિચારતો હતો

કે હવે ક્યાં જાઉં ? લાહોરનું એ વખતનું દૃશ્ય જોઇ હું તો ચકિત થઇ ગયો. મને લાગ્યું કે આ સ્વપ્નું તો નહિ હોય. કેટલોયે વખત સુધી મૂઢની જેમ હું ઉભો રહ્યો. મારી પાસેથી લોકો પસાર થતા હતા પણ મારૂં ધ્યાન ન્હોતું. મારે મન તો જાણે ચિત્રો અહિંથી તહીં જઇ રહ્યા હતા ! મારૂં હૃદય જે વિચારોથી ભર્યું હતું તેની શી વાત કરૂં ? જે કોઇ આવા આશ્ચર્યકારી અનુભવો મેળવી ચૂકયો હશે અને જીવનમરણ વચ્ચે ઝોલાં ખાઇ ચૂકયો હશે તેજ એ વાત સમજી શકશે. હું કેવા વિસ્મયસાગરમાં ડૂબ્યો હતો તેનું વર્ણન કરવાની મારી લેખિનીમાં શકિત નથી. એ આશ્ચર્ય હતું, આનંદ હતો, સ્વપ્ન હતું કે મૂર્છા હતી—શું હતું તે હું નથી કહી શકતો. મારા આત્માની સમક્ષ કેવળ એક નાટક ભજવાઇ રહ્યું હતું.

એવામાં એકદમ હું ચોંકી ઉઠયો. મેં વિચાર કર્યો કે લાવ, સમાજમાં જઈ તપાસ કરૂં. સમાજને મેડે જઇ એક ભાઇને પૂછ્યું: "ભાઇ પરમાનંદની સ્ત્રીનું ઘર બતાવી શકશો ?" તે ભાઇ મારી સાથે આવ્યા અને મને ઘર બતાવ્યું. ઘેર પહોંચતાં અંધારૂં થઇ ગયું હતું, પણ જેવી બધાને મારા આગમનની ખબર પડી કે લોકો મને મળવા આવવા લાગ્યા.

મારી સ્ત્રી તો મને જોઇને હેરત પામી ગઇ. એના પર શી શી વીતી હશે તે હું નથી કહી શકતો, પણ મારી ગેરહાજરી દરમ્યાન એને પારાવાર દુ:ખ ખમવું પડયું હશે એ તો હું જોઈ શકયો. ટુંકા પગારમાં શિક્ષિકાનું કામ કરી પોતાની છોકરીઓને તેણે મોટી કરી હતી. લાહોરમાં એક સાંકડા ગંદા મકાનમાં તેણે દહાડા કાઢયા હતા. પહેલવહેલાં તો લોકો એને મળતા પણ ડરતા. મને સજા થયા પછી મહાત્મા ગાંધી અને દીનબંધુ એન્ડ્રુસને મળી એણે મારા છૂટકારા વિષે ખૂબ પ્રયત્ન કર્યો હતો. મારા બે ત્રણ મિત્રો

એને હંમેશ મદદ કરતા રહ્યા હતા. એ મિત્રો પ્રત્યે એ ઘણીજ આભારની લાગણીથી જોતી. કદાચ એમ જ હશે કે આ દેવીના પુણ્યે જ હું તેના સુખદુઃખમાં ભાગ લેવા પાછો આ સંસારમાં આવ્યો હોઇશ.

જેલમાંથી વિદાય લેતી વખતે સુપરીન્ટેન્ડેન્ટે મને પૂછ્યું હતું કે "હવે તમે જઇને શું ધંધો કરશો ?" મેં કહેલું કે "હાલ હું નથી કહી શકતો." છતાં જયારે તેણે ખૂબ ખેંચતાણ કરેલી ત્યારે મેં જવાબ આપ્યો હતો કે "મારી સ્ત્રી શાળામાં જઇ ભણાવ્યાં કરશે અને હું તેને બદલે કદાચ ઘર સંભાળીશ."



# ઉદયશકરની
# કથા

# આંદામાન



કાળાપાણીની સજા પામ્યા પછી અમને આંદામાનની સેંટ્રલ જેલમાં લઈ જવામાં આવ્યા. ત્યાં નવા કેદીઓને ૭ મહિનાથી વધારે રાખવામાં આવતા નથી. 'ડી' ટિકીટવાળા અર્થાત્ ભયંકરમાં ભયંકર ગુન્હેગારોને પણ અહીં બહુ બહુ તો એક વરસ પૂરવામાં આવે છે. પણ અમારી ઉપર સરકારની કોણ જાણે શાથી એટલી બધી મહેરબાની ઉતરેલી કે અમને રા વર્ષથી વધારે મુદત એ જ જેલમાં ગોંધી રાખવામાં આવ્યા. સરકારની નજરમાં અમે કોઇ ખૂની, લૂંટારા કે વાઘવરૂથીયે ભયંકર પ્રાણી હોઇશું ! અધૂરામાં પૂરૂં, સૌથી સખતમાં સખ્ત મજુરીનું કામ અમારી પાસે કરાવવામાં આવતું. અમે ગમે તેવા પણ કેળવાયેલ વર્ગના કેદી છીએ એ વાતની કોઇએ પરવા ન કરી. અમે એક ભલા અને ભોળા માણસની જેમ બન્યું ત્યાં સુધી એ બધું સહન કર્યું અને જ્યાં સુધી શરીરમાં તાકાત રહી ત્યાંસુધી ' જી, હુજૂર ' કહી સત્તાવાળાના હુકમ માથે ચડાવ્યા. આ રીતે ક્રમે ક્રમે ૭ મહિના, બાર મહિના,

દોઢ વરસ વ્યતીત થઈ ગયું, કેટલાય નવા કેદીઓ આવ્યા અને ગયા, પણ અમને એ જેલમાંથી બ્હાર નીકળવાની પરવાનગી ન મળી.

અમે એ રીતે અંતરમાં ને અંતરમાં ખૂબ બળીજળી રહ્યા હતા, એટલામાં એક દિવસે અમને બ્હાર જવાનો હુકમ મળ્યો ! અમારી બધી સામગ્રી—થાળી, વાટકો, કામળ બગલમાં મારી જેલના દરવાજા પાસે આવી ઉભા રહ્યા. પણ એક વાત કહેવાની હું ભૂલી ગયો છું, તે મારે અહીં કહી નાંખવી જોઇએ. જેલમાં એક વખત મારૂં શરીર સારૂં ન્હોતું ત્યારે મેં કામ કરવાની સાફ ના પાડેલી. જેલરે મને તેનું કારણ પૂછ્યું, પણ હું કાંઇ સંતોષકારક જવાબ ન આપી શક્યો. મેં માત્ર એટલું જ કહ્યું કે: "કામ નથી થઈ શકતું, સહન કરવાની શક્તિ નથી." તે લાંબી ચર્ચામાં ઉતરવાને બદલે મને સુપરીન્ટેન્ડેન્ટ સાહેબ પાસે લઇ ગયો. તેણે મને તોળ્યો અને એક બે સવાલ પૂછ્યા. ત્યારબાદ મને એક બે દિવસ આરામ લેવાનું ફરમાવ્યું. એટલામાં જ અમને બહાર લઇ જવાની આજ્ઞા થઇ.

ત્યાંથી મને પૉર્ટ માઉંટમાં લઇ જવામાં આવ્યો. મારી સાથેના બીજા સોબતીઓ જૂદી જૂદી જગાએ ગયા. હવે અમે એક બીજાને મળી શકીએ એવો સંભવ ન રહ્યો.

મારી સાથેના પહેરેગીર સાથે અમે થોડે દૂર ગયા એટલામાં એક ન્હાનું ગામડું અમારી નજરે પડયું. ત્યાં અમે થોડો વખત રોકાયા. એટલા વખતમાં એક અલૌકિક દૃશ્ય મારી આગળ ખડું થયું.

પેલો પહેરેગીર આપણા દેશના જ કોઇ એક મુસલમાન સાથે વાત કરતો હતો. તે તો વાતો કરતા રહ્યા, પણ હું પાસેની જ એક

ઝુંપડીમાંથી કોઇ એક મારી અતિશય પરિચિત કુટુંબી બાઇની વાતો સાંભળતો હોઉં એમ મને લાગ્યું. જાણે કે ખાસ મને સંબોધીને જ એ બાઈ વાતો કરતી હોયની! વાતો સ્પષ્ટ સાંભળવાની સાથે તેની મૂર્તિ પણ મારી આંખ આગળ તરવા લાગી! એક પેટીની અંદર બંધ રહેલી વસ્તુ એક્ષ-રે મારફત સાફસાફ જોઇ શકાય તે જ રીતે તે બાઇ ઝુંપડીની અંદર હોવા છતાં હું તેને મારી નરી આંખે જોઇ રહ્યો હતો. મને આવી ભ્રાન્તિઓ થયાં કરે છે એ બાબતનું તે વખતે મને લેશ પણ ભાન ન્હોતું. મને એમ ચોક્કસ લાગ્યું કે ખરેખર મારાં સગાંસંબંધીઓ મારી પાછળને પાછળ જ ફર્યાં કરે છે, અને આ વૃદ્ધ મુસલમાનના ઘરમાં રહીને તેમણે મારી સાથે આ પ્રસંગ પાડવાનો લાગ શોધ્યો છે. એક ઉપર એક એમ ઉપરાછાપરી ઘણા તર્કવિતર્કો મારા મનમાં થવા લાગ્યા! હું આકાશમાં છું, સ્વર્ગમાં છું, પાતાળમાં છું કે ધરતી ઉપર છું એનું મને ભાન ન રહ્યું! આ વખતની મારા મનની સ્થિતિ હું બરાબર કહી શકતો નથી. વાંચનારાઓએ જાતે જ તેનો વિચાર કરી લેવો. હું ધારૂં છું કે એક કે અર્ધ ક્ષણથી વધુ વખત આ અલૌકિક દૃશ્ય નહીં ટક્યું હોય! બીજી જ ક્ષણે હું ચમક્યો, કારણ કે પેલા પહેરેગીરે મને આગળ ચાલવાની હાક મારી. હું એ ઘટના ત્યાં ને ત્યાં જ ભૂલી ગયો, અને મેં આગળ ચાલવા માંડયું. સારૂં થયું કે એ દૃશ્ય વધુવાર ન ટક્યું, નહિતર હું ગાંડો થઇ ગયો હોત અથવા તો મેં શું ઉંધુંચતું કરી નાંખ્યું હોત તે હું કહી શકતો નથી. × × × × × ખરેખર, આ દુનિયામાં કેટલાક એવા બનાવો બને છે કે જેને અલૌકિક, અતિલૌકિક કે લૌકિક કહેવા તે સમજાતું નથી. આવા બનાવોનું કારણ આપણે સંપૂર્ણપણે સમજી શકતા નથી, અને તેથી આપણાં આશ્ચર્ય અને કુતૂહળ વધ્યે જાય છે. મને લાગે છે કે લૌકિક અને અતિલૌકિક વ્યાપારો વચ્ચેની સીમા જ્યારે તૂટી જાય છે, અને લૌકિક વ્યાપારો અતિલૌકિક વ્યાપારમાં

અથવા તો અતિલૌકિક વ્યાપારો લૌકિક વ્યાપારમાં સેળભેળ થઈ જાય છે ત્યારે આવી ભ્રાન્તિઓ આપણી નજરે ચડી આપણુને મુઝવી નાંખે છે. × × × × ×

આખરે અમે પોર્ટ માઉંટ પહોંચ્યા. ત્યાં મને બીજા સાધારણુ કેદીઓની સાથે સડક ઉપર પત્થર ભાંગવાનું, ટોપલા ઉંચકવાનું સખ્ત કામ સોંપવામાં આવ્યું. એક દિવસે સવારમાં એક બંગાળી આસિસ્ટંટ સર્જન અમારો ટાપુ જોવા આવવાના હોવાથી અમને સૌને વ્હેલા તૈયાર થવાનો હુકમ થયો. હુકમ પ્રમાણે અમે સ્વચ્છ કપડાં પહેરી હારબંધ ગોઠવાઇ ગયા. થોડીવાર પછી "એ આવ્યા ! એ આવ્યા !" એવો શોરબકોર થતો મેં સાંભળ્યો. જોતજોતામાં એક રીક્ષામાં બેઠેલા બે બંગાળી ગૃહસ્થો અમારી સામે આવી ઉભા રહ્યા. મને જોઇને તેમણે મારે વિષે એક બે સવાલ પૂછયા, અને મારા ભવિષ્ય બાબત થોડી સૂચના આપી એકદમ અદૃશ્ય થઇ ગયા ! તેમણે મને જે કંઈ કહેલું તેમાંની એક વાત તો હજી પણ મારા મનમાં રમી રહી છે. તેમણે તે વખતે કહેલું: "તારી તે નિકટની બાઈ તરફથી તને એક પત્ર મળશે, અને તેમાં ખાસ કરીને આ શબ્દોમાં આ વાત લખી હશે:—"તમારી બહુ માનીતી બ્હેન પુંટુરાણી અને કરૂણાકણા (મારી ભત્રીજી) એ બે સ્વર્ગના બગીચાના પુષ્પ સ્વર્ગમાં જઇ વસ્યા છે." આ પ્રમાણે વાતચિત થયા પછી બરાબર ૧૫–૨૦ દિવસ પછી મને એક પત્ર મળ્યો અને તેમાં બરાબર એ જ શબ્દોમાં એ પંક્તિ લખાએલી હતી.

પેલા બે ગૃહસ્થો અદૃસ્ય થઇ ગયા તે પછી તુરત જ આબેહૂબ તેમના જેવી જ આકૃતિવાળા અને ખરૂં પૂછો તો તે જ આસિસ્ટંટ સર્જન અને સબ–આસિસ્ટંટ સર્જન, રીક્ષા ગાડીમાં બેસી અમારી આગળ આવ્યા. પ્રથમની જેમ આ વખતે પણુ હું તો

સાવ દિગ્મૂઢ બની ગયો ! આ બનાવનું ધડ કયું અને માથું કયું તે કંઇ જ મારાથી ન સમજાયું ! છતાં આ વેળા એટલો ફેર પડયો કે પહેલાં આવો જે કોઇ દેખાવ મારી નજર આગળ આવતો તેને હું સાવ સત્ય જ માની લેતો, પણ આ વખતે ટુંક સમયની અંદર આ બનાવ બની જવાથી મને લાગ્યું કે આ પ્રકારના વ્યાપારોમાં કોઈ એક પ્રકારનું ગૂઢ રહસ્ય છૂપાયેલું હોવું જોઇએ. અલબત, મારા મનમાં થોડી આકુળતાવ્યાકુળતા તો થઈ જ, પણ એ પ્રસંગ પણ ભૂલવાનો મેં પ્રયત્ન કર્યો.

ત્યારબાદ મને પૉર્ટ ડંડાસમાં લાવવામાં આવ્યો. અહીંઆ મારે ઈંટો પકવવાનું કામ કરવાનું હતું. બરાબર ત્રણ મહિના સુધી કામ કર્યું. અહીં પણ એકવાર પેલા આસિસ્ટંટ સર્જન સાહેબે મને અચાનક દર્શન દીધાં. તેઓ મારો હાથ પકડી એક ખૂણામાં લઇ ગયા અને મને કહ્યું કે–" હું સાચો ડાકટર નથી. મેં તો તેમનો વેષ ધારણ કર્યો છે, એટલું જ. ભૂત–પિશાચ વગેરેમાં તું માને છે કે નહીં ? મને જોવાથી તું બહીતો તો નથી ને ? " આ બધી વાતોનું રહસ્ય મારાથી સમજાય તેમ ન્હોતું. મેં જાણ્યું કે આમ કરીને ડાકટર સાહેબ મને બનાવવા માગે છે, અને તેથી હું નિશ્ચિતપણે સ્હેજ હસ્યો.

અમે વાતો કરતાં કરતાં અમારી બરાક પાસેના આંગણામાં આવી પહોંચ્યા. ડાકટર સાહેબને અચાનક કંઈ ઓફીસનું કામ સાંભરી આવતાં તેમણે એકદમ નોકરને બૂમ મારી, કામનાં કાગળીઆં મંગાવ્યાં ! નોકરે તુરતજ ખડીઓ, કલમ અને લાલ દોરીથી બાંધેલા કેટલાક કાગળો ડાકટર પાસે એક ક્ષણમાત્રમાં રજુ કર્યાં. તેઓ કાગળ વાંચતા ગયા અને કાગળમાં ને કાગળમાંજ ઉંધું માથું રાખી મારી સાથે વાત કરતા ગયા. તેમણે મને કહ્યું કે:—" તારા નસી-

બમાં હજુ બહુ દુઃખ લખ્યું છે." એ અસહ્ય દુઃખમાંથી છૂટવા માટે પાસેના એક ઝાડ સાથે રસી બાંધી ગળે ફાંસો ખાઈ મરવાની પણ તેમણે મને સલાહ આપી. પરંતુ થોડીવારે તેમણે પાછી વાત ફેરવી વાળી, અને કહ્યું કે—" નહીં નહીં, નસીબમાં લખેલું મિથ્યા કેમ થાય ?" આ પ્રમાણે અમે વાતચિત કરીએ છીએ એટલામાં પાછળથી તેમના સબ–આસિસ્ટંટ સર્જન આવી પહોંચ્યા, અને " માફ કરજો, આવતાં આવતાં જરા વાર થઇ ગઈ, " એમ કહી દિલગીરી જાહેર કરતા હોય એમ મને લાગ્યું. ડાકટરે મને બીજી તરફ નજર કરવાનું કહ્યું. ઘડી પછી જોઉં છું તો સૂનકાર ! ન મળે ડાકટર કે ન મળે તેમના મદદનીશ.

હું તો આભોજ બની ગયો. એટલામાં ડાકટર સાહેબના એક માણુસે આવી કામે વળગવાની તાકીદ આપી. મેં ત્યાં જઇને જોયું તો ડાકટર સાહેબ ઇંટોની ભઠ્ઠી તપાસતા હતા. મને આવતાં વાર થયેલી જોઇ તેમણે ખુલાસો માગવાનો પ્રયત્ન કર્યો, પણ તેમના મ્હોંમાંથી એક શબ્દ પણ બ્હાર નીકળી ન શકયો. " હું કયારનો ય તમારી રાહ જોતો અહીં બેઠો છું, આટલીબધી વાર થશે એમ હું ન્હોતો માનતો." ડાકટર સાહેબના એ સાધારણ શબ્દોમાં પણ જાણે કે ભારે દુઃખ ભર્યું હોય એમ મને લાગ્યું. હું કયાં હતો અને મેં શું જોયું એ બધી વિગત તેઓ જાણવાની આતુરતા ધરાવતા હોય એમ હું જોઇ શકયો. પણ હું એ બધું શી રીતે સમજાવી શકું ? 'મૂંગેકા સ્વપ્ન ભયા' જેવી મારી તે વખતે દશા હતી.

ડંડાસ પોઇંટમાં કામ પૂરૂં થઇ રહ્યું એટલે થોડે થોડે કરીને કેદીઓને જૂદે જૂદે સ્થાને રવાના કરવામાં આવ્યા. મને પણ તેમની સાથેજ બીજે જવાનો હુકમ મળી ગયો હોત, પરંતુ કામ પૂરૂં થયા પહેલાં જ એકવાર મેં કામ ઉપર ચડવાની સાફ ના પાડી

દીધેલી. કારણ કે કાંધે પાણી અને પ.થર ઉપાડી એક ઉભા પહાડ ઉપર ચડવાનો અમને હુકમ થયો હતો. બે ત્રણ દિવસ સુધી તો એ ગદ્ધાવૈતરૂં કર્યું, પણ મારૂં શરીર એ વૈતરું વધારે વાર જીરવી શકે તેમ ન્હોતું. તેથી અમારી ઉપર જે મુકાદમ દેખરેખ રાખતો હતો તેને મેં કહ્યું કે "ભાઇ, આપણાથી આ કામ નહીં થાય, મારો તે સામે વાંધો છે." તે મને ત્યાંના ઓવરસીઅર પાસે લઇ ગયો, અને ઓવરસીઅરે ડીસ્ટ્રીકટ ઓફીસર—લેવીસ પાસે ધકેલ્યો. લેવીસ સાહેબ બહુ ભલા માણુસ હતા. તેમણે મને શાંતિથી સમજાવીને કહ્યું કે:—" ભલે, જો તમારાથી કામ ન જ થઇ શકે એમ હોય તો ડાકટર સાહેબની મંજૂરી મેળવી હમણાં આરામ લ્યો અથવા દવાખાનામાં દાખલ થઇ જાઓ." મેં કહ્યું: "ડાકટર મને દવાખાનામાં શી રીતે દાખલ કરે? મને કંઈ એવો રોગ નથી કે 'તાવ' કે 'પેટનો દુ:ખાવો' ફારમ ઉપર લખી મને દવાખાનામાં દાખલ કરે!" મેં જોયું કે વૈતરું કરીને મરી જઉં તો પણ એ વૈતરાનો આરો આવે એમ તો છે જ નહીં, ઉલટું વૈતરું કરતો જઉં તેમ તેમ તે પણ વધતું જ જાય એવો તાલ છે, તો પછી શા માટે બધું સાચેસાચું જ ન કહી નાંખવું? હુકમો માનવાથી જો હુકમનો અંત આવતો હોય તો તો જાણે ધૂળ નાંખી! પણ આ તો જેમ જેમ હુકમ માનતા જાઓ, તેમ તેમ હુકમો પણ લંબાતા જાય! આ ભૂતનો બોજો વેંઢારીએ તો પિતાના આપેલા પ્રાણ ગુમાવવા સિવાય બીજું કંઇ ફળ ન મળે! બેશક, મારા શરીર ઉપર સત્તાવાળાઓનો સંપૂર્ણ અધિકાર હતો, પણ તેથી કરીને મારે મારા મનની સ્વતંત્રતા પણ શું ગુમાવી દેવી?

લેવીસ સાહેબે મને સમજાવવામાં કચાસ ન રાખી. પણ હું એકનો બે ન થયો. આખરે મારી ઉપર કેસ કરવો અનિવાર્ય લાગવાથી તેમણે નીચલી કોર્ટના ન્હાના સાહેબને બોલાવી કહ્યું કે:

"હું આની વિરૂદ્ધ કંઇ કેસ કરવા નથી માગતો. તમે તમારી અદાલતમાં એને વિષે વિચાર ચલાવો." ન્હાના સાહેબ મને અદાલતમાં લઇ ગયા. ત્યાં મારી કેફિયત સાંભળી મારો એકરાર દફતરે નોંધી મને ત્રણ મહિનાની સખ્ત સજા ફરમાવી અને બંધ જેલમાં ( Cellnar jail ) મને રવાના કર્યો. જેલમાં ગયા પછી જેલરે મને કહ્યું કે: "અહીં ભલે આવ્યા, પણ મજૂરી કર્યા સિવાય તમારો ઉદ્ધાર થવાનો નથી એ ચોકકસ સમજી રાખજો. અહીંની તાલીમ આકરી છે. શું સમજ્યા? બીજી જેલોની જેમ અહીં છાતી ફુલાવીને તમારાથી નહીં ચલાય, સીધી રીતે નહીં સમજો તો હાથમાં હાથકડી અને પગમાં બેડીઓ પહેરાવવી પડશે. અને એટલું છતાંય સીધા નહીં ચાલો તો બીજા કેદીઓની જેમ તમારૂં ચામડું ઉતડી જાય તેવા ત્રીશ ત્રીશ ફટકા લગાવવા પડશે. અહીં તમારૂં ભણતર-ગણતર કંઇજ કામ આવે એમ નથી."

આ જેલર સાહેબની ઓળખાણ બારીન્દ્રબાબુએ પોતાની "કથા" માં સારી રીતે આપી છે.* વનમાં વનરાજ જેવી રીતે વનભૂમિને ગર્જાવતો અને ખુંદતો ચાલ્યો જાય તેવીજ રીતે અમારા આ જેલર સાહેબ પણ જેલને પોતાના બળ અને પરાક્રમથી ધ્રૂજાવતા. કેદીઓ તેમને વાઘ સમજી, ડરીને દૂર રહેતા. મને એ રીતે ડરાવીને-ગભરાવીને જેલનું કામ કઢાવી લેવાનોજ એ સાહેબે ઇરાદો રાખ્યો હશે. પરંતુ જેલની ધમકીઓથી હું ડરી જઉં એવો સાવ કાચો ન્હોતો. ખરૂં પૂછો તો હું મને મૂએલો જ સમજતો હતો એટલે મને મોતની બીક જેવું કંઈ રહ્યું ન્હોતું. જેલરના ધમપછાડા મારે માટે નિરર્થક હતા. મેં તો સ્પષ્ટ શબ્દોમાં સંભળાવી દીધું કે:—"તમે ભય કે ત્રાસ બતાવી મારી પાસેથી કામ કઢાવવા માગતા હો તો એ વિચાર છોડી દેજો. તમે ૩૦ ફટકાની વાત કહો છો, એવા ફટકા તો શું પણ મારા શરીરના રાઈ રાઇ જેટલા ટુકડા કરી

* બારીસાહેબ.

નાંખો તો પણ જ્યાં સુધી મારે કામ નહીં કરવું હોય ત્યાં સુધી તમે મારી પાસેથી એક પૈભાર પણ કામ લઇ શકવાના નથી."

એટલામાં વળી નજરબંધીનો બીજો એક ખેલ ભજવાઇ ગયો. જેલમાં જેલરજ એક માત્ર ચક્રવર્તી રાજા છે એમ બતાવવા જાણે તેણે મને આરોપીના પિંજરામાં સીધી રીતે ટટ્ટાર ઉભા રહેવાનો હુકમ કર્યો હોય અને મેં જેલરનું જે અપમાન કર્યું હતું તે માટે મને duel-દ્વંદ્વયુદ્ધ કરવાનું આહ્વાન થયું હોય એવો મને ભાસ થયો. એક પળની અંદર ટેબલ ઉપર કોણ જાણે કેટલાય શસ્ત્રાસ્ત્ર આવી પડયાં, દ્વંદ્વયુદ્ધના ખબર ચોતરફ ફેલાઇ ગયા. પણ મને આ લડતમાં ટેકો આપે એવો કોઇ માણસ હાજર ન હોવાથી જેલરને વિચાર થઇ પડયો. હું તો આ બધું શું થાય છે તે જ બરાબર સમજી શકયો ન્હોતો. એટલામાં તે પોતેજ બોલી ઉઠયો:—"વારૂ, સાવરકરને બોલાવ તો ? જરૂર, તે તને મદદ કરશે." એટલું કહી તેણે 'વિનાયક' એવી બૂમ મારી. આંખના એક પલકારાની અંદર સાવરકરના જેવી જ આકૃતિવાળો એક માણસ ત્યાં આવી હાજર થયો. અલબત્ત, તે જરા ઠીંગણો અને દુબળો હતો. મારી સાથે દ્વંદ્વ ખેલવાનો વિચાર માંડી વાળી તેણે સાવરકરની સાથેજ લડવાનું પસંદ કર્યું. સાવરકરે પણ તેનું આહ્વાન સ્વીકારી લીધું અને કહ્યું કે:—"પણ દ્વંદ્વના નિયમ પ્રમાણે મારે જે પંજો (Gauntlet) ફેંકવો જોઇએ તે કયાં છે ? તમારે મને એક પંજો ઉછીનો આપવો જોઇએ." જેલરે પોતાના હાથ પરનો એક રબરનો પંજો સાવરકર ભણી ફેંકયો અને સાવરકરે પણ ઈસારો થતાંની સાથેજ તે જેલરના મ્હોં ઉપર તાકીને માર્યો ! સાવરકરની હાથચાલાકી જોઇ મારા આનંદનો પાર ન રહ્યો. પરંતુ બીજી જ પળે એ ઇન્દ્રજાળ કે ભ્રાન્તિનો પડદો ઉપડી

ગયો, અને મને એક અઠવાડીઆની ઉભા ઉભા હાથકડી પહેરવાની સજા મળી.

ઉભા ઉભા હાથકડી શી રીતે પહેરાય અને તેની અહીંની જેલમાં કેવી રીતની વ્યવસ્થા કરવામાં આવી છે તે મારે વિગતવાર કહેવું જોઇએ, કારણ કે એ શિક્ષા આપણા દેશના માણસો માટે ઘણું કરીને તદ્દન નવી જ છે.

એક ઓરડામાં લગભગ એક માથોડા જેટલા ઉંચે મજબૂત રીતે હૂક ભરાવેલા હોય છે, અને એ દરેક હૂકમાં હાથકડી અથવા Hand-cuffs ઝૂલતા હોય છે. એ હાથકડીમાં હાથ નંખાવી, આકાશ તરફ મ્હોં રખાવી સવારના છથી સાંજના ચાર વાગ્યા સુધી અદ્ધર લટકાવી રાખે તેને 'ઉભા ઉભા હાથકડી' એવું નામ આપવામાં આવે છે. વચમાં એકવાર દશ વાગે જમવા વખતે છૂટી મળે એટલી જ મહેરબાની. મને પહેલે દિવસે એ રીતે અદ્ધર ટંગાવવામાં આવ્યો અને થોડા જ કલાકની અંદર, કોણ જાણે શાથી, એકદમ તાવ ચડી આવ્યો, અને જોતજોતામાં ખૂબ વધી ગયો. એ રીતે તાવમાં ને તાવમાં ટીંગાતો હતો તેવામાં જેલર—મને તો તે જેલર જેવો જ લાગ્યો, કારણ કે તેનો દેખાવ બરાબર જેલર જેવો જ હતો—અને તેની સાથે અમારી અલીપુર જેલના ડાક્ટર મિ. ઓ'નીલ સાહેબ જેવા એક જણને મારી તરફ આવતા જોયા. તેઓ દરવાજા ઉઘાડી મારી પાસે ઉભા.

"કેમ છે ?"

"તાવ ચડયો છે." મેં ટુંકામાં જ જવાબ આપ્યો.

"એમ કે ? લે, આ દવા પી જા, મટી જશે."

•

એમ કહી, હું ન જોઇ શકું તેવી રીતે-મારી તરફ પીઠ કર લીલા રંગના Measure glass માં દવાનો એક ભાગ કાઢ્યે અને " આ કવીનાઇન છે " એમ કહી મને પી જવાનું કહ્યું. ભોળાભાવે દવા માની જેવો પીવા જાઉં છું કે તરત જ તેઓ બોલ ઉઠયાઃ " ખબરદાર, પીતો ના. એ કવીનાઈન નથી પણ ઝેરકોચ લાનો અર્ક છે. નાહક માર્યો જઈશ." હું જરા ચમક્યો તો ખરો પણ શુદ્ધ મનથી તે ગટગટાવી ગયો. તેઓ મારી મશ્કરી કરવ ખાતર જ એમ બોલ્યા હશે એમ મને લાગ્યું. દવા પીતી વખ મને તે બરાબર કવીનાઇન જ લાગ્યું, પણ કડવાશ કંઈક ઓછ ખરી. તે પછી તેમણે મને એક મંત્ર આપ્યો અને તેનો જાપ કરવ કહ્યું. મંત્ર આ પ્રમાણે હતોઃ " કયસર એ જ ઝાર છે," અર્થા જર્મન સમ્રાટ કયસર એ જ રૂશિયાનો ઝાર છે. પણ તેમના ઉચ્ચા જોતાં તેઓ ઝાર કહેવા માગતા હતા કે સર કહેવા માગતા હત તે મારાથી બિલકુલ ન સમજાયું.

તાવ તો વધતો જ ગયો. આખરે મને હાથકડીમાંથી છૂટો કર એક કોટડીમાં પૂર્યો. અહીં પણ મારા હાથપગ એવા તો તણા લાગ્યા કે અંતે ડાકટર સાહેબે આવી પાંચ-છ જણ પાસે ટાંગાટોળ કરાવી મને દવાખાના ભેગો કર્યો. દવાખાનામાં હું લગભગ બેભા જેવી સ્થિતિમાં હતો ત્યારે મને પીચકારી ( ઈંજેકશન ) આપી હો અને એકાદ વાર શરીરમાં વિજળી ( battery charge ) મૂ હોય એવું મને યાદ આવે છે. વિજળી મૂકેલી ત્યારે તો જાણે મા આખું શરીર ચીરાઈ જતું હોય અને નસેનસ તૂટતી હોય એમ મ લાગ્યું. આ બેભાન દશામાં મારા મ્હોંમાંથી કેટલીયે ભૂંડી-બિભત્સ જીંદગીમાં કોઇ દિવસ નહીં બોલ્યો હોઉં એવી ગાળો પણ નીકળ

ગયેલી. મારી નિરાધાર દશાનો લાભ લઇ કોઇએક વિપરીત શક્તિ મારી ઇચ્છાથી સંપૂર્ણ વિરૂદ્ધરીતે મને ન બોલવાના શબ્દો બોલાવી રહી હતી. આવી રીતે બેભાન અવસ્થામાં હું કેટલા દિવસ અથવા કેટલી ઘડી સુધી પડી રહ્યો તેનું મને કશું ભાન ન હતું. પાછળથી મેં સાંભળ્યું કે ઘણું કરીને ત્રણ ચાર દિવસ નીકળી ગયા હશે. બહારથી બેભાન જણાવા છતાં મારા અંતરરાજ્યમાં મેં જે આકાશ, પાતાળ, સ્વર્ગ, નર્ક, પ્રેત, ભૂત, પિશાચ, અપ્સર તથા કિન્નરલોક ભાળ્યા તેનો તો કંઇ હિસાબ જ થઇ શકે તેમ નથીઃ મને શુદ્ધબુદ્ધ વગરનો પડેલો જોઇ મારા સોબતીઓએ મારા જીવનની આશા મૂકી દીધેલી.

ધીમે ધીમે મને શુદ્ધિ આવવા લાગી અને હું ઉગરીશ એવો આસપાસના માણસોને વિશ્વાસ બેઠો. સ્હેજસાજ સારો થયો એટલે દવાખાનામાંથી મારી બદલી કરી પાસે જ એક એકાંતવાસની ઓરડી–single cell–માં મને દાખલ કરવામાં આવ્યો. થોડા દિવસ થયા એટલે વળી પાછું પેલું ભ્રાંતિનું રાજ્ય રચાયું ! જાણે કે મારી આસપાસ મારાં સગાં-વ્હાલાં વીંટળાઇ વળ્યાં હોય અને ધ્રૂસકે ને ધ્રૂસકે રડતાં હોય એવો ભાસ થયો ! મારાથી એ રૂદન, એ વિલાપ એ કરૂણાજનક આક્રંદ કેમે કરતાં જોયું જાય તેમ ન્હોતું. અસહ્ય વેદના વડે ચોમેરથી હું ઘેરાઇ ગયો ! આ બધાં દુઃખ, ત્રાસ અને યંત્રણાનું હું જ એક માત્ર કારણ છું એવો વિચાર આવતાં હું મારા દિલ ઉપરનો કાબૂ ગુમાવી બેઠો ! આત્મઘાત સિવાય, આ દુઃખમાંથી ઉગરવાનો બીજો એક પણ માર્ગ નથી એમ મને ચોક્કસ ખાત્રી થઇ.

પહેલી માંદગી વખતે જે મેડીકલ સુપરીન્ટેન્ડેન્ટે મારી સારવાર કરી હતી તેની બદલી થઇ ગઇ હતી અને તેની જગાએ

અમારો જુનો સુપરીન્ટેન્ડેન્ટ—જેનાં દર્શન અમને આન્દામાનમાં આવતાં વાર થયાં હતાં—તેની નીમણુક થઈ હતી. મને બહુ કંટાળેલો અને દુઃખી થતો જોઇ તેમણે સુવા માટે મને એક શેતરંજી આપી હતી. મેં તે શેતરંજીમાંથી થોડા દોરા તાણી એક રસી બનાવી અને મારી ઓરડીની પછીતના જાળીઆમાં તે રસી બાંધી ગળે ફાંસો ખાઈ મરવાની તૈયારી કરી. પણ મને ગળામાં રસી નાંખતાં કોઇ એક કેદી જોઇ ગયો એવો ભાસ થવાથી મેં ગળામાં નાંખેલું દોરડું કાઢી નાંખ્યું અને મારે સ્થાને આવી બેસી ગયો.

બીજે દિવસે સુપરીન્ટેન્ડેન્ટ સાહેબ મારી ઓરડી પાસે થઇને જતા હતા તે વખતે પેલી શેતરંજી તેમની નજરે ચડી અને એના આવા હાલહવાલ કોણે કર્યા તે વિષે મને પ્રશ્ન કર્યો. મારે શો જવાબ આપવો? સીધી રીતે કંઇ ઉત્તર આપી શકું તેમ ન હોવાથી મેં સામો સાહેબને જ સવાલ કર્યો. (અમારી ઉપર તેઓ સારી પેઠે સ્નેહભાવ ધરાવતા હોવાથી જ સામો પ્રશ્ન પૂછવાનું મેં સાહસ કરેલું એ વાત મારે અહીં જણાવવી જોઇએ.) મેં પૂછ્યું:—"ભલા, તમે જ કહો કે અમે એવું તે કેવું ક ભારે કુકર્મ કરી અહીં આવ્યા છીએ?" મારો આ પ્રશ્ન સાંભળી સાહેબ સ્હેજ ચમક્યા. છતાં તેમણે કહ્યું કે:—"તમે મારી પાસે એ પ્રશ્નના ઉત્તરની શી રીતે આશા રાખી શકો? હું અંગ્રેજ છું અને તમે હિંદી છો. આપણા બન્નેના સ્વાર્થ ભિન્ન ભિન્ન છે. તે ઉપરાંત હું એક સરકારી નોકર છું એ વાત પણ તમારે લક્ષમાં રાખવી જોઇએ. હું તમને શી રીતે અનુકૂળ થઉં? તમને જે તમારૂં કર્તવ્ય સૂઝયું તે તમે કર્યું, તેમાં હું તમને શી રીતે દોષ દઉં?"

તેની વાત સાંભળવાથી મારા મન ઉપરનો બોજો જાણે હળવો થઈ ગયો હોય એમ મને લાગ્યું. મેં ખુલાસો કર્યો:—"શું કરૂં?

મારાં સગાંસંબંધીઓના હાહાકારનું એવું મર્મભેદક ચિત્ર મારી નજર આગળ થોડા દિવસ તર્યા કર્યું કે મારાથી તે ન જોઇ શકાયું, અને આખરે આપઘાત કરી આ જીવનનો અંત આણવાનો મેં નિશ્ચય કર્યો. સૌભાગ્યને લીધે કહો કે દુર્ભાગ્યને લીધે કહો, પણ મારી પછવાડે કોઇ એક માણસ આવી ચડયું હોય એમ લાગવાથી મેં આપઘાત કરવાનું માંડી વાળ્યું." મારો ખુલાસો સાંભળી તે ચકિત થઇ ગયો અને મને જરા ઠપકો પણ આપ્યો.

" મેં તને પ્રથમ જોયેલો ત્યારે મેં તારે માટે બહુ સારો અભિપ્રાય બાંધેલો. તું આવો ધંધો કરશે એવી તો મને કલ્પના પણ નહીં આવેલી. ઉગતી જુવાનીમાં આટલી બધી નિરાશા? જીવનમાં ૨૦ વર્ષ એ તને બહુ લાગે છે? એટલાં વર્ષ તો જોતજોતામાં નીકળી જશે, અને પાછો તું ને તું જ તારા તે સગાંસંબંધીઓની હૂંફમાં જઇ બેસશે. તું જુએ છે ને, મારી કેટલી ઉમ્મર થઈ છે? છતાં હું કેટલું કામ કરૂં છું? ખેર, મને લાગે છે કે હદ ઉપરાંત પરિશ્રમ કરવાને લીધે જ તારા મનની એવી દુર્દશા થઈ હશે. પરંતુ તેમાં અમે નિરૂપાય છીએ. સરકારી હુકમ જ એવો છે કે તમને સખ્તમાં સખ્ત મજુરીના કામ સિવાય બીજું કંઈ સોંપી ન શકાય. છતાં મને એક માર્ગ સૂઝે છે. જો અહીંની ગાંડાની ઇસ્પિતાલમાં તને દાખલ કરાવી શકું તો પછી ત્યાં તારે કાંઈ જ કામ ન કરવું પડે. મતલબ કે ત્યાં ફરજીઆત જેવું નથી હોતું, તારી મોજ આવે અને કસરતની ખાતર કાંઈ કામ કરે તો તે જૂદી વાત છે." આકાશનો ચંદ્ર જાણે મારાથી તસુ—બે તસુ દૂર હોય એમ મને લાગ્યું. મેં તેની ભલામણ એકદમ સ્વીકારી લીધી. તેની શુભેચ્છા અને ભલી લાગણીઓ બદલ મેં તેનો અંતઃકરણપૂર્વક ઉપકાર માન્યો.

જેલમાંથી છૂટી ગાંડાની ઇસ્પિતાલમાં આવ્યો. અહીંના ડાક્ટર એટલા બધા ભલા માણસ કે કાંઈ કહેવાની વાત નહીં. તેઓ

એક બંગાળી અને વળી બ્રાહ્મણ હતા, એટલે મારા પ્રત્યે દિલસોજી અને મમતા બતાવે એ સ્વાભાવિક છે. મારે માટે ખાવાપીવાની વ્યવસ્થા તેઓ જાતેજ કરતા, મારે તે વિષે એક અક્ષર પણ ઉચ્ચારવો પડતો ન્હોતો. કોઇ કોઇવાર તો તેઓ મારી પાસે હાજર રહી મને ખવરાવતા. કોઇવાર હું ખાવાનો ઇન્કાર કરૂં તો તેઓ ખાસ માણસ મોકલી મને પોતાના રસોડે બોલાવતા, અને પોતાની રસોઇમાંથી ભાત–દાળ–શાક પીરસી મને પરાણે જમાડતા. તેમનાં છોકરાંઓને મારી ઓળખાણ આપતાં મને એક ભાઇ તરીકે જ ઓળખાવ્યો અને મારી સાથે રમતગમત કરવાની તેમને રજા પણ આપી. મને આનંદ પડે તે માટે કેટલાંક ચિત્રો અને ગમ્મતનાં સાધનો પણ પૂરા પાડયાં. હું પણ ભારે બીમારીમાંથી તાજો જ ઉઠેલો હોવાથી મારી સ્થિતિ એક બાળક કરતાં નપાવટ હતી. દવાખાનાના ગાંડા કેદીઓમાં જેઓ કંઇક સમજદાર ગણાતા તેમની પાસે બગીચાનું કામ કરાવવામાં આવતું, અને દવાખાનાની દેખરેખ નીચે જે પુષ્કળ જમીન હતી તેમાં ખેતી કરાવી વિવિધ પ્રકારના ઝાડ–પાન–શાક વિગેરે વવાતું. એ બગીચાના શાક અને ફળફુલ ત્યાંના settlementના સંસ્થાનવાસીઓ જ ઉપયોગમાં લે છે. મને બની શકે તો શાક વિગેરેનો હિસાબ રાખવાનું કામ કરવાનું કહેવામાં આવ્યું. મેં મારાથી બનતો પ્રયત્ન કર્યો, પણ એ વખતે મારા મગજની એવી સ્થિતિ હતી કે મારૂં તે કામમાં મન ન ખૂંચ્યું. મારી સાથે હંમેશાં એક પહેરેગીર રહેતો. હું તેની સાથે મોજ આવે ત્યાં, હસ્પિતાલના ગમે તે ભાગમાં હરીફરી શકતો. કોઇ કોઇવાર કોઇને જણાવ્યા વિના દવાખાનાની હદ વટાવીને પણ ચાલ્યો જતો. કેટલીકવાર તો બારીંદ્રભાઇ, ઉપેંદ્રભાઇ વિગેરે લાગ જોઇ મને મળવા પણ આવતા.

એ રીતે મારા દિવસો વહેવા લાગ્યા. એટલામાં હિંદુસ્તાનમાંથી જેલખાતાના ઉપરી અધિકારી આંદામાનમાં આવ્યા છે અને

અમારૂં દવાખાનું તપાસવા માટે આવનાર છે એવા સમાચાર મળ્યા. સમગ્ર હિંદુસ્તાનના જેલખાતાના એ મ્હોટામાં મ્હોટા અધિકારી હતા. અલિપુર જેલમાં મારે તેમની સાથે એકવાર પરિચય થયો હતો. તેઓ મને જોઇને બહુ આશ્ચર્ય પામ્યા, કારણ કે પહેલાં મને જોયેલો ત્યારે તો હું ખૂબ હષ્ટપુષ્ટ અને બળવાન હતો. મારી અત્યારની સ્થિતિ જોઈ તેમણે કહ્યું કે: "તું આટલો બધો બીમાર પડી ગયો છે અને વજનમાં પણ આટલો ઉતરી ગયો છે તો પછી વીસ વર્ષ શી રીતે કાઢીશ?" મને મારી બીમારીનું કારણ પૂછવામાં આવ્યું. તે સાંભળીને તેમણે કહ્યું કે:—"તને ક્યાંક હિંદુસ્તાનની જેલમાં મૂકવો જોઇએ, નહિંતર અહીં તો અકાળે મરી જઇશ; તારાં વીસ વર્ષ પણ પૂરાં નહિ થાય. હું તારી બદલી કરવા માટે સરકારને લખું છું. તને હિંદુસ્તાનમાં લઇ જવા હું મારાથી બનતું કરીશ." તેમણે મારા શરીરની બરાબર પરીક્ષા કરી અને મને જ્યારે વઇ આવે છે ત્યારે મારી કેવી સ્થિતિ થાય છે તે વિષે તપાસ કરી. તે વેળા વચમાં વચમાં કોઇ કોઇ વાર મને સખ્ત ટાઢીઓ તાવ આવતો અને હું એવી ભયંકર રીતે ઉછળતો કે દિવાલની સાથે માથું પછાડવા લાગી જતો. તાવ ખૂબ જોરથી આવતો ત્યારે વિચિત્ર પ્રકારની સ્વપ્નસૃષ્ટિમાં હું ભૂલો પડી જતો. તેમના એક પ્રશ્નનો ઉત્તર આપતાં મેં કહ્યું કે:—"કોઇ કોઇ વાર તો જાણે આખી પૃથ્વી પ્રલયના માર્ગે જોરથી ધસી જતી હોય એમ મને લાગે છે." અંગ્રેજીમાં મેં બરાબર આ જ શબ્દો કહેલા:—"I see as if the whole world is coming to end." મારી વાત સાંભળી ડીરેક્ટર સાહેબે કહ્યું:—"તારૂં કહેવું બરાબર છે. થોડા જ સમયમાં યૂરોપની અંદર મહાયુદ્ધ ફાટી નીકળવું જોઇએ." આ ઉદ્દગારો નીકળ્યા તે પહેલાં યૂરોપમાં યુદ્ધનો આરંભ થયો ન્હોતો એટલું જ નહિ, પણ તે વિષે અફવા સરખી પણ અમારા કાને આવી ન્હોતી. ડીરેક્ટર સાહેબના જવા પછી, થોડા જ મહિનાની

અંદર મારી બદલી કરવાનો હુકમ આવ્યો અને મને મદ્રાસ જવાની રજા મળી.

જે માણુસ મને જહાજ સુધી પહોંચાડવા મારી સાથે આવ્યો હતો તેની સાથેની વાતચિત ઉપરથી જણાયું કે અમને છોડી મૂકવાનો હુકમ થયો છે અને તેથી જ અમને સ્વદેશ તરફ રવાના કરવામાં આવે છે. મને તેની વાત ઉપર વિશ્વાસ બેઠો. જહાજ તરફ જતાં માર્ગમાં બરાબર અમારી સામેથી એક બાળક આવતો હોય એમ મને લાગ્યું. તેની ઉમર મારા કરતાં ઘણી ન્હાની હોવી જોઇએ. ભયંકર બીમારીને લીધે તેનું મ્હોં ફીકકું પડી ગયું હતું. મારી સાથે એક બંગાળી ટંડેલ હતો–શરૂઆતથી જ તે મારી સાથે હતો કે અચાનક ક્યાંયથી ઉતરી આવ્યો તે હું બરાબર કહી શકતો નથી. તેણે મને પૂછ્યું:—"કેમ, આમને ઓળખો છો?" મેં તેનો પ્રશ્ન હસવામાં જ ઉડાવી દીધો. પરંતુ પેલા બાળક તરફ જરા ધારીને જોયું તો જાણે પહેલાં કોઇ વાર તેનું મ્હોં જોયું હોય એવી સ્મૃતિ જાગી. એ પગલાં આગળ ચાલ્યો એટલે તેનો નિર્મળ ચ્હેરો મારી નજર આગળ ખડો થયો. રોગનું નામનિશાન પણ ક્યાંય ન લાગ્યું, જાણે તે મારો સગો ભાઇ હોય અને વિલાયતથી સીધો અહીં આવ્યો હોય એમ મને લાગ્યું. મારી સાથેના પેલા ટંડેલે કહ્યું: "આ તમારો ભાઇ છે, તેને પણ શું તમે ઓળખી શકતા નથી?" ખરેખર, મારા ભાઇની પણ મારા જેવી જ દુર્દશા થઇ હતી. તેણે માત્ર એક ધોતીઉં જ પહેર્યું હતું; કોટ, ખમીસ કે કોલરનું નામનિશાન સરખુંય તેના અંગ પર ન્હોતું. આટલું છતાં તેના ચ્હેરા ઉપર ઉત્સાહનો પ્રકાશ ઝળહળતો હતો. તેણે મને માર્ગમાં ઉત્સાહ અને આશાનો દૈવી સંદેશ આપ્યો. જાણે કે મને છૂટો કરવાની ખાતર જ આ ફકીરી હાલ તેણે ધારણ કર્યો હોયની! મારે તેની સાથે અંગ્રેજીમાં જ બધી વાતચિત થઈ. હું તેની શુદ્ધ અંગ્રેજી બોલવાની

છટા જોઇ હેરત થઇ ગયો. મને વિચાર થયો કે આ ભાઈ વિલાયતમાં જવાને બદલે મારી પાછળ ને પાછળ જ ફરતા હોવા જોઇએ! વિલાયત જવાનું તો માત્ર બ્હાનું જ કાઢ્યું હશે! જીવનમાં આવી જાતના અદ્‌ભુત દેખાવો અને સ્વપ્નમાં કેટલાં આશ્ચર્યજનક અને કેટલાં કુતૂહળભર્યાં લાગતાં હશે તેનો વિચાર કરવાનું કામ હું વાંચકને જ સોંપું છું........ખેર, આખરે મેં આંદામાન છોડયું અને મદ્રાસ આવ્યો. × × ×



* મદ્રાસમાં આવ્યા પછી ઉલ્લાસકરને લાંબા વખત સુધી ગાંડાની ઇસ્પિતાલમાં કેદી તરીકે રહેવું પડયું હતું, એટલે છૂટવાના ખબર એ એક ભ્રમણાજ હતી.

# ઉપેન્દ્રની કથા



થોડા દિવસ એમને એમ વીત્યા પછી અમે સાંભળ્યું કે અમને આંદામાન મોકલવા માટે સિવિલ સર્જન અમારી પરીક્ષા કરવા આવનાર છે. યથા સમય સિવિલ સર્જન આવી પહોંચ્યા, અને પેટ દાબી, આંખો તપાસી અમને સાત જણને ભવસાગરને પાર મોકલવાની વ્યવસ્થા કરી ગયા. સુધીર અને હું મરડાથી પીડાતા હતા એટલે અમારે થોડા દિવસ રોકાઇ જવું પડયું.

સાધારણ કેદીઓને માટે એવો નિયમ છે કે બીમારીને લીધે કોઇને રોકાઇ જવું પડે તો ત્રણ મહિના સુધી તેની આન્દામાનની યાત્રા રોકાઇ જાય છે, પણ અમારે માટે તેવો કોઇ નિયમ નહોતો: સરકાર બહાદુરના હુકમથી ૭ અઠવાડીઆમાં જ અમને રવાના કરવામાં આવ્યા.

જેલમાંથી નીકળતાં જ અમે હંમેશને માટે દેશને નજર ભરીને જોઈ લીધો. એક દિવસ સવારના પ્હોરમાં અમને હાથકડી પહેરાવી ગાડીમાં બેસાડયા. અમારી બે બાજુ બે સાર્જન્ટ બેઠા, અને ગાડી ખિદિરપુર ડોક તરફ ચાલી.

અમને સ્ટીમરમાં બેસાડી એક સાર્જન્ટે અમારી મશ્કરી ઉડાવતાં કહ્યું:—"Now say, 'My native land, farewell.'" ("બોલો : 'જન્મભૂમિ! છેલ્લા પ્રણામ!'") અમે હસતાં હસતાં કહ્યું: "Au Revoir." ("ત્યારે હવે ફરી મળશું-સલામાલેકુમ.") કહેતાં તો કહી નાંખ્યું, પણ પાછા ફરવું બહુ કઠિન લાગ્યું.

રાજનૈતિક કેદીઓમાં અમે બે જ જણા હતા—સુધીર અને હું. સ્ટીમરમાં પણ અમે બન્ને સાથે જ હતા—એક જ ઓરડીમાં, અને બીજા બધા કેદીઓને જૂદી ઓરડીઓમાં પૂર્યા હતા. સ્ટીમરનો એક ઉપરી અમલદાર અમારી પાસે આવી અમારો ફોટો પાડી ગયો. વિલાયતના કોઈ છાપામાં તે પ્રકટ થવાનો હતો. આપણે તો એની વાત સાંભળી તુરત જ ફેંટો ઠીકઠાક કરી લીધો—મફતના મોટા માણસ બનવામાં નુકસાન શું?

ત્રણ દિવસ ને ત્રણ રાત સ્ટીમરમાં ચેવડો ખાઈને કાઢવી પડશે એ વિચારથી સુધીર તો અકળાઈ ઉઠયો. એના જેવા મદમસ્ત હાથી જેવા જવાનને મુઠ્ઠી ચેવડાથી શું થાય? પોલિસના એક પંજાબી મુસલમાન હવાલદારે કહ્યું: "બાબુ, અમારા હાથનું ખાઓ તો ભાત તૈયાર છે." ખરેખર, મુસલમાનોના દિલમાં હિંદુઓ પ્રત્યે કોઈ અજબ સહાનુભૂતિ દેખાય છે અને કોઈ કોઈ વાર તો હિંદુઓને ભાત ખવરાવી એમને જાતિહીન કરવાની પણ ઇચ્છા દેખાય છે. જ્યાંયે

આપણે તો કહ્યું: "ઘણું સારૂં. અમારી હિંદુજાતિ એવી નક્કર પોલાદની બનેલી છે કે બીજા કોઇના હાથની રસોઇ ખાવાથી તેને કાંઇ આંચ આવે એમ નથી." સ્ટીમરમાં કેટલાક શિખ હવાલદારો પણ હતા. તેઓ સમજ્યા કે અમે લોકોએ પેટને ખાતર પરલોક બગાડવા કેડ બાંધી છે, એટલે એમને પણ પોતાના હાથની રસોઈ ચખાડવાનું મન થઇ ગયું. અમે બિલકુલ આનાકાની કર્યા વિના બન્ને પક્ષની રસોઇ જમ્યા, પેટની જ્વાળા શાંત કરી અને અમારી ઉદારતાનો પરિચય કરાવ્યો. શિખો સમજ્યા કે 'બંગાળીઆણુ ગમે તેટલા ભણેલા હોય પણ તેમને ધર્મઅધર્મનું કે આચારવિચારનું ભાન ન મળે.' ગમે તેમ હો, ધર્મ ગયો કે રહ્યો એ તો અમે નથી કહી શકતા, પણ બે કોળીઆ ભાત પેટમાં પડવાથી પ્રાણ તો રહ્યા જ. એજ સ્ટીમરમાં નોઆખલી જીલ્લાના કેટલાક બંગાળી મુસલમાન પણ હતા. એમના હાથનો ભાત અને પકોડી તો રસોઇ નહોતી, અમૃત હતું.

ગમે તેમ કરી ત્રણ દિવસ અમે સ્ટીમરમાં કાઢયા. ચોથે દિવસે પોર્ટબ્લેયર પહોંચ્યા. દૂરથી એ જગ્યા ઘણી જ મનોહર લાગતી. બન્ને બાજુ નારીએળીનાં ઝાડ અને વચ્ચે સાહેબ લોકોના બંગલા, જાણે ફ્રેમની અંદર છબી ન મઢી હોય એવા દેખાતા.

થોડે દૂર એક ત્રણ મજલાનું મકાન બતાવી સિપાઇએ કહ્યું: "પેલી દેખાય છે એ કાળાપાણીની જેલ. તમારે ત્યાં રહેવાનું."

થોડી જ વારમાં સ્ટીમર બંદર પર આવી પહોંચી. દાક્તરે આવી બધાની નાડી તપાસી અને અમે બધા કિનારા પર ઉતર્યા. પછી માથા પર બિસ્તરપોટલાં મૂકી, પગની બેડી ખણખણાવતાં અમે જેલ તરફ ચાલ્યા.

જેલના દરવાજામાં પેસતાં જ એક જાડાજાડા, ઠીંગણા અંગ્રેજે અમને પગથી માથા સુધી તપાસી કહ્યું કે: So, here you are at last! Well you see that block yonder. It is there that we tame lions. You will meet your friends there, but mind you, don't talk." ( તો તમે પણ આવી પહોંચ્યા! ઠીક; પેલું જે મકાન દેખાય છે ને, એમાં જ અમે શેર પાળીએ છીએ. તમારા બધા દોસ્તદારબિરાદર ત્યાં જ મળશે. પણ ખબરદાર, વાત કરી છે તો. )

અમે પણ આ અંગ્રેજને ખૂબ તપાસીને જોઇ લીધો, અને એની લંબાઇપહોળાઇનું માપ લેઈ લીધું. એ ચાર ફુટ લાંબો અને ત્રણ ફુટ પહોળો હતો. ટુંકામાં કહીએ તો કોઇ ફુલેલા દેડકાને કોટ પાટલુન અને ટોપી પહેરાવીને ઉભો રાખ્યો હોય એવો જ એ લાગતો. તે વખતે અમને ખબર નહોતી કે આ જ સાહેબ જેલના કર્તાહર્તા અને વિધાતા, હઝરત બારીસાહેબ છે. એમનો બુલડોગ જેવો ચહેરો જોઇને જ મનમાં ઠરી જતું કે તેઓ સાહેબે કેદીઓને દુ:ખ દેવાને માટે જ અવનિ પર અવતાર ધારણ કર્યો છે, ભગવાને એકાંતમાં બેસીને કાળાપાણીના કેદીઓ પર હકુમત કરવાને જ તેમને સરજ્યા છે.

પણ આગળ જતાં તો અમારે ને એમને બહુ જ ગાઢી પિછાણ થઇ ગઈ, કારણ કે લગભગ અગીઆર વરસ અમે એમના જ હાથ નીચે કાઢ્યા.

તેઓ સાહેબ રોમનકેથેલિક સંપ્રદાયના હતા, અને મૂળ આ- યર્લૅન્ડના વતની હતા. આખું વરસ કેદીઓને દુ:ખ પાડી તેઓ પાપનો ભાર બાંધતા, અને ઇસુખ્રિસ્તના જન્મ દિવસે ( બેસતા વરસને દિવસે ) પાદરી સાહેબના પગ આગળ તે ઠાલવી આવતા.

વરસમાં આ એકજ દિવસ તેમના ચહેરા પર નમ્રતા કે શાન્તિ ઝગ-ઝતી, વરસમાં આ એકજ દિવસ તેઓ કેદીઓને સતાવવાનું છોડી દેતા. બાકીના ૩૬૪ દિવસ એ કેદીઓને ત્રાહ ત્રાહ પોકરાવતા.

કેદીઓનો મને એવો સ્વભાવજ લાગ્યો કે તેઓ દુષ્ટ માણસો પ્રત્યે સ્વાભાવિક રીતે આકર્ષાય છે અને એવા માણસોની જ તારીફ કરે છે. બારીસાહેબના હાથનો માર ખાધેલા કેટલાયે કેદીઓને મ્હોડે મેં સાંભળ્યું કે " સાળો, બડો બહાદુર છે. " જે સીધા સાદા, ભલા માણસો હોય છે તે કેદીઓની ગણત્રી પ્રમાણે મરદ નહિ પણ ઓરત છે. કેદી કોઇ ખોટું કામ કરી ભગવાનનું નામ દઇ બારીસાહેબ પાસે દયાની ભિક્ષા માગે તો બારીસાહેબ કહેતાઃ " આ જેલખાનું ભગવાનની હદની બહાર છે. અહીંઆ તો મારૂં રાજ્ય છે. હું ત્રીશ ત્રીશ વરસથી અહીં રહું છું, કોઇ દિવસ મેં ભગવાનને અહીં આવતાં જોયો નથી. " આ વાત બારીસાહેબના મ્હોંમાંથી નીકળેલી હોવા છતાં સાવ સાચી હતી.

જેલમાં પેસતા સૌથી પહેલાં જાતજાતના લોકો પર નજર પડે છે. બંગાળી, હિન્દુસ્તાની, પંજાબી, પઠાણ, સિંધી, બર્મીઝ, મદ્રાસી બધી જાતના લોકો અહીં દર્શન દે છે. હિન્દુ અને મુસલમાનોની સંખ્યા અડધોઅડધ છે—બર્મીઝ પણ ખૂબ છે. બ્રહ્મદેશની વસ્તી એક કરોડની છે એટલે કે બંગાળની વસ્તીના ચોથા ભાગની છે, છતાં અહીં બંગાળીઓ કરતાં બર્મીઝની સંખ્યા વધી જાય છે ખૂન કરવામાં ત્યાંના લોકો બહુ શૂરા લાગે છે. હજુ તેમણે હમણાંજ સ્વતંત્રતા ગુમાવી છે, એટલે તેઓ હિંદીઓની માફક ગાયના જેવા નથી બની ગયા. ઉત્તર હિન્દુસ્તાન સિવાય બીજા પ્રાંતોના ઉચ્ચ જાતિના માણસોની સંખ્યા અહીં બહુ જૂજ છે. કેળવણીને લીધે હો કે નરમ પ્રકૃત્તિને લીધે હો પણ મદ્રાસી બ્રાહ્મણોની સંખ્યા

અહીં નહિ જેવીજ છે. અમે જ્યારે આંદામાન પહોંચ્યા ત્યારે જેલમાં નર્યા પડાણુજ પડાણુ ભર્યા હતા. હરેક જાતના લોકોને ભેગા રાખવાથી દુર્બળ લોકોપર જુલમ અને અત્યાચાર ખૂબ થાય છે એ કહેવું નિરર્થક છે.

થોડાજ દિવસ જેલમાં રહેવાથી અમને માલૂમ પડયું કે દુર્બળનો ઇશ્વર સિવાય કોઇ બેલી નથી. એને ન્યાય મળવો ઘણોજ મુશ્કેલ છે. જેલના અધિકારીઓ વિરૂદ્ધ સાક્ષી આપવાની કોઇ કેદીની હિંમત ચાલતી નથી. જ્યાં પોતાના જ જીવની પડી હોય ત્યાં બીજાને માટે કોણ આફત વ્હોરે ? હરકોઇ પોતાનાંજ દુ:ખડાં ગાય છે. જેઓ ખુશામદી ટટ્ટુ હોય છે તેઓ જલધારાની માફક જૂઠનો પ્રવાહ વહેવડાવે છે, અને અધિકારીઓનાં હૃદય બીંજવી તેમની નજરમાં ભલા માણસ તરીકે ખપે છે. એ રીતે તેમની કૃપાદૃષ્ટિ પણ તેઓ મેળવે છે. પણ જેઓ ન્યાય મેળવવાની આશાએ બીજાઓ માટે લડવા તૈયાર થાય છે તેમના પર તો ઇન્દ્રનું વજ્ર જ ઉતરે છે—કોઇને કોઇ આરોપ મૂકી તેમને સખતમાં સખત શિક્ષા કરવામાં આવે છે. આ બધાને પરિણામે અહીંઆ જેટલા કેદી આવે છે તેટલામાંથી એકપણ સચ્ચરિત્ર રહી શકતો નથી.

ખરૂં પૂછો તો અહીંના અધિકારીઓ કેદીઓને સુધારવાનો પ્રયત્નજ કરતા નથી. કદાચ એ વાત તેમના ધ્યાનમાં પણ નહિ આવતી હોય કે જેલખાનાની સાર્થકતા દુષ્ટ ચરિત્રવાળા કેદીઓને સુધારવામાં રહેલી છે. એમની નજરમાં કેદીઓ મજૂરી કરવાના સાંચા છે. જે અધિકારી મારીપીટીને એમની પાસે વધારે મજૂરી કરાવે તે હોશિયાર ગણાય છે, અને એને પ્રમોશન પણ ઉપરાઉપરી મળે છે.

“ પૂરિ એક અંધેરી ને ગંડુ રાજા
ટકે શેર ભાજી ટકે શેર ખાજા ”

એવેજ અહીંઆ ઘાટ છે. નાના મોટા દરેક અ.રાધીને અહીંઆ એકજ રીતે રાખવામાં આવે છે. જૂદી જૂદી જાતના કેદીઓ વચ્ચેનો ભેદ અહીંઆ નાશ પામ્યો છે. ન્હાનામોટા ગુન્હા માટે સાદી કે સખત મજૂરીની શિક્ષા અહીં નથી થતી. નારીએળના રેસાની જરૂર પડી તો કોઈ પણ જાતનો ભેદજ્ઞાન રાખ્યા વિના બધા કેદીઓને નારીએળનાં છોડાં કૂટવાં બેસાડે છે, કોપરેલ કે સરસવના તેલની જરૂર પડી તો ઘાણી પર બેસાડે છે. અહીંઆ કેવળ વેપાર ચાલે છે. કેદી બીચારા ગુલામ છે, લોહીનું પાણી કરી સરકારની તિજોરી ભરી નાંખવી એજ એમના જીવનની સાર્થકતા છે.

ન્હાના મોટા ગુન્હા પ્રમાણે કેદીઓના વર્ગ પાડવાનો નિયમ સરકારી દફતરોમાં મોજૂદ છે, પણ મજૂરી કરાવતી વખતે જેલના અધિકારીઓ તે લક્ષબહાર કરે છે. કેમ રીતે જેલની આવક વધે એજ તરફ સુપરીન્ટેન્ડન્ટથી માંડીને ન્હાનામાં ન્હાના અધિકારીનું લક્ષ હોય છે. કેદી મરે કે જીવે, એની કોઇને પડી નથી. ભારતવર્ષમાં ન તો માણસોનો તોટો છે, ન તો એવા અંગ્રેજ જજોનો તોટો છે જેઓ અપરાધીઓને સજા કરી દર મહિને જોઇએ તે પ્રમાણમાં આંદામાન ચઢાવે છે.

એકવાર જેલખાનામાં મેં એક પાગલ જોયો. એ જેલખાનામાં વાસીદું વાળવાનું કામ કરતો હતો. એને પોતાનું ઘર પણ સાંભરતું નહોતું. એને એ પણ યાદ નહોતું કે એને કયા અપરાધ માટે કાળાપાણી મોકલવામાં આવ્યો છે. એક દિવસ મેં એને પૂછ્યું:—"તમે કેટલા ભાઇ છો?" એણે જવાબ આપ્યો: "સાત." મેં એમનાં નામ પૂછ્યાં. એણે પાંચ આંગળીઓ પર પાંચ નામ ગણાવ્યાં, પણ બાકીનાં બે નામ ન આવડયાં; બોલ્યો કે: "ભૂલી ગયો છું." એના આવાપીવાનું પણ ઠેકાણું નહોતું. કોઇ વાર ચૂપચાપ બેસી

રહેતો, કોઇ વાર હાથમાં સાવરણી પકડી રસ્તામાં વાસીદું જ વાળ્યા કરતો. એના પર નજર રાખવાથી થોડીજ વારમાં માલુમ પડતું કે એનું ભેજું જ ગુમ થઇ ગયું છે. એને ગાંડાની ઇસ્પિતાલમાં મોકલવાને બદલે કયા ન્યાયાધીશે એને અહીંઆ મોકલ્યો હતો એ માલુમ નથી પણ આવા આવા તો કેટલાયે દાખલા અહીં નજરે પડે છે.

હાં, કોઇ કોઇવાર એવા પણ ઉસ્તાદ નજરે ચડે છે જેઓ કામથી ડરી જઇ ગાંડપણનો ઢોંગ લેઇ બેસે છે. આવો એક બંગાળી હતો. એણે એક દિવસ રંગ જોઇ માથે કપડું વીંટાળી લીધું, આંખમાં ચૂનો ભરી આંખો લાલચોળ કરી નાંખી અને પછી અણમેતબએ બકવું શરૂ કર્યું. પહેરેગીરે આવી તેને ભાત આપ્યો પણ તેણે મ્હોં ફેરવી લીધું. આથી પહેરેગીર ગભરાઇને તેને જેલર પાસે લઇ ગયો, જેલરે તેના હાથમાં બે કેળાં મૂક્યાં. કેળાંનો ગર્ભ ગર્ભ તે ખાઇ ગયો અને પાછળ વધેલાં છોતરાં પણ ચાવવાં માંડયાં. જેલર સમજ્યો કે "બીચારો ગાંડો થઇ ગયો છે! નહિ તો છોતરાં શેનો ખાય!" જેલર પાસેથી 'બીચારો' પાછો ફર્યો એટલે મેં એને પૂછયું:— "કેમ, અલ્યા? છોતરાં કેમ ખાતો હતો?" "શું કરૂં, બાબુસાહેબ! પાગલ બનવું હોય તો કંઇ અમથા બનાય છે!"

× × × ×

આપણામાં એક કહેવત છે કે 'ઉઠને લાત ઔર બૈઠને ઝાડ." આ કહેવતનો અર્થ શો છે તે અમે આ જેલખાનામાં ચાર દિવસ રહેવાથી જ સમજી ગયા. એક તો અમ.ને અંદર અંદર વાતચિત કરવાની છૂટ નહિ, તે ઉપરાંત અમને મદ્રાસી અને બરમીઝ સાથે રાખવામાં આવ્યા. કોઇ કોઇની વાત જ સમજે નહિ. આખો દિવસ બેઠા બેઠા નારીએળની જટાઓ છોડવી અને સાંજે કામળી

ઓઢી અંધારી કોટડીમાં સૂઇ જવું એજ કામ હતું. જેઓ કામ પૂરેપૂરૂં ન ઉતારી શકતા તેમને પેટીઓફીસરોના મ્હોંની ગાળો અને દાંતનો કચકચ અવાજ સાંભળવો પડતો. એક દિવસ સાંજે હું પડી ગયેલે મ્હોંડે મારી કોટડીમાં બેઠો હતો ત્યાં એક પઠાણ પહેરેગીરે આવી પૂછયું:—"કેમ બાબુ ! શું થયું છે ?" મેં કહ્યું કે "ફલાણાએ મને ગાળો દીધી." "ઓ બાબુ ! અમે પાંચ વરસથી આ જેલમાં છીએ. જેઓ ગાળો સાંભળી મ્હોં બગાડે છે તેઓ કાં તો ગાંડા થઇ જાય છે, કાં તો મારફાડ કરી ફાંસીને લાકડે લટકી જાય છે. આવી બધી વાતો દિલમાંથી કાઢી નાંખવી જ સારી છે. ખુદાને મંજૂર હશે તો આ દુઃખના દિવસ પણ વહી જશે."

શાંતિથી ગાળો ખાઇ લેવાની મને ટેવ નહોતી, છતાં એ પઠાણના મ્હોંમાંથી એ રાતે નીકળેલું ખુદાનું નામ મને ઘણું પ્યારૂં લાગ્યું. માણસ જ્યારે બધો આધાર છોડી, પૂરવપશ્ચિમનું ભાન ભૂલી જાય છે ત્યારે એ નોધારાનો આધાર, અનાથનો નાથ યાદ આવે છે. આથીજ હું જેલખાનામાં મોટા મોટા જૂનાપૂરાણા કેદીઓને પણ હાથમાં માળા લેઇ ભગવદસ્મરણ કરતાં જોતો. પહેલપહેલાં તો મને આ દેખાવ જોઇ ખૂબ હસવું આવતું, પણ પાછળથી વિચાર કરતાં માલમ પડયું કે એમાં હસવાનું શું છે ? દુઃખી જન પણ ભગવાનનો જ ભક્ત છે.

પણ દિવસે દિવસે દુઃખનાં વાદળ ઘેરાતાં જ ગયાં. હિંદી સરકારના હુકમથી નવા સુપરીન્ટેન્ડન્ટે આવી અમને ઘાણીનું કામ સોંપ્યું, અને બળદની માફક અમારી પાસે તેલ પીલાવવા માંડયું. આથી તો મનમાં રહી રહીને બળવોજ કરવાની વૃત્તિ જાગી. ફાંસીને લાકડે ચડી ઝટપટ મરી જવું સહેલું છે, પણ દરરોજ ટીપે ટીપે પીલાઇને મરવું સહેલું નથી. હિંદી સરકારના ફોજદારી કાયદાની ૧૨૧ મી કલમ મુજબ જેમને જીંદગીભરની કાળાપાણીની સજા

થઇ છે તેમાંથી ભાગ્યેજ કોઇ જીવતોજાગતો ઘેર આવ્યો હશે. આંદામાન-નિકોબાર મેન્યુઅલના નિયમ પ્રમાણે 'જીંદગીભર'નો અર્થ ૨૫ વર્ષ થાય છે; અને ૨૫ વર્ષ પૂરાં કર્યા પછીયે પણ કેદીને છોડવો ન છોડવો એ સરકાર બહાદુરની ઇચ્છા પર નિર્ભર છે. આથી ઘણીવાર મનમાં થઇ આવતું કે આ દુઃખ ભોગવવા કરતાં ગળામાં ફાંસો ખાઇ મરી જાઉં. પણ એમ કરવાની હિંમત ન ચાલી. કદાચ મરવાને માટે જેવું કઠણ કાળજું જોઇએ તેવું મારૂં નહોતું. આથી મારી સમગ્ર શક્તિથી તેલ પીલવા સિવાય અને સરકારની તિજોરી ભરવા સિવાય બીજો ઇલાજ રહ્યો નહિ. એક દિવસની વાત મને બરાબર યાદ છે. સવારથી સાંજ સુધી લાગલાગટ ઘાણી ફેરવીને પણ હું ૩૦ શેર તેલ* કાઢી શક્યો નહોતો. હાથપગ એવા ઢીલા થઇ ગયા હતા કે જાણે હમણાંજ તમ્મર ખાઇ નીચે પડી જઇશ, એમ લાગતું, અને ઉપરથી પહેરેગીર ગાળોનો વરસાદ વરસાવતો. સાંજે એ મને જેલર પાસે લેઇ ગયો. જેલરે ઘણીજ મીઠી ભાષામાં મારા પિતાનું શ્રાદ્ધ કર્યું, અને પીઠ પર ફટકા મારવાનો ડર બતાવ્યો. જેલર પાસેથી આવીને હું ખાવા બેઠો પણ દુઃખ અને અભિમાનથી હૃદય ભરાઇ ગયું, ગળું બંધ થઈ ગયું, અને એકે કોળીઓ ગળે ઉતરી શક્યો નહીં. આ જોઇ એક હિંદુ પહેરેગીરને દયા આવી. એણે કહ્યું: “ બાબુલોક બડી તકલીફમાં લાગે હૈ. અલ્યા, જરા ખાવાનું વધારે આપજે. ” આ વાત સાંભળી મને જોરથી રડી પડવાની ઇચ્છા થઈ, આથી મેં મારા હાથેજ મારૂં ગળું દાબી નાંખ્યું. આવે વખતે ગાળ દે એ ખમાય પણ દયા ન ખમાય.

રવિવારે પણ કામમાંથી છુટ્ટી નહોતી. નીચેથી પાણીની બાલ્ટીઓ ભરી લાવી બીજા અને ત્રીજા માળનાં છજાં ધોવાં પડતાં. આવી રીતે એક દિવસ હું છજું ધોઇને સાફ કરતો હતો ત્યાં મેં

* દરેક કેદીનું રોજનું માપ.

થોડે દૂર ઉલ્લાસકરને કામ કરતાં જોયો. અમને વાતો કરવાનો હુકમ નહોતો છતાં એક બે વાત કરી લેવાનું મને મન થઇ ગયું. ધીરે ધીરે પગ માંડતો માંડતો હું ઉલ્લાસકરની પાસે પહોંચ્યો અને તેને ધીરે સાદે બોલાવું છું ત્યાં તો મારા બરડા પર જોરથી મુક્કો પડયો. મેં ચમકીને પાછું જોયું ત્યાંતો મ્હોં પર તમાચો પડયો. આંખો ઉઘાડીને જોઉં છું તો જમદૂતનો સગો ભાઇ પઠાણ પહેરેગીર મહમ્મદશાહ સરકારી હુકમનો અમલ કરી જેલની શાન્તિ જાળવી રહ્યો હતો !

આ રીતે કેટલાક દિવસ કામ કરી હું ઘાણીમાંથી છૂટો થયો, પણ જેલરનો જીવ જંપે એમ નહોતો. એણે ફરીથી મને ઘાણીમાં જોડયો. હું પણ મરણીઓ બન્યો, અને મેં રોકડું પરખાવી દીધું: "કરવું હોય તે કરો, તેલ નહિ પીલું." આ જવાબ સાંભળી જેલર ક્રોધથી સળગી ઉઠયો. એણે મને હાથકડી પહેરાવી બંધ કોટડીમાં પૂરવાનો અને મીઠાની રાબ (Penal diet) પાવાનો હુકમ કર્યો. છેવટે જ્યારે શરીર બિલકુલ તૂટી ગયું અને હોશ ન રહ્યા ત્યારે નારીએળ છોલવાનો અધિકાર મળ્યો. છતાં નારીએળ છોલવામાંયે જંપ નહોતો. પંજાબી અને પઠાણ પહેરેગીરોના મનમાં એમજ ઠસી ગયું હતું કે તેઓ અમને જેટલી કનડગત કરશે તેટલી જ તેઓ ઉપરી અધિકારીઓની મહેરબાની મેળવશે. આથી તેઓ હરહંમેશ અમને હેરાન કરવાની જ ફિકરમાં રહેતા. ન્હાની ન્હાની ધૂળરાખ જેવી વાતોને માટે પણ અમને હેરાન કરતા. એક દિવસ મારી કોટડીમાં બેસીને હું નારીએળનાં છોડાં કૂટતો હતો, અસહ્ય ગરમીને લીધે મારૂં આખું શરીર પસીનાથી રેબઝેબ થઈ ગયું હતું; નારીએળનાં છોડાં પર પડતી મોગરી ઉછળી ઉછળીને મારા માથા પર આવતી, છતાં છોડાં છૂટતાં નહિ. આથી કંટાળીને હું બહાર નજર કરૂં છું તો એક મુસલમાન પહેરેગીર ધીમે ડગલે જતો હતો.

મેં તેની પાસે નારીએળનાં છોડાં ભીંજવવા થોડું પાણી માગ્યું; તેણે દાંત કચકચાવી કહ્યું:—"નહીં, નહીં મળે. સૂકા કૂટો." મારો મિજાજ પણ ઠેકાણે નહોતો, એટલે મારાથી ન રહેવાયું; હું બોલી ઉઠયો: "પાણી ન આપવું હોય તો ન આપ, પણ દાંત શાનો કચકચાવે છે?" આથી પહેરેગીરે મિજાજ બદલીને કહ્યું: "કેમ, ગુસ્તાખી કરે છે?" મેં પણ વિચાર કર્યો કે અત્યારે દબાઈ જવામાં માલ નહિ, એટલે રે.ફડું પરખાવ્યું. "તું વળી કયાંનો નવાબજાદો?" આ સાંભળતાં જ તેણે જાળીમાં હાથ ઘાલી મારી ડોક એવા જોરથી ખેંચી કે મારું માથું સળીઆ સાથે અફળાયું. આથી મને એવો ગુસ્સો ચડયો કે તે અંદર હોત તો મોગરી મારીને એનું માથું ફોડી નાંખત. પણ શું કરું? લાચાર! છેવટે મેં એનો હાથ પકડી એવા જોરથી દાંત દબાવ્યા કે એમાંથી દડદડ લોહી છૂટયું. એ જેલરને હાથ બતાવી મારી વિરૂદ્ધ ફરિયાદ કરવા ગયો, પણ રસ્તામાં એક હિંદુ પેટીઓફિસરે એને રોકયો અને એને સમજાવીને પાછો આણ્યો.

પહેરેગીરોની સાથે મારે આવા બીજા પણ એકબે ટંટા થયા હતા, પરંતુ એ બધા ટંટાઓના પરિણામ પરથી સ્પષ્ટ દેખાઇ આવતું કે પહેરેગીર જેમનાથી હારી જતા તેમનો દોસ્ત બની જતા. બીચારા દુર્બળ લોકો પરજ બધી જગ્યાએ જુલમ થતો, અને એ જુલમના કરનાર પઠાણો જ હતા. પઠાણો આશા એટલા અવગુણથી ભર્યા હશે પણ તેમનામાં એક ગુણ અવશ્ય છે. તેઓ જેના એક વાર દોસ્ત બની જાય છે તેની બલા પોતાના શિર પર લેતાં તેઓ જરાયે અચકાતા નથી, અને જીવના જોખમે પણ તેને મદદ કરે છે. એમનામાં નિર્દયતા પારાવાર છે, પણ એમના હૃદયમાં જેવી દઢતા છે તેવી આપણા દેશના માણસોમાં નથી નજરે પડતી. હડતાળ વખતે અમને દબાવી દેવાને માટે જેલર પઠાણ પહેરેગીરોને રોકતો, પણ ઘણીવાર તો તેઓ અમારી સાથે ભળી જતા અને દોસ્ત બની જતા.

કોઇ કોઇવાર જેલમાં હિન્દુ મુસલમાન વચ્ચે જબરદસ્ત તોફાનો થાય છે. મુસલમાનોની પોતાની કોમના માણસો તરફ સ્વાભાવિક રીતે જ નસ ખેંચાય છે, અને એથી હકુમતની બધી જગ્યાઓ પોતાની કોમના જ માણસોને મળે તે માટે તેઓ હરહંમેશ પ્રયત્ન કરે છે. જાતજાતની લાલચો આપી હિંદુઓને મુસલમાન બનાવવામાં તેઓ ખૂબ રસ લે છે. લગભગ દરેક મુલ્લાજીને એવો યકીન હોય છે કે કોઇને કોઇ રીતે હિંદુને મૂછો મૂંડાવી, કલમા પઢાવી મુસલમાન બનાવ્યાથી અલ્લાહમીઆ બહિસ્તમાં પોતાને માટે ખૂબ આરામની જગા પસંદ કરી દેશે. સાથે સાથે કાળાપાણીના દુઃખી ભક્તો પર મુલ્લાજીનો ખૂબ કાબૂ હોય છે, અને આથી હિન્દુ મુસલમાન બન્ને કોમોના ધર્મધુરંધરો વચ્ચે વારંવાર દ્વંદયુદ્ધ જામે છે. જો કોઇ હિન્દુ, અને ખાસ કરીને બ્રાહ્મણ, ઘાણી પીલવાના કામ પર હોય તો પાંચ સાત મુસલમાનો ભેગા થઇ તેને સમજાવે કે તે કલમા પઢી લે તો બધા દુઃખમાંથી ઉગરી જાય. મુસલમાનોની માફક આર્યસમાજીઓ પણ નિજ ધર્મપ્રચારનું કાર્ય કરે છે અને ધર્મભ્રષ્ટ અને વિજાતીય માણસોને આર્યસમાજમાં ભેળવવાનો જીવ-તોડ પ્રયત્ન કરે છે. સાધારણ હિંદુઓને આ વિષે ઓછી જ ફિકર હોય છે. તેઓ કેવળ વાઢી જાણે છે, ઉમેરવાની તેમનામાં શક્તિ નથી. આ પક્ષાપક્ષીથી બીજો કાંઇ લાભ થયો હશે કે નહિ તેની મને ખબર નથી, પણ હિંદુઓની ચોટી અને મુસલમાનોની દાઢી તો એથી ખૂબ વધી ગઇ એ મેં નજરે જોયું છે. બંગાળની હલકી ગણાતી જાતિઓના લોકો જેઓ બહાર કદિયે ચોટી રાખતા નથી તેઓ અહીંઆ આવીને દોઢદોઢ હાથ લાંબી ચોટી ઉગાડે છે, અને મુસલમાન પણ માથું હલાવી હલાવી " અલી ઔર હનુમાનકી લડાઇ" " શિવ ઔર મહમ્મદકા ઝગડા, " " સોનાભાન બીબીકા કિસ્સા " વગેરે તરેહ તરેહની વિચિત્ર કહાણીઓ સંભળાવીને પોતાની દુરંદેશ ધર્મબુદ્ધિ બનાવવાની ફિકરમાં પડે છે. અમને લોકોને જરાગે

આનાકાની વિના બન્ને પક્ષની રસોઈ જમતાં જોઇને પહેલવહેલા તો મુસલમાનોને એમ લાગ્યું કે અમારામાં ધર્મબુદ્ધિ જાગૃત થઇ છે. એથી તેઓ ઘણા જ ખુશી થયા અને હિંદુઓ બળીને ખાખ થઈ ગયા. પણ વખત જતાં અમારા રંગઢંગ જોઇને તેઓની ખાત્રી થઈ કે અમે ન તો હિંદુ છીએ, ન તો મુસલમાન છીએ—ખાસા બંગાળી છીએ. પછી તો બધા રાજનૈતિક કેદીઓને 'બંગાળી' જ કહીને સૌ કોઈ બોલાવવા લાગ્યું.

દુઃખ અને શરમની વાત તો એ છે કે આ પક્ષાપક્ષી સાધારણ કેદીઓમાં જ નહિ, પણ રાજનૈતિક કેદીઓમાંયે પ્રવેશી હતી. અમારી સંખ્યા જેમ જેમ વધતી ગઇ તેમ તેમ આ પક્ષાપક્ષી પણ વધતી ગઇ. જેમણે ટોલ્સ્ટોયનું "રીસરેક્શન" વાંચ્યું છે તેમને યાદ હશે કે તેમાં ટોલ્સ્ટોયે બળવાખોરની મનોદશાનું કેવું સુંદર ચિત્ર ખેંચ્યું છે. એ વર્ણન કેટલું યથાર્થ છે એ અહીંની પક્ષાપક્ષી જોઇને હું તુરત જ સમજી ગયો. ખરેખર, સાધારણ રીતે બળવાખોર પોતાની જાતને બહુ મોટો માણસ માની બેસે છે. એનામાં અહંકાર અને આત્મવિશ્વાસ એટલો બધો ભર્યો હોય છે કે તે દરેક કામમાં અગ્રેસર બની જાય છે. પણ મારા નમ્ર મત પ્રમાણે એના ચારિત્ર્યમાં જેટલી તીવ્રતા છે તેટલી ગંભીરતા નથી. એ સાધારણ રીતે કલ્પનાશીલ અને એકદેશીય હોય છે, અને એમનામાંના ઘણાખરા તો ચંચળવૃત્તિના હોય છે. રાજનૈતિક કેદીઓમાં કોઈ નવો છોકરો આવતો તેને પહેલો સવાલ હું એ જ પૂછતો કે તેના પિતા કે માતાના કુટુમ્બમાં કોઇ ગાંડું હતું કે નહિ? અને ઘણાખરાઓના કુટુમ્બમાં કોઇને કોઇ વાયુરોગથી પીડાતું મળી જ આવતું. સંભવ છે કે મારા પુરાણા મિત્રો આ વાત સાંભળીને મારા પર ક્રોધ કરે, પણ એમ ક્રોધ કરી શક્તિનો અપવ્યય કરવાની જરાય જરૂર નથી, કારણ કે હું પણ તેમની જ ટોળીનો માણસ છું; મારી દાદી પણ ગાંડી જ હતી.

બળવાખોરોના ચારિત્ર્યની આ ખૂબી જેલ બહાર ધંધારોજગારમાં ફસ્યા રહેવાથી દબી જાય છે, પણ જેલની અંદર બીજા કોઇ ઉત્તેજક કામને અભાવે જૂદા જૂદા પક્ષોની રચના અને કાર્યપ્રવૃત્તિમાં તે પ્રગટ થાય છે. કયા પક્ષે વધારે કામ કરી બતાવ્યું, કયા પક્ષે હાડકાં ચોર્યાં, કયો આગેવાન સાચો અને કયો જૂઠો—આ વિષયોની ચર્ચાઓનો અહીં છેડો જ આવતો નથી. દરેક પક્ષ પોતાનો પક્ષ "પહેલો અને સાચો" એ પૂરવાર કરવાને બીજા પક્ષોની ઉપર જૂઠાસાચા આરોપ મૂકે છે. પક્ષભેદની સાથે પ્રાન્તભેદ ભળે છે અને ચર્ચાનું સ્વરૂપ વધારે વિકૃત અને વિકટ થાય છે. જાતીય એકતાને નામે કેટલીયે અદ્‌ભૂત વાતોનો પ્રચાર કરવાનો અહીં પ્રયત્ન થાય છે એનો સુમાર નથી. વચમાં વચમાં મહારાષ્ટ્રીય નેતાઓ એમ સિદ્ધ કરવા પ્રયત્ન કરે છે કે બંગાળીઓની સ્વદેશભાવના ઘણી જ સંકુચિત છે, કારણ કે બંકિમચંદ્રના 'બન્દેમાતરમ્'માં ત્રીશ કોટિ નહિ પણ સપ્ત કોટિ કણ્ઠનો ઉલ્લેખ છે અને બંગાળી કવિ (દ્વિજેન્દ્રલાલ રાય) "બંગ આમાર, જનની આમાર" નો પ્રાંતીય રાગ આલાપે છે. એક પંજાબી આર્યસમાજીને બંગાળીઓની બૂરાઇ કરવાનું કાંઇ ન સૂઝયું એટલે એણે એ શોધી કાઢયું કે આ દેશમાં અંગ્રેજી શિક્ષણનો પ્રચાર કરવાની સલાહ અંગ્રેજ સરકારને બંગાળી રામમોહનરાયે આપેલી, એથી દેશનો સૌથી મોટો દ્રોહી અને વિશ્વાસઘાતી કોઇ હોય તો એ જ છે. આ બધી દલીલો અને યુક્તિઓનો જવાબ ગાંડાની હૉસ્પિતાલમાં પૂર્યા સિવાય બીજો કોઈ નહોતો. મહારાષ્ટ્રીય નેતાઓની અંદર બંગાળીઓ પ્રત્યે દ્વેષની લાગણી વધારે તીવ્ર માલમ પડે છે. તેઓ તો એમ જ માનતાલાગે છે કે હિન્દુસ્તાનમાં એકતા સ્થાપવી હોય તો મરાઠાઓના જ નેતૃત્વ નીચે સ્થાપી શકાશે. હિન્દુસ્તાની અને પંજાબી ગમાર બંગાળીમાં નર્યો બકવાદ છે; મદ્રાસીઓ કમજોર અને ડરપોક છે, માત્ર પેશવાના વંશજો જ માણસ કહેવડાવવાને લાયક છે—આજ ધ્વનિ તેમની દરેક યુક્તિ અને દલીલમાંથી નીકળે છે.

આ બધા વિરોધોને લીધે, અમે ઘણા દિવસ હડતાલ પાડી છતાં કાંઇ ફળ ન આવ્યું. છેવટે જ્યારે જેલનાં દુ:ખોથી કંટાળી ઈન્દુભૂષણે આત્મહત્યા કરી અને ઉલ્લાસકર ગાંડો થઇ ગયો ત્યારે અમારી આંખો ઉઘડી, અમારો કુસંપ હોલવાયો અને અમે બધા સાથે મળીને કામ કરવા લાગ્યા. અમારા ઘણાખરા આગેવાનો હડતાલના ફંદામાં નહિ પડતાં દૂર રહ્યા રહ્યાજ અમને ઉપદેશ અને પ્રેરણા કરી પોતાના કર્તવ્યનું પાલન કરતા. આ દશામાં ઘણીયે વાર અમે પાછા પડ્યા, છતાં આખરે સરકારને અમારી સાથે માંડવાળ કરવી પડી, અને હડતાલ ખુલ્લી ગઇ.

× × × ×

અધિકારીઓનો મિજાજ નરમ થવાનું બીજું પણ એક કારણ હતું. જર્મનો અને અંગ્રેજો વચ્ચે યુદ્ધ શરૂ થઇ ગયું હતું. યુદ્ધ શરૂ થયાના થોડા દિવસ પછી જેલના કર્તાહર્તાઓનાં મ્હોં પડી ગયાં. કેદીઓને સતાવવાના તેમનામાં હોશ ન રહ્યા.

ઑસ્ટ્રિયાના પાટવીકુંવરના ખૂનથી માંડીને પેરિસથી ૨૦ માઇલ છેટે જર્મનો જઈ પહોંચ્યા છે એ બધી ખબરો અમને જેલમાં મોડે મોડે જ મળી ગઇ. જ્યારે એમ્ડને મદ્રાસ પર ગોળા વરસાવ્યા ત્યારે તો એ વાત કેદીઓથી કેમ જ છાની રહે? કેદી પણ સમજી ગયા કે અંગ્રેજોના વેપારધંધાને ખૂબ નુકસાન પહોંચી રહ્યું છે. પહેલાં કોપરેલ અને સરસવનાં હજારો પીપ પોર્ટબ્લેયરથી ચડતાં પણ હવે બધો માલ ગોદામમાં જ પડ્યો રહેતો. જેલની લગભગ બધી ઘાણીઓ ફરતી બંધ થઇ ગઇ. આખરે જાતજાતની લાલચો આપી કેદીઓ પાસે પણ વૉરલોનની માગણીઓ થવા માંડી. આથી પોર્ટબ્લેયરમાં રહેનાર સૌ કોઇને ખાત્રી થઇ કે અંગ્રેજોનું સિંહાસન

થયા બેઠું છે. જેલની પક્ષાપક્ષી બંધ પડી, તડ સંધાઇ ગયાં, સર્વે ભેગાં મળી જર્મનીની જય મનાવા લાગ્યા અને એના શિઘ્ર વિજયને માટે માળા ફેરવવા લાગ્યા. સૌને એવો વિશ્વાસ બંધાઇ ગયો કે જર્મન કયસરે બધા કેદીઓને છોડી મૂકવાનો હુકમ કાઢયો છે. સાહેબના ચપરાસીઓ અમારી પાસે આવી કાનમાં કહેવા લાગ્યા, કે કાલે તો સાહેબ છાપું વાંચતાં વાંચતાં રડી પડ્યા, કાલે તો સાહેબ ખાધા વિના જ માથે ઓઢીને સૂઇ ગયા, વગેરે વગેરે.

ભવિષ્યવેત્તાઓનો રાફડો ફાટયો. કોઇ કહે: પીરસાહેબને સ્વપ્નું આવ્યું છે કે અંગ્રેજોનો ઘડો ૧૯૧૪ ની અંદર જ ફુટી જશે. કોઇ કહેઃ એ વાત તો કુરાનેશરીફમાં સાફ સાફ લખી છે. સારાંશ એ કે સવારથી સાંજ સુધી આ જ પ્રકારની ચર્ચા ચાલતી રહી.

આખરે જેલના અધિકારીઓ પણ કેદીઓના અંતરની વાત પામી ગયા, અને અંગ્રેજો જીતે છે એ બતાવવાને માટે સુપરીન્ટેન્ડેન્ટે લંડન ટાઇમ્સની અઠવાડિક આવૃત્તિ અમને વાંચવા આપી. પણ ધીરે ધીરે ટાઇમ્સની ખબરો પરથી અમારો વિશ્વાસ ઉડી ગયો, કારણ કે ટાઇમ્સના કહેવા પ્રમાણે અંગ્રેજ અને ફ્રેન્ચ લશ્કર દરરોજ જેટલા માઇલની કૂચ કરતું હતું તે બધાનો સરવાળો કરીએ તો થોડા મહિનામાં તે જર્મનીનેયે ઓળંગી પોલેન્ડ પહોંચી જવું જોઇએ, છતાં પોલેન્ડ તો દૂર રહ્યું પણ ર્‌હાઇન પણ પહોંચ્યાના સમાચાર મળ્યા નહોતા.* સાધારણ રીતે અંગ્રેજોના પક્ષની કોઇ પણ વાત સાંભળીને કેદીઓ બળીને ખાખ થઇ જતા. કોઇના

---

* આ સરવાળો કરવામાં અંગ્રેજ અને ફ્રેન્ચ લશ્કર પાછા હઠયાના માઇલ બાદ કરવાનું ઉપેન્દ્રબાબુ ભૂલી ગયા છે, નહિ તો આવી મોટી ભૂલ ન થાત.

પણ દિલમાં સંદેહ નહોતો કે ઓફીસરો જૂઠી જૂઠી ખબરો છપાવીને ખાત્રી કમ દેઇ રહ્યા છે.

હિન્દુસ્તાનથી જે નવા નવા કેદીઓ આવતા તે વળી એવી અદ્‌ભૂત વાતો લાવતા કે અમે સાંભળીને દિંગ થઈ જતા. એક નવી ટુકડીએ આવી અમને સમાચાર આપ્યા કે એમ્ડન પોર્ટબ્લેયરનો દરવાજો તોડી આંદામાનના બધા કેદીઓને ભગાડી ગઇ છે! અમારા આશ્ચર્યનો પાર ન રહ્યો! અમે સદેહે મોજૂદ છતાં આ અફવાને જૂઠી માનવાની તેમણે ના પાડી, કારણ કે એક ઘણા જ વિશ્વાસપાત્ર, ભલા માણસ પાસેથી તેમણે આ ખબર સાંભળી હતી! ભલા, કાને સાંભળી વાત આગળ નજરે જોઈ વાતને કેમ સાચી મનાય!

ક્રમે ક્રમે પઠાણ અને શિખ પલટણોના સિપાઇઓ રાજ્યદ્રોહના અપરાધ માટે સજા પામી પોર્ટબ્લેયરમાં ઉભરાવા લાગ્યા. કેટલાક ફ્રાન્સ અને કેટલાક મેસોપોટેમિયા જઇ આવ્યા હતા. પઠાણોના મ્હોંમાંથી અનવર બેગની દૈવી શક્તિની અને અદ્‌ભૂત ચમત્કારોની જે બધી વાતો અમારે કાને પડી એથી કેદીઓની છાતી આશાથી દશ હાથ ફુલાઇ ગઇ. તેઓ કહેતા હતા કે અનવર પાશા જ્યારે તોપની સામે ઉભા રહે છે ત્યારે ખુદાની કુદરતથી તોપનું મ્હોં આપોઆપ બંધ થઈ જાય છે! અમે એમ પણ સાંભળ્યું કે તેઓ પક્ષિરાજ ઘોડા પર બેસી મુલતાન આવી ગયા છે, અને વચન આપી ગયા છે કે થોડી જ દેરમાં તેઓ આલમભરમાં મુસલમાની સલ્તનતનો પાયો નાંખશે! જર્મન કૈસરે કલમા પઢી ઇસ્લામ ધર્મ સ્વીકાર્યો છે! આ બધી વાતોનો પ્રતિરોધ કરી કેદીઓનો જીવ કોણ દુભાવે? એ વિચારથી જ અમે બધા ચૂપ બેસી રહેતા. હાં, જ્યારે જ્યારે બની શકે ત્યારે ત્યારે અમે સાચી ખબરો મેળવવાને છાપાંઓ ઢૂંઢતા અને મેળવતા. ગદર પાર્ટીવાળા શિખોના આવ્યા પછી અહીં

પહેરો ભરવાને હિન્દુસ્તાનથી દેશી અને વિલાયતી પલટણો બોલાવી હતી. વિલાયતી પલટણમાં ઘણાખરા તો આયરિશ હતા. તેઓ અંગ્રેજોનું ભલું વાંચ્છે એમ તો હતું જ નહિ. એટલે તે પછી તો છાપાં મેળવવાં કોઇ મોટી વાત નહોતી. આ ઉપરાંત હિન્દુસ્તાનથી જે નવા રાજનૈતિક કેદીઓ આવતા તેમની પાસેથી પણ દેશની ઘણી જાણવાજોગ હકીકત મળી જતી. એમ્ડન પકડાયા પછી એમ સાંભળ્યું કે તેના કેપ્ટનના કાગળીઆમાં પોર્ટબ્લેરનો નકશો હતો. આથી આગળ ઉપર હુમલો ન થાય એ માટે પોર્ટબ્લેયરમાં નવું લશ્કર બોલાવ્યું, અને બે ચાર તોપો પણ મંગાવી.

પોર્ટબ્લેયરની દેશી પલટણમાં પંજાબીઓની સંખ્યા વિશેષ હતી અને એમાંયે શિખ વિશેષ હતા. રખેને ગદર પાર્ટીવાળા શિખ આ શિખ સિપાઇઓની સાથે મળીને તોફાન મચાવે એ ભયથી જેલના અધિકારીઓ ફફડતા ને ફફડતા જ રહેતા. જેલની અંદરના શિખકેદીઓ સાથે તેઓ કડક વ્યવહાર રાખતા. આ બધા શિખો અમેરિકાથી આવેલા હતા. એમને રોટી અને માંસ ખાવાની ટેવ હતી. જેલની સુકીપાકી રોટીથી એમને તૃપ્તિ થતી નહિ. આ ઉપરાંત તેમના લાંબા કેશ ધોવાને માટે તેમને સાબુ કે ખારો પણ મળતો નહિ. આ બધા અત્યાચારોથી ત્રાસી જઇ તેમનામાંનો એક છત્રસિંહ ભાન ભૂલી સુપરીન્ટેન્ડેન્ટને મારવા દોડ્યો. પરિણામે તેને બે વરસ કાળકોટડીમાં પૂરવાનો હુકમ થયો. આથી કેદીઓમાં હડતાલ પડી, પણ અંતમાં જેમણે હડતાલ પાડવામાં આગેવાની કરી હતી તેમણે જ પાછી પાની કરી, અને હડતાલ તૂટી પડી. એટલામાં લડાઇ બંધ થઇ અને અમારા નસીબમાં કોઇ નવી વ્યવસ્થા લખી છે કે નહિ એની વાટ જોતાં અમે ઉંચી ડોક કરી બેસી રહ્યા.

× × × ×

કોઇ કોઇ વાર રાજકીય પ્રશ્નોની બાબતમાં અમારે ને સુપરી-ન્ટેન્ડેન્ટ વચ્ચે ખૂબ ચર્ચા ચાલતી. ચર્ચામાં અંગ્રેજ સરકારના અહિ-

માનો ફેલાવો કરવો એ જ સુપરીન્ટેન્ડેન્ટ સાહેબનો ઉદ્દેશ હતો. કેદીઓ અને સરકારી અમલદારો સાથે વાદવિવાદ છેડયા પછી હાર માની લેવામાં જ ભલમનસાઇ છે. છતાં અમે તો કોઇ કોઇ વાર સુપરીન્ટેન્ડેન્ટ સાહેબને બે ચાર અપ્રિય વાતો પણ સુણાવી દેતા. જ્યાં દિલની બળતરા બુઝાવવાનો કોઇ ઇલાજ નહોતો ત્યાં જીભ ચલાવ્યા સિવાય બીજું શું થાય ?

એ દિવસોમાં રૂશિયામાં વિપ્લવની શરૂઆત થઇ ચૂકી હતી. એક દિવસ જેલરે મારી પાસે આવી કહ્યું: "સુપરીન્ટેન્ડેન્ટ આટલી આટલીવાર સુધી તમારી સાથે વાતો કરે છે એનું કારણ સમજવામાં આવે છે કે ?"

મેં કહ્યું: "હું શું જાણું, સાહેબ ? હું નથી કહી શકતો કે પોતાની જાતિના ગુણ ગાવા સિવાય બીજો કોઇ મતલબ છે કે કેમ."

જેલરે કહ્યું: "કદાચ તમને માલમ હશે કે છ મહિને તમારા દરેકને માટે ઇન્ડિયા ગવર્નમેન્ટને રીપોર્ટ કરવામાં આવે છે. તમે લોકો સુપરીન્ટેન્ડેન્ટને જેટજેટલું કહો છો તે બધું તે નોટ કરી લે છે અને તેના આધારેજ રીપોર્ટ મોકલે છે. આજે ચોતરફ જે ગડબડ મચી રહી છે તેમાં જો અંગ્રેજો હારે તો તો તમને કોઇ પૂછનાર નથી પણ જો જીતે તો વિજયોત્સવના પ્રથમ આવેશમાં પ્રસન્ન થઇ તમને છોડી પણ મૂકે એવો સંભવ છે. હું આયરિશ છું એટલે અંગ્રેજોને બરાબર ઓળખું છું. જેલમાં પેટની વાત હોઠ પર લાવવાથી કશોયે ફાયદો નથી."

હું સમજ્યો કે વાત બરાબર છે. જેલ એ કાંઈ આપણું ઝૂડવાની જગ્યા નથી. શાસ્ત્રોમાં લખ્યું છે કે શત્રુના મુખમાંથી પણ સદુપદેશ નીકળે તો તે ગ્રહણ કરવો. આથી મેં તેજ દિવસથી બનતીજ કોશીશે મારી જીભને વશ રાખવાનો પ્રયત્ન કરવા માંડયો.

વચમાં વચમાં સુપરીન્ટેન્ડેન્ટ સાહેબ લડાઈની વાત છેડતા. તેઓ સાહેબ અમને એ ઠસાવવા માગતા કે જર્મન ખોટા શયતાન છે. અમે પણ એક વારતો જર્મનને શયતાન માની લેતા, અને કહેતા કે મરશે ત્યારે જર્મન બધા નરકમાં જશે. એમના દેવલોકમાં અંગ્રેજોની સાથે રહેવાનું સ્થાન હોઈ શકેજ નહિ.

અંગ્રેજોના ચારિત્ર્યની એ એક મોટી ખોડ છે કે તેઓ પોતાની દૃષ્ટિ સિવાય બીજાની દૃષ્ટિથી કોઇ ચીજ જોઇજ શકતા નથી. ૩૩ કરોડ ભારતવાસી સદાસર્વદા અંગ્રેજોના આશ્રય નીચે રહેવા માગે છે એ વાતની ખાત્રી કરવાને માટે અંગ્રેજોનો પ્રાણ સદાયે તલસે છે. એમને એ વાતનો જરાયે સંદેહ નથી કે ભારતમાં અંગ્રેજોનું જે રાજતંત્ર ચાલે છે એ સૌથી આદર્શ રાજતંત્ર છે.

પરંતુ સુપરીન્ટેન્ડેન્ટ સાહેબનો આ વિશ્વાસ અંતપર્યંત ટકી શક્યો નહિ. લડાઇના વખતમાં તનતોડ મહેનત કરી, કેદીઓનાં ખર્ચ ઘટાડી સરકારની તિજોરીમાં તેમણે મોટી રકમ જમા કરાવી. લડાઇ પૂરી થયે પોતાની બાળકન્યાને વિલાયત પહોંચાડવા માટે ૭ મહિનાની છૂટી માગી, પણ સીમલાથી કોરો જવાબ મળી ગયો કે હમણાં છૂટી મળે એમ નથી. જ્યારે કાગળો લખી લખી તેઓ સાહેબ હેરાન હેરાન થઇ ગયા અને કોઇ જવાબ ન મળ્યો ત્યારે બડબડવા લાગ્યા: " All goverments are bad. I am an anarchist ." ( સરકાર માત્ર ખરાબ છે. હું તો હવે અરાજકવાદી થયો છું ) આખરે ચીડાઇને એમણે પોતાની જગ્યાનું રાજીનામું આપ્યું અને કહ્યું કે: " The Gods of Simla are incorrigible.." ( સીમલાના દેવ કદિ સુધરે એમ નથી. ) થોડા દિવસ પહેલાં મોન્ટેગ્યુ સાહેબના સુધારાઓનો ખરીતો બહાર પડયો હતો, અને તેમાં હિંદી સરકારનેજ કર્તાહર્તા બનાવવાની દરખાસ્ત હતી.

સુપરીન્ટેન્ડેન્ટ સાહેબે તે વખતે હર્ષભેર તેને વધાવી લીધી હતી, અને કહ્યું હતું કે: " There is nothing wrong in it. The Government of India are sensible people. " ( એમાં કાંઈ ખોટું નથી. હિંદી સરકાર ઘણીજ હોશિયાર છે. ) સાચું જ કહ્યું છે: પ્રસુતિની પીડા રે વંઝા તે શું જાણે.

ખેર, લડાઇ બંધ થઇ ગઇ. ...એકદિવસ ખબર આવી કે જીંદગીભર કાળાપાણીની સજા પામેલા રાજનૈતિક કેદીઓને છોડી દેવાની હિંદી સરકારે ભલામણ કરી છે, અને એમાં અમારાં પણ નામ છે. માત્ર અંગ્રેજ સરકારની મંજૂરીની જ વાર છે.

હજુ સુધી જીંદગીભર કાળાપાણીની સજા પામેલો રાજનૈતિક કેદી જીવતો ઘેર પાછો ફર્યો નહોતો, આથી આ વાત માનવાને અમારો જીવ ચાલતો નહોતો. પણ માન્યા વિના રહેવાય કેમ ? પ્રાણ તડફડી તડફડીને નીકળી ન જાય ? આખરે જર્મનો સાથે સુલેહ થઇ. ઈંગ્લેન્ડમાં સુલેહોત્સવ ઉજવાયો. પણ આ શું ? કેદીઓને તો છોડયા જ નહિ ! કાંઇ ભૂલ હશે. અમે દિવસો ગણવા માંડયા, દિવસો ગણતાં ગણતાં અઠવાડીઆ ગણવા માંડયા, અઠવાડીઆ ગણતાં ગણતાં મહિનાઓ ગણવા માંડયા, મહિનાઓ ગણતાં ગણતાં વરસ પૂરૂં થયું પણ બિલાડી નસીબદાર એવી કે સિકું નજ તૂટયું. પછી છાપાંઓમાં વાંચ્યું કે હિન્દુસ્તાનમાં સુલેહોત્સવ ઓકટોબર મહિનામાં ઉજવાશે. આથી ફરી પાછી આશા બંધાઇ.

જ્યારે હિન્દુસ્તાનમાં સુલેહોત્સવ ઉજવાઇ રહ્યો, ત્યારે જીવ તાળવે ચોંટયો. રહી રહીને એમજ થાય કે હમણાં ખબર આવશે, હમણાં ખબર આવશે. અને આખરે ખબર આવી પણ ખરી. સુપરીન્ટેન્ડેન્ટ સાહેબે અમને એમની ઓફીસમાં બોલાવી કહ્યું કે: "સરકારબહાદુરે તમારા પર દયા લાવી તમારી સજાના વરસમાં એકેક

મહિનો માફ કર્યો છે.'' શિવ શિવ! અમારી આટલા દિવસોની આશા ધૂળમાં મળી ગઇ.

અમે ચીફ કમિશ્નરને અરજી કરી કે આ સરકારી હુકમ પ્રમાણે અમારી સજાનાં ૧૪ વરસ પૂરાં થયાં છે માટે હવે અમને જેલના કામમાંથી છૂટી મળવી જોઇએ. પણ આ અરજી ચીફ કમિશ્નરની ઓફીસમાં કયાં દબાઇ ગઇ તેનો પત્તો જ નથી; હજી સુધી તેનો જવાબ મળ્યો નથી.

આજ વખતમાં જેલકમિટી ત્યાં તપાસ કરવા આવનાર હતી. મેં બધી હાયવરાળ તે કમિટી આગળ કાઢી જેલનો કામધંધો છોડી દેવાનો નિશ્ચય કર્યો. પણ " રામ રાખે તેને કોણ ચાખે ?" બીજેજ દિવસે સવારમાં સુપરીન્ટેન્ડેન્ટ સાહેબે અમને બધાને પોતાની પાસે બોલાવ્યા અને કહ્યું કે: "બંગાળ સરકારે તમને બધાને અલિપુર જેલમાં બોલાવ્યા છે એટલે તમને અહીંઆથી છોડી દેવામાં આવશે. "

આટલીજવારમાં સરકારની મતિ કેમ ફરી ગઇ એ જાણવાની જીજ્ઞાસા મનમાંને મનમાંજ શમી ગઇ. કોઇ લાંબો થઇને જમીનપર સૂઇ ગયો, કોઇ હર્ષથી બૂમરાણ કરવા લાગ્યો! કોઇ હાથપગ પછાડવા લાગ્યો, કોઇ ગાયન ગાવા લાગ્યો. પણ એક સુજ્ઞ બન્ધુએ અમને બધાને શાંત પડયા અને કહ્યું કે: " ભાઇઓ ! જરા સબૂર. આમનું કાંઇ ઠેકાણું નથી. ફળાહારનું નોતરૂં તો આપ્યું છે પણ ખાઇપી હાથમ્હોં ધોઇ ઉઠીશું કે કેમ એનો જ સંદેહ છે. મને તો દાળમાં કાંઇ કાળું લાગે છે. ભરદરિયે વહાણ ડૂબાડવાનોજ આ તાલ છે. "

સ્ટીમર પર ચઢવાના માત્ર બેજ દિવસ બાકી છે. ન તો રાતે ઉંઘ આવે છે, ન તો ખાવાનું ભાવે છે. કલ્પનામાં આંખો આગળ સેંકડો ચિત્રો તરવરે છે. કેટલાય દિવસોથી ભૂલાઇ ગયેલાં મુખડાં આજે

ફરીથી યાદ આવે છે, અને સ્નેહનાં અસંખ્ય બંધનોથી ફરીથી બાંધવાની તૈયારી કરે છે.

એ દિવસ પૂરા થયા, ૨૬ કેદીઓનું ટોળું જેલની બહાર નીકળ્યું, જેલની બહાર નીકળતાં જ શિખોએ "શ્રી વાહ ગુરૂજીકા ખાલસા, શ્રી વાહ ગુરૂજીકી ફતેહ"ના જયઘોષથી આકાશપાતાળ કંપાવ્યા. પછીથી ગાવાનું શરૂ કર્યું:—

ધન્ય ધન્ય પિતા દશમેશ ગુરૂ,
જિન *ચિડિગોં સે બાજ તુડાયે.+

આજે ચિડિયોના બાજનો શિકાર કરવાનો દિન ફરીથી આવ્યો હતો, આથી આ સંગીતના તાલ પર અમારો મુગ્ધાત્મા ઝણઝણી ઉઠયો. મેં મનમાં ને મનમાંજ પ્રાર્થના કરી: "હે ભારતના ભાવી ગુરુ! હે ભગવાનના મૂર્તિમંત પ્રકાશ! સમુદ્રપારથી તારા દીન ભક્તના પ્રણામ સ્વીકારજે!"

એ પછી સ્ટીમર પર ચઢી મેં પોર્ટબ્લેયર તરફ છેલ્લી નજર ફેંકી અને વડર્સવર્થની આ ટુંક રહી રહીને યાદ આવવા લાગી:-
"What man has made of man."×

સ્ટીમર પર ચડયે હજુ ત્રણજ દિવસ થયા છે પણ મન તો આગળ ને આગળ દોડયુંજ જાય છે. 'આ સાગરદ્વીપની દીવાદાંડી છે. પેલું રૂપનારાયણનું સંગમસ્થાન છે. અહો! આજેજ ખિદિરપુર જઇ પહોંચીશું; તો શું ખરેખર સ્ટીમર નજ ડુબી? અરે, આપણે તો ઘાટ પર આવી પહોંચ્યા. આ પોલિસ આપણને અલિપુર જેલમાં લેઇ જાય છે.'

---

* ચકલીઓ.

+ હે પિતા! હે દશમા ગુરૂ (ગુરૂ ગોવિંદસિંહ)! તમે ધન્ય છો કે તને ચિડિયોંથી બાજનો શિકાર કરાવ્યો.

× માણસે માણસની શી દશા કરી છે.

અમે ફરી પાછા અલિપુર જેલમાં આવી પહોંચ્યા, પણ હવે પહેલાંનાં પરિચિત મુખડાં નહોતાં. અમારા શુભાગમનના સંવાદ સુપરીન્ટેન્ડેન્ટ સાહેબને પહોંચી ગયા. અમારી પાસે જે કાંઇ સરસામાન હતો એ બધો પોલિસ પહેરેગીરોએ તપાસી નોંધી લીધો. પણ અમારી પાસે એવો બહુ સરસામાન હતોજ નહિ. પોર્ટબ્લેયરથી આવતી વખતે જ મે મારાં પુસ્તકો નવા આવેલા છોકરાઓને આપી દીધાં હતાં. મેં તો એવો નિશ્ચય કર્યો હતો કે દેશમાં આવી સરસ્વતી સાથે કોઇ સંબંધ રાખીશ નહિ, ચૂપચાપ ખાઇશ અને પડ્યો રહીશ.

અમે જેલમાં દાખલ થયા ત્યારે શનિવારનો દિવસ હતો. અમે વિચાર કરતા હતા કે આજને કાલ બે દિવસ જેલમાં જ રહેવું પડશે, પણ એટલામાં સુપરીન્ટેન્ડેન્ટ સાહેબ આવી પહોંચ્યા, અને અમને પૂછ્યું કે:—"કેમ, તમે લોકો આજે જ બહાર નીકળવા માગો છો ? તમને કલકત્તામાં રહેવાની જગ્યા મળશે કે ?" જેલમાંથી બહાર નીકળવાનું નામ પડતાં જ હૃદય ઉછળી પડ્યું. હું તુરત જ બોલી ઉઠ્યો: "અરે સાહેબ, ઘણી જગ્યા છે." મનમાં વિચાર કર્યો: "છોડી તો દે, જગ્યા નહિ મળે તો રસ્તામાં સૂઇ રહીશું."

રાત્રે હેમચંદ્ર, બારીન્દ્ર અને મને ત્રણને છૂટા કર્યા. પણ જઇએ ક્યાં ? શ્રીયુત સી૦ આર૦ દાસને ઘેર પહોંચ્યા પણ તેઓ ઘેર ન મળ્યા. લાચાર, ત્યાંથી પાછા ફરી અમે લોકો હેમચંદ્રના મિત્ર (હાઇકોર્ટ વકીલ) શ્રીયુત સાતકૌડી પતિરાયને ત્યાં પહોંચ્યા. હેમચંદ્ર અને બારીન્દ્ર ત્યાં જ ટકી પડ્યા, પણ મેં તો ચંદ્રનગર મારે ઘેર જવાનો જ વિચાર રાખ્યો. આથી હું ૧૦॥ વાગ્યાની ગાડી પકડવા હાવડા જવા નીકળી પડ્યો.

પણ ઘરમાંથી બહાર નીકળી જોઉં છું તો કલકત્તાના બધા રસ્તા ભૂલી ગયો છું. છેવટે ઠીચાતોઅથડાતો હું હાવડા

પહોંચ્યો પણ ગાડી છૂટી ગઇ હતી. શ્યામબજારમાં મારૂં સાસરૂં છે. વિચાર કર્યો કે ચાલ, રાત ત્યાં જ રહી જાઉં. આથી શ્યામબજાર જવા નીકળ્યો. શ્યામબજાર પહોંચતાં પહોંચતાં રાતના ૧૨ વાગ્યા અને સસરાનું ઘર ખોળી કાઢી જોઉં છું તો બારણાં બંધ; બે ચારવાર સાંકળ ખખડાવી, પણ જવાબ જ કોણ આપે? વિચાર કર્યો કે ચાલ, ત્યારે આજે કલકત્તાના રસ્તામાં ફરીનેજ રાત કાઢી નાંખું. હૃદયની અંદર કોઇ નવીન તરેહના આનંદની લહેરો ઉઠી. આજે બાર વરસે ખુલ્લા રસ્તાપર ફરવાનું મળ્યું. સાથે ન મળે પેટી ઓફીસર, ન મળે વોર્ડર કે ન મળે ઘરેણું. રખડતા રામનાં બંધન માત્ર છૂટી ગયાં—અને હજી સુધી કોઈ નવું બંધન પડયું નથી. આજે ખરેખર હું સંસારમાં એકલો છું પણ મારા એ એકલવાયાપણાની સાથે કોઇ પ્રકારના વિષાદની કાલિમા મળી નથી, ઉલટું એક અલૌકિક પ્રકારનો શાંત આનંદ એના તાલપર થૈ થૈ નાચી રહ્યો છે.

શ્યામબજારથી હું સર્ક્યુલરરોડ થઇ સ્યાલદા સ્ટેશન તરફ ચાલ્યો. બાર બાર વરસથી જોડા પહેરવાનો અભ્યાસ છૂટી ગયો હતો એથી નવા પહેરેલા જોડાથી ઠેર ઠેર ચાઠાં પડી ગયાં. આથી જોડા ઉતારી એની પોટલી બાંધી, અને પોટલી બગલ તળે મારી ચાલવા માંડયું. બગલમાં પોટલી જોઇ એક પહેરાવાળાએ મને રોકયો અને પૂછ્યું: "અલ્યા, કયાંથી આવે છે? કયાં જાય છે?" એક વાર તો મનમાં થઇ આવ્યું કે સાચેસાચું કહી દઉં કે કાળાપાણીથી આવું છું. એથી કંઇ નહિ તો થાણામાં સૂઇ રહેવાનો તો લાભ મળશે જ. પણ પછીથી વિચાર કર્યો કે નહિ, સાચું બોલીને તો બાર વરસ કાળાપાણી વેઠયાં. હવે સાચ પર પ્રેમ બતાવવો ઠીક નહિ. આમ બધું વિચારી મેં જવાબ આપ્યો: "કાલીઘાટથી આવું છું. અને સ્યાલદા જવું છે." કોન્સ્ટેબલે મારી બગલવાળી પોટલીની પરીક્ષા કરી, બહુ વાર સુધી મારૂં મ્હોં

નિરખીને કહ્યું કે: "અલ્યા, ઉડિયો છું કે?" મેં ઘણી જ મુશ્કેલીથી હસવું દાબી કહ્યું: "જી, હા." આથી એણે મને જવાની રજા આપી, અને મેં લાંબી સલામ ભરી ચાલતી પકડી. શ્યાલદાથી રાતના એક વાગ્યાની ગાડીમાં બેસી હું શ્યામનગર પહોંચ્યો ત્યારે રાતના બે વાગી ગયા હતા. એ વખતે નાવમાં બેસી ગંગા પાર કરતાં ત્રણ વાગી ગયા, અને બરાબર સાડાત્રણ વાગે મારા ગામના ઘાટ પર ઉતર્યો. પણ ઘાટ પર કોઇ ન મળે. રસ્તામાં માત્ર ગ્યાસતેલના દીવા બળતા હતા. ઘેર પહોંચી જોયું તો એનું સ્વરૂપ એકદમ બદલાઇ ગયું હતું. કમાડ ખટખટાવી મેં એક પછી એકનાં નામ પોકારવાં શરૂ કર્યાં. આખરે મકાનની એક બારી ઉઘડી. અંદરથી હર્ષ અને ઉદ્વેગથી ચંચળ, સુપરિચિત સ્ત્રીકંઠે પ્રશ્ન કર્યો: "કોણ છે એ?" સાથે સાથે માએ પણ એજ પ્રશ્ન કર્યો. જેની આશા સૌ છોડીને બેઠા હતા તે પાછો ફરે એ માનવાની કોઇની હિંમત ચાલતી નહોતી.

આખા ઘરમાં ખળભળાટ મચી ગયો. તમામ છોકરાછોકરીઓ આંખો ચોળતાં ચોળતાં મારી આસપાસ વીંટાઇ વળ્યાં. એક ન્હાનો છોકરો જરા દૂર ઉભો રહી વિસ્મિત નેત્રે મારૂં મ્હોં જોઇ રહ્યો. મારા ભત્રીજાએ મને એની ઓળખાણ આપતાં કહ્યું: "આ જ તમારો છોકરો." જેને હું દોઢ વરસનો મૂકીને ગયો હતો તે આજે તેર વરસનો થઇ ગયો છે.

હું નવેસરથી સંસારમાં પ્રવિષ્ટ થયો. હે ભવસાગરના નાવિક! હવે જોઉં છું. કયે ઘાટ ઉતારે છે?

